# નવજીવન

सा विद्या या विमुक्तये

તંત્રી
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ



અંક ૩

નવજીવન, અમદાવાદ ૧૯૬૧

# નવજીવન

માર્ચ, ૧૯૬૧

વર્ષ ૨૦ — અંક ૩

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દરમહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન ટ્રસ્ટની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફ રોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); નવી દિલ્હી (યુ. એસ. કૉર્પોરેશન બિલ્ડિંગ, કૉનૉટ સરકસ); ઇંદોર (૫, ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક); પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના–૪); મદ્રાસ (૨૨/૨૧૧ માઉન્ટ રોડ, મદ્રાસ–૬); કલકત્તા (૪૧, ઇંડિયન ડૉરિજફર્ડ રોડ, કલકત્તા–૧૨) અને જયપુર (ચોડા રસ્તા) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ૦ ૯ડ. ઘરક નાડ આ આના

વ્યવસ્થાપક,
'નવજીવન'
નવજીવન ટ્રસ્ટ,
પો. નવજીવન, અમદાવાદ–૧૪

# નવજીવન

सा विद्या या विमुक्तये

[ ૨૦ : અંક ૩ ] અમદાવાદ [ માર્ચ, ૧૯૬૧

"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું રીંગણું નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વે મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું. . . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં પયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

# વિચારતરંગિણી

## ૧

### વિચારકલિકા

"મૂળે જોતાં બે જ ધર્મો હોઈ શકે છે—એક કે જેની ઉત્પત્તિ માણસના નૈતિક સ્વભાવ કે અંતરાત્મામાંથી છે, અને તેથી જે નીતિધર્મની કે સદાચારની આજ્ઞાઓ રૂપે પ્રગટ થાય છે; અને બીજો એ કે જે બાહ્ય જગતમાં કામ કરતી સ્થૂલ શક્તિઓના નિરીક્ષણમાંથી પેદા થાય છે." (જૅo એo ફ્રૂડ)

ઉપરના ફ્રૂડના વિચારને મળતું કથન વર્ષો અગાઉ જર્મન તત્ત્વજ્ઞાની કાન્ટે જરા જુદા શબ્દોમાં કરેલું, અહીં યાદ કરીએ :—

"બે વસ્તુઓ એવી છે કે, તે અંતરમાં નિત્ય નવીન આશ્ચર્ય અને આદરભાવનાં પૂર રેલાવી દે છે; અને જેમ જેમ તેમનું ચિંતન કરીએ છીએ, તેમ તેમ તે આશ્ચર્ય અને આદર વધુ ને વધુ ઊભરાય છે : એક—મારા માથા પરનું તારાઓથી ભરપૂર આભ, અને બીજું—મારા અંતરમાં વિરાજતો નીતિધર્મનો કાયદો."

પરંતુ કાન્ટ અહીં બે ધર્મ નથી કહેતો; તે આ કહે છે કે, ભવ્ય વસ્તુઓ એક જ અદ્ભુતભાવ હૃદયમાં પ્રગટાવે, કે જે ભાવ માનવને તેના સર્જનહારની યાદ આપે. ફ્રૂડ આંતર ધર્મથી જુદો પડતો બાહ્ય ધર્મ ગણાવે છે, કે જે ભૌતિક પદાર્થ-વિજ્ઞાનમાંથી જન્મે છે, જેણે વિજ્ઞાન-બળને જન્મ આપ્યો છે, જેને પ્રતાપે આજનો યુગ અંજાઈને એક જાતની જુદી આસ્થાવાળો અને તેથી કરીને જુદો પડતો ધર્મ પ્રગટયો છે. ફ્રૂડ કહે છે કે, યા તો આંતરિક નીતિધર્મ અથવા તો બાહ્ય પદાર્થોની પ્રાપ્તિનો ઉપભોગધર્મ—એવા બે ધર્મો જ શકય છે.

કાન્ટ કહે છે કે, બાહ્ય જગત પણ એક આંતર-જગત જેવી જ ભવ્યતા છે; બેઉ અગાધ અદ્ભુત છે. વિજ્ઞાન દ્વારા આ અદ્ભુતતા સમજીને માણસ ચાલે તો, આંતર અને બાહ્ય બંને જગત એક જ ભાવ પ્રેરશે. એ ભાવને પામવા માટે દરેક માણસ પાસે બન્યાં બનાવ્યાં બે સાધનો પડ્યાં છે—અંદર જુઓ તો પોતાનું અંતર અને બહાર જુઓ તો સમગ્ર વિશ્વને આવરીને રહેલું વિયત—આકાશ. એ બેઉ એક જ સમજ પ્રેરશે.

ફ્રૂડ આવી એક અદ્વૈતતા નહિ, પણ શ્રેય અને પ્રેય એ દ્વંદ્વને મળતું દ્વૈત જગતમાં રહેલું છે, તે બતાવે છે. તે કહે છે, જગતમાં આંતર નીતિધર્મનો ન્યાય છે, કે જે શ્રેયોગામી છે; અને બાહ્ય પદાર્થોની પ્રાપ્તિનો અને તેમના ઉપભોગનો ન્યાય છે, કે જે પ્રેયો-ગામી છે. આ જ ખરું જોતાં ધર્મ છે,—નહિ કે ખ્રિસ્તી બૌદ્ધ, હિંદુ, ઇસ્લામ ઇo નામોથી ઓળખાતા ધર્મો. બધા ધર્મોનું રહસ્ય શ્રેય-પ્રેયની દ્વૈત વાતમાં રહેલું છે. માણસ માટે એ બેમાંથી એકની પસંદગી કરવાની રહેલી છે.

૩-૩-'૬૧

૨.

## ઉચ્ચ શિક્ષણનાં વહેણ

દખ્ખણ એજ્યુકેશન સોસાયટી, પૂના, પશ્ચિમ હિંદની એક જૂની જાણીતી શિક્ષણ-મંડળી છે. લોકમાન્ય ટિળક તેના સંસ્થાપકોમાંના એક હતા. તેને ૭૫ વરસ થયાનો ઉત્સવ ગયા વરસે ડિસેમ્બરમાં રાષ્ટ્રપતિના પ્રમુખ-પદે ઊજવાયો. તે પ્રસંગે એ મંડળીએ 'કેળવણીના પ્રશ્નો' ચર્ચતો એક અનુભવગ્રંથ અંગ્રેજીમાં બહાર પાડયો છે, એની સમાલોચના જોવા મળી. સમાલોચકે એ પુસ્તકની ચર્ચામાંથી બેચાર બાબતોની નોંધ લેવા જેવી માની છે.

એક એ બાબત કે, ખાનગી રાહે ચાલતી કૉલેજોની મોટી પીડા નાણાભીડ છે. તેમની આવકના ૮૦ ટકા ફીમાંથી આવે છે. એટલે કૉલેજો ઊંધું ઘાલીને વિદ્યાર્થી-સંખ્યા વધારવા તાકે છે. બીજી તરફથી કૉલેજોની સંખ્યા પણ વધ્યે જાય છે. આમ અત્યારની દશા થઈને ઊભી રહી છે. સરકારી ગ્રાંટ તો હતી એમ જ નાની ટૂંકડી ચાલ્યા કરે છે.

શિક્ષણના ગુણ કે તેના ધોરણની બીજી બાબત સમાલોચકે લીધી છે. તે કહે છે કે, આ પુસ્તકમાં સ્પષ્ટ સ્વીકાર કર્યો છે કે, ધોરણ ખૂબ જ ઊતરી ગયું છે. તેમાં એક કારણ વિદ્યાર્થીઓની પ્રત બદલાઈ ગઈ છે, તેવું રજૂ કર્યું છે. કૉલેજનાં વર્ષો દરમિયાન, વિદ્યાર્થીઓને માબાપના ગરીબ ઘર કરતાં વધારે લહેરથી રહેવાનું મળે છે, એનું આકર્ષણ મોટું છે. તેઓ જ્ઞાન કરતાં પદવીની પરવાવાળા વધારે બન્યા છે, કેમ કે તે સામાજિક પ્રતિષ્ઠાનું નિશાન ગણાય છે

પુસ્તકકાર કહે છે કે, આ સ્થિતિમાં અધ્યાપકો સુધારો લાવી શકે. વાત સાચી છે, એમ જણાવીને સમાલોચક પૂછે છે, પણ તેઓનું જ ધોરણ જોઈએ તેવું છે કે? તેમનો વિદ્યાપ્રેમ કેવો છે? તેમનો સ્વતંત્ર રાષ્ટ્રપ્રેમ કેવોક છે? કૉલેજ સંચાલન મંડળો પાસે પૂરનું આદર્શ બળ છે કે? આમ પૂછીને તે એમ અનુસારવા ચાહે છે કે, ઉચ્ચ શિક્ષણનાં બધાં જ પાસાંમાં — વિદ્યાર્થી, શિક્ષક, સંચાલક અને સરકારમાં પણ — ધોરણ તથા આદર્શ બાબતમાં ઉતાર-દશા પ્રવર્તે છે

સમાલોચકે પુસ્તકમાંથી એક વાત ખાસ ટાંકી છે, તે અંગ્રેજી ભાષા વિષે. એક લેખમાં એક અંગ્રેજના અધ્યાપકે લખ્યું છે કે, "વિદ્યાર્થીઓનું અંગ્રેજી નબળું હોય છે. તે સુધારવા તે મફત શિખવાડવા છ વર્ષથી કૉલેજનાં પ્રથમ બે વર્ષના ૬૦૦ જેટલા વિદ્યાર્થીઓ માટે વર્ગો ચલાવવાનો અનુભવ એ મળ્યો કે, ભાગ્યે ૨૫ વિદ્યાર્થીઓ શરૂમાં આવ્યા અને તેય ધીમે ધીમે બંધ થઈ ગયા. પદવી-પરીક્ષા માટે ઘેર કામ કરે તે દૃષ્ટિએ, ફરજિયાત 'ટ્યૂટોરિયલ' કામ અપાય, તેમાં એવું જોયું કે, કેટલાય ગાઈડમાંથી કે બીજા કોકમાંથી કૉપી કરી લાવતા!

સમાલોચકે, છેલ્લે એક બાબત જે ચર્ચી છે, તે પ્રજા આગળ પૂરતી ધ્યાનપાત્ર હજી, હજી મુકાઈ નથી એવી છે. તે છે કૉલેજોના રમતગમત અને નાટ્યપ્રયોગોના મેળાવડાની વ્યવસ્થા. આ વખતે શિસ્તનું કામ અધ્યાપકોને અપાય છે. વિદ્યાર્થીઓના પોતાના મનોરંજન અને રમતના આવા કાર્યક્રમોમાં આવું કરવું પડે છે, એ ખરેખર મોટી આપદા છે. આના ખર્ચનો મુદ્દો પણ નાનોસૂનો નથી. બીજા એક પત્રલેખકે આ વિષે મને લખ્યું છે, તે આની સાથે નહિ, પણ અલગ હવે પછી ચર્ચવા ધારું છું.

૧૧–૩–'૬૧

૩

## શિક્ષણમાં હડતાલ

ગયે મહિને બેએક ઘટનાઓ એવી બની કે જે ઉપરથી આ સવાલ ઉપર આવ્યો છે: એક — આયુર્વેદની કેટલીક શિક્ષણસંસ્થાઓના વિદ્યાર્થીઓની હડતાલ. બીજું — અમદાવાદની એક શાળાના બે શિક્ષકોને સરકારી નિયમમાં રહીને છૂટા કરવામાં આવ્યા, તે સામે તેમનો ઉપવાસ-પ્રયોગ થાય, ત્યારે શિક્ષકોની સહાનુભૂતિની હડતાલ પાડવાનો પ્રયોગ. આ બે બાબતોની ચર્ચા અહીં કરવી નથી. પણ તે બે ઉપરથી સવાલ એ થાય છે કે, શિક્ષણમાં હડતાલને સ્થાન ખરું?

શિક્ષણ એવું કામ છે કે, તેમાં વિદ્યાર્થી અને શિક્ષક ભેગા મળે છે; ઉદ્યોગધંધામાં શેઠ-મજૂર ઇ૦ પેઠે બે વચ્ચે હિતવિરોધ નથી. પછી હડતાલનો શો અર્થ?

વિદ્યાર્થી જે હડતાલ પાડે તો એનો અર્થ એમ નહિ કે, તેને ભણવાનું બંધ કર્યું છે? એમાં એને

જ નુકસાન છે કે બીજાને? અને શિક્ષક હડતાલ પાડે તો તેમાં તે કામ નથી કરવા માગતો એમ જ ને? વિદ્યાર્થીને આમ નુકસાન કરવાનો તેને હક ખરો?

શિક્ષકને કે વિદ્યાર્થીને પોતપોતાના કોઈક હિત અંગે વાંધો-વિરોધ હોય; પણ તે કાઢવા માટે કે તેની ચળવળ કરવાને માટે અભ્યાસકામ-પર કૂદી પડવું, એ કોઈ રીતે બુદ્ધિયુક્ત લાગતું નથી. ૧૯૨૧ના અસહકાર-યુગમાં પણ ગાંધીજીએ કહેલું કે, સરકારી શાળાનો ત્યાગ જેમને કરવો હોય તે કરે, પણ જેમને ત્યાં ભણવું હોય તે ભણે; ભણવાનું કામ હડતાલમાં ન સંડોવવું. ન ભણવાની કે કામ ન કરવાની છૂટનો અર્થ એ કે, તે છોડવું હોય તો છોડો; પરંતુ શાળામાં રહેવું અને તે કામમાં હડતાલ નાંખવી, એ શિક્ષણની, સમાજની કે સત્યાગ્રહની કોઈ દૃષ્ટિએ દુરસ્ત નથી.

૫–૩–'૬૧

૪

## કૉન્ગોમાં આંતર-વિગ્રહ

આફ્રિકામાં બેલ્જિયન કૉન્ગો સામ્રાજ્યવાદમાંથી છૂટ્યું કહેવાયું, પણ ખરેખર છૂટે ત્યારે ખરું. અત્યારે ત્યાં તે પ્રદેશની જુદી જુદી હબસી જાતિઓ વચ્ચે દારુણ આંતર-વિગ્રહ જામ્યો છે.

બેલ્જિયમને 'યુનો'એ કહ્યું કે, કૉન્ગો છોડો. પણ તે પાછું આ તે બહાને ત્યાં ઘૂસી ગયું છે. 'યુનો'ની શાંત-સત્તાને નવી કૉન્ગો સરકારે મદદમાં બોલાવી ખરી. પણ ત્યાંની તળપદી સરકારમાં આંતરિક પક્ષાપક્ષી એવી છે કે, તેઓ 'યુનો'ને પણ પજવે છે! આશાનું કિરણ એટલું છે કે, તે છતાં 'યુનો' ત્યાં મક્કમપણે પોતાની ફરજ અદા કરવા અડીખમ ઊભું છે.

કૉન્ગોની આ દશા થવામાં ઉઘાડું એક કારણ તો 'યુનો'માં જે બે માંધાતા-દળ છે તેમનું ઠંડું યુદ્ધ જે ચાલે છે તે હોઈ, તેનો ભોગ કૉન્ગોને પણ બનવું પડ્યું. રશિયાએ 'યુનો'ના એક મહામંત્રીને કાઢીને ત્રણ જણને મૂકવાની વાત ઉપાડી. 'યુનો'ની અંદર રાષ્ટ્રસંખ્યા ખૂબ જ વધતાં ત્રણ જૂથ બન્યાં છે: ૧. અમેરિકાના વળનું, ૨. રશિયાના વળનું, ૩. એશિયા-આફ્રિકાનાં તટસ્થ રાષ્ટ્રોનું. આ દરેક જૂથનો એક એક એમ ત્રણ મહામંત્રી હોય એ વાત રશિયાએ ઉપાડી છે. અને તે કહે છે કે, કૉન્ગોમાંથી 'યુનો' જ ખસી જાય! આજની 'યુનો'ની સ્થિતિ એવી છે કે, આમ કરીને તેને હચમચાવ્યા વગર ભાગ્યે જ રશિયા ત્યાં પોતાનું કાંઈકે ચલણ મેળવી શકે.

બીજી તરફ અમેરિકાનું કામ હવે જુઓ. ખરી કટોકટી હતી ત્યારે તેણે પોતાનો હાથ 'યુનો'માં ઉપર રાખવાની વાત મુખ્ય માની. કૉન્ગો સ્વતંત્ર રાષ્ટ્ર બન્યું, એટલે તે 'યુનો'નું સભ્ય થયું. એટલે તેનો પ્રતિનિધિ ત્યાં બેસી શકે. કૉન્ગોમાં બે પક્ષ પડી ગયા હતા—૧. તેના રાષ્ટ્રપતિ કાસાવુબુનો, ૨. તેના વડાપ્રધાન લુમુંબાનો. બંનેએ યુનો આગળ ખડા થઈ પ્રતિનિધિ તરીકે માન્યતા માગી. આ બાબત સીધી તે દેશની આંતરિક હતી. તેમાં અમેરિકાની દરમિયાન-ગીરીથી, 'યુનો'એ કાસાવુબુ પક્ષને માન્યતા આપી. લુમુંબા અને તેના પક્ષ માટે આ મોટો ઘા નીપજ્યો. દેશના ભાગલા પાડનાર અને બેલ્જિયમ વગેરે સામ્રાજ્યવાદીઓને મળીને વર્તનાર એવો કૉન્ગોનો કાટંગા પ્રદેશ છે. કાસા-વુબુએ તેના પ્રમુખ શોમ્બે તથા સેનાપતિ મોબુટુ સાથે મળીને લુમુંબા પક્ષ પર હવે હલ્લો શરૂ કર્યો. લુમુંબાનું ખૂન કરવામાં આવ્યું. કૉન્ગોનાં દળો માંહોમાંહે મારા-મારીએ ચડયાં. એક વાર તો એવું થઈ ગયું કે, 'યુનો' ત્યાં બેઠું છે એ કેવળ મજાક છે કે શું!

પણ કાસાવુબુ પક્ષે 'યુનો'ની માન્યતાના છાકમાં લુમુંબાનું ખૂન કરવા સુધીનું પગલું ભર્યું, તે અણધારી રીતે પાછું વળીને તેને જ વાગ્યું! આ હત્યાથી સમસમીને 'યુનો'એ ઠરાવ કર્યો કે, આંતરવિગ્રહ ને ખૂનરેજી રોકવા,—જોઈએ તો,—તે માટે 'યુનો'-દળ શસ્ત્રથી પણ કામ લે. રશિયા પણ આ વખતે પોતાનો 'વેટો'નો નનૈયો ભણતાં કદાચ શરમાયું. 'યુનો'ની શાંત-સત્તા પાછી સતેજ થઈ શકે એમ લાગે છે. આશા રાખીએ કે, જગતમાં શાંતિસ્થાપન અર્થે રચેલી આ વિશ્વસંસ્થા આ કાળે બળવાન બને. રશિયા તો એક જ તેની 'યુનો'ને તોડવાની કે નરમ કરવાની શરૂમાં ઉપર જણાવી તે વાત લઈને બેઠું છે. તેને ઝાઝો સાથ નથી મળતો એ સારી વાત છે.

હિંદે તો 'યુનો'ને કૉન્ગોમાં સશસ્ત્ર હિંદી દળ મોકલવા સુધીની મદદ કરવાનું જાહેર કર્યું છે. આ આખા પ્રકરણ-માં 'યુનો'ના મહામંત્રીએ જે અડગ દૃષ્ટિ અને અણનમ

ફરજબુદ્ધિ બતાવી છે, તેથી કરીને જગતની શાંતિને ભારે મદદ મળી છે.

સામ્રાજ્યવાદની ચૂડમાંથી છૂટતાં આફ્રિકન રાષ્ટ્રો માટે કૉન્ગોનું પ્રકરણ સારો લાભ પહોંચાડશે એવી આશા રખાય. કૉન્ગોની પ્રજા 'યુનો'ના પ્રતાપે એવી રાહત પામે, કે જેથી તે વડે એ પોતાનું ઘર વ્યવસ્થિત કરી શકે. લુમુંબાનું બલિદાન એ શુભ દિવસ દેખાડે એવું મહાન અને નિર્દોષ છે.

૫–૩–'૬૧

૫

### પેટ્રીસ લુમુંબા

કૉન્ગોના સદ્ગત વડા પ્રધાન લુમુંબા ઓચિંતા એક વિશ્વવિભૂતિ જેવા બની ગયા, એમ કહેવાય. તેમ જ કૉન્ગો રાજ્ય પણ અણધારી રીતે એક વિશ્વપ્રશ્ન બન્યો. બંને બનાવો કાલગતિની બલિહારી બતાવે છે.

લુમુંબા એક સામાન્ય માણસ હતો. ટપાલ ખાતાની નોકરી અને તે પછી કોઈ દુકાનની ગુમાસ્તી કરતો હતો. આફ્રિકાની આઝાદીનો ઉદય થયો, તે નિમિત્તે ઘાના રાજ્યની રાજધાની આક્રામાં ઈ. સ. ૧૯૫૮માં આફ્રિકન "ઉહુરુ" (આઝાદી)ના નિશાન તરીકે તે ખંડનાં રાષ્ટ્રોની પરિષદ મળી હતી. લુમુંબા તેમાં એક પ્રેક્ષક તરીકે ગયો હતો. ત્યાંથી તેને કૉન્ગોની મુક્તિનો મંત્ર મળ્યો અને પોતાના દેશમાં ડિસેમ્બર, ૧૯૫૮માં તેણે "રાષ્ટ્રીય મુક્તિ આંદોલન સંસ્થા" સ્થાપી, તે મારફત હિલચાલ શરૂ કરી. તરત જ તેને પકડવામાં આવ્યો.

પણ કૉન્ગોમાં પરિસ્થિતિ એવી થઈ કે, બેલ્જિયમને કૉન્ગોની મુક્તિનો વિચાર કરવો પડ્યો. તે અર્થે બ્રસેલ્સમાં તેણે એક પરિષદ બોલાવી. તેને સફળ કરવી હોય તો લુમુંબા વગર ન બને, એ સમજીને તેને જેલમાંથી જાનેવારી ૧૯૬૦માં છોડવો પડ્યો. ત્યાંથી સીધો તે બ્રસેલ્સ ગયો અને જૂન, '૬૦થી કૉન્ગો મુક્ત થશે, એવો ઠરાવ પકવીને પાછો આવ્યો. તેની રૂએ કૉન્ગોની સ્વતંત્ર રાષ્ટ્રસત્તાની રચના થઈ, તેનો તે વડો પ્રધાન બન્યો, અને કાસાવુબુ પ્રમુખ થયો.

પરરાજ્યમાંથી છૂટતાં કોઈ પણ દેશમાં આંતરિક ખેંચાખેંચી જાગે જ, એમ ઇતિહાસ બતાવે છે. કૉન્ગોમાં પણ એ શરૂ થયું. તેને કાબૂમાં લેવાના પ્રયત્નો શરૂ થયા. બેલ્જિયમ આમાં અંદરખાનેથી કારણ પૂર્યા કરતું હતું, તેથી કૉન્ગોએ તેની જોડેનો આંતરરાષ્ટ્રીય સંબંધ છોડી નાંખ્યો, અને લુમુંબાએ યુરોપ અમેરિકાના પ્રવાસે નીકળી કૉન્ગોને માટે મદદ મેળવવા મહેનત શરૂ કરી. આમાં કાંઈક સફળતા મળી. પણ કાટંગા પ્રાંત જુદો પડ્યો અને આંતરિક વિખવાદ, — આંતરરાષ્ટ્રીય બળોમાંથી જોર પકડીને કે શાથી, — વધારે પ્રબળ રૂપ લેવા લાગ્યો. વડાપ્રધાન અને રાષ્ટ્રપ્રમુખ વચ્ચે પણ મતભેદ જાગ્યો. કાસાવુબુને 'યુનો'ની માન્યતા મળી તેના જોરે તેણે લુમુંબાને કેદ કર્યો. તેમાંથી તે ભાગી ગયો, પણ પાછો પકડાયો અને કાટંગામાં તેને જકડવામાં આવ્યો. ત્યાં તેનું ખૂન થયું. આ ખૂન કેવળ રાજકીય હતું, અને કેદમાં પકડીને કરાયું તેથી સાવ હીન હતું. જગત આખું તેથી ખળભળી ઊઠ્યું. અને એની સાથે લુમુંબા અને કૉન્ગો વિશ્વદરબારમાં નામાંકિત બની ગયાં. નિર્દોષ બલિદાન સમાજમાં નવો ઇતિહાસ રચનારું બળ પ્રેરે છે, એ ઐતિહાસિક હકીકત છે. લુમુંબા એવું બલિદાન આપનાર તરીકે આફ્રિકાના ઇતિહાસમાં અમર થશે. કૉન્ગોના તારણહાર તો તે બની જ ચૂક્યા છે.

કૉન્ગોની સ્થિતિ આંતરવિગ્રહને લઈને જ્યારે ખરાબ થતી જોઈ, ત્યારે કૉન્ગોના વડા પ્રધાન તરીકે લુમુંબાએ 'યુનો'ની મધ્યસ્થીની માગણી કરી, તે દ્વારા જગતની શાંતિ સ્થાપવાના પ્રશ્નને પણ તેમણે અજાણપણે એક નવી ભૂમિકા પર મૂક્યો છે, એમ આજે 'યુનો'નું કામકાજ બતાવે છે. આ વસ્તુને માટે પણ લુમુંબા ઇતિહાસમાં યાદ રહેશે.

૬–૩–'૬૧

૬

### ચૂંટણી અને લોકશાહી

જલંધરમાં ગયે મહિને એક સભામાં પં. નહેરુએ કહ્યું, "અનેક રાજ્યોમાં જૂથવાદ તરફ વલણ જતું જોવા મળે છે. આથી સંસ્થા (એટલે કે, કૉંગ્રેસ) વિચારો અને નીતિના પ્રશ્નો પર એકાગ્ર નથી થઈ શકતી."

જૂથવાદ પછી ચૂંટણી વિષે બોલતાં કહ્યું, "ચૂંટણી માટે મને ખાસ મોહ નથી. તે આપણી સાર-માણસાઈને

જ બહાર લાવે છે એવું નથી. પણ લોકશાહીનો એ અનિવાર્ય ભાગ છે. ખાલી જીત કરતાં નીતિના પ્રશ્નોનો વિજય થાય, એના ઉપર ભાર મૂકવો જોઈએ. તેથી ચૂંટણી-આંદોલનમાં આ ઢબે ભાર દેવાય તો સારું."

ચૂંટણીથી લોકોની અંદર વિખવાદ જાગે છે; માટે તેને વિષે અરુચિ કેળવવામાં આવે છે. આ કોના જેવું છે? પ્રપંચથી કંટાળી સાધુ થવા જેવી આ વાત છે, એમ આખરે જઈને જોતાં લાગશે. લોકશાહી રાજ્ય-પદ્ધતિ પ્રતિનિધિ ચૂંટવા માગે તો તેની રીત ચૂંટણી જ આજે તો છે. પ્રતિનિધિ નીમો કે ચૂંટો; નીમવાનું કબૂલો તો તે કોણ નીમે? કોઈ જે નીમનાર બને તેને કોણ નીમે? એમ જોતાં, છેવટે યા તો દેશનો એક સર-મુખત્યાર માનો તો તે નીમે ને એમ નિમણૂક-પદ્ધતિ ચાલે; અથવા લોક મતદાન વડે ચૂંટે અને એમ ચૂંટણીની રીત મૂળ આધાર તરીકે લેવાય. આથી જ, લોકશાહીમાં ચૂંટણી અનિવાર્ય સમજવી જોઈએ. એટલે, તેને સાર-માણસાઈ વડે અંમલમાં મૂકવા માટે સામુદાયિક ગુણો અને નિયમનો આપણે કેળવવા રહ્યા. આ કામ કરવા તરફ વિચારો પ્રેરવા જોઈએ, નહિ કે ચૂંટણીને વિષે નાહક અવિચારભરી અરુચિ કે નફરત કેળવવી.

એક એવો વિચાર દેશમાં વહેતો મુકાયો છે કે, ગ્રામપંચાયતોમાં ચૂંટણીતત્ત્વ અને પક્ષપદ્ધતિ ન રાખવાં. ઉપરની રીતે વિચારીશું તો જણાશે કે, તો કઈ રીતે કામ લેવું એ સ્પષ્ટ કહો નહીં ત્યાં સુધી તમે ભાગ્યે ચૂંટણી-રીતિ છોડી શકો.

આ બાબતમાં ગુજરાતની વિકેન્દ્રીકરણ સમિતિનો હેવાલ કહે છે કે,

"ઉમેદવારી-પત્રક નોંધવાથી માંડીને મતદાન દ્વારા ચૂંટણી કરવાની જે પદ્ધતિ છે, તેમાં ખાસ ફેરફાર સૂચવવાનું યોગ્ય નથી. . . . રાજકીય પક્ષોને માટે ગ્રામ-પંચાયતની ચૂંટણીમાં કાયદાથી પ્રતિબંધ મૂકવાના સૂચનનો સ્વીકાર પણ શકય જણાતો નથી. ગ્રામપંચાયત એ મુખ્યત્વે કરીને ગ્રામવિકાસની દૃષ્ટિએ કાર્ય કરનારી સંસ્થા હોઈને, બીજી કોઈ બાબતોને મહત્ત્વ આપવાને બદલે, ગામના હિતને ધ્યાનમાં લઈને પંચાયતની ચૂંટણી કે રચના થવી જોઈએ. પરંતુ કાયદા દ્વારા પ્રતિબંધ મૂકીને આ ન થઈ શકે. રાજકીય પક્ષો પોતે જ ગ્રામપંચાયતને રાજકીય પક્ષાપક્ષીના વાતાવરણમાંથી મુકત રાખવા વિચારે એ આવશ્યક અને આવકારદાયક લેખાય." (હેવાલ ૩-૧૦)

ઉપરના ફકરાની અંદર 'ગ્રામ' બદલે 'રાજ્ય' કે 'રાષ્ટ્ર' શબ્દ મૂકો, તો તે વસ્તુ આપણી ધારાસભા અને પાર્લમેન્ટ માટે પણ એટલી જ સાચી વાત નથી? તેથી, મૂળ વાત વડાપ્રધાને કહી છે તે જ છે કે, સત્તા માટે જૂથવાદ કે મોરચાબંધી રચવી એ ચૂંટણી નથી, પણ "બીજી કોઈ બાબતોને મહત્ત્વ આપવાને બદલે" દેશહિત કે ગ્રામહિતને નજરમાં રાખીને તે હિતના મુદ્દાઓ અને નીતિરીતિઓ આગળ કરીને લોકમાં ચૂંટણી થવી જોઈએ. એમાં જ પક્ષપદ્ધતિ અને તેના સિદ્ધાંતનું રહસ્ય રહેલું છે. સાર એ છે કે, આનું પાલન બરોબર થવું જોઈએ તો પછી ચૂંટણી એ ખરેખર લોકકેળવણી બનશે; અને લોકશાહીનો પ્રાણ, તે રાજ્યપદ્ધતિથી લોકમાનસ અને નાગરિકધર્મ કેળવાય છે, એમાં રહેલો છે. અહીં પણ "ધર્મો રક્ષતિ રક્ષિતઃ" સાચું છે. લોકશાહીધર્મની રક્ષા કરીએ, તો તે લોકની રક્ષા કરશે.

૬-૩-'૬૧

## ૭

### પં૦ ગોવિંદ વલ્લભ પંત

આ અંકનાં પાનાં છેવટનાં તૈયાર થઈ છાપવા માટે ગોઠવાવા લાગ્યાં છે, ત્યાં આજે સવારે ખબર પડી કે, વડી સરકારના ગૃહપ્રધાન શ્રી. ગોવિંદ વલ્લભ પંતે આજે પ્રાણ છોડયા છે. આમ કેટલાક વખતથી તેમની તબિયત નરમગરમ તો ચાલ્યા જ કરતી હતી. કંપન-વાયુ તેમને છેલ્લાં કેટલાંક વરસોથી હતો. પરંતુ તે મજબૂત બાંધાનાં શરીર- અને મન- વાળા દેશભક્ત સેવક હાથ ધરેલી મહા મોટી જવાબદારી અદા કરતા જ રહ્યા હતા. છેવટે ૧૫ દિવસ ઉપર તેમને મગજ પર લોહીના અતિ-દબાણનો હલ્લો થયો અને તે બેભાન થઈ ગયા. તેમાંથી તે ઊઠયા જ નહિ, અને આજે દેવલોક પામ્યા. આપણી જૂની પરિભાષામાં કહું તો, યુદ્ધના મેદાન પર લડતા લડતા ઢળી પડતા યોદ્ધા એ નીવડયા. એવાને માટે શાસ્ત્રમાં સ્વર્ગ લખાયું છે.

પં૦ પંત આજના હિંદની પિતામહ પેઢીના એક ગણાય. ૧૯૧૯-૨૦થી તેઓ ગાંધીજીની સાથે દેશની સેવામાં જોતાયા તે જોતાયા. આજે પણ તે પેઢી ભીષ્મ પિતામહ પેઠે દેશના કામમાં કંધો દઈ રહી છે. જેમ કે, તેમના ઉપરાંત શ્રી. રાજેન્દ્રબાબુ, શ્રી. જવાહરલાલ, શ્રી. બિધાનચંદ્ર રાય, શ્રી. રાજાજી, શ્રી. અણે વગેરે. આ બધા વૃદ્ધ-વીર પુરુષો ૭૦ની વયમર્યાદા પાર કરીને આગળ વધી રહ્યા છે. એટલે કાલધર્મે કરીને તેમનો વારો, ઈશ્વરી સંકેત મુજબ, આવતો જવાનો, એમ સામાન્યપણે સમજવું જોઈએ. છતાં તેવાના જવાનું દુઃખ થાય એ સહજ છે. પં૦ પંત દેશની એક જબરી મોટી કામગીરી બજાવતા બજાવતા ગયા. તે કામકાજને હવે પછીની પેઢીએ સંભાળી લેવાનું સહજ ક્રમે તેને ભાગે આવે છે.

પં૦ પંતનું મુખ્ય કાર્ય એમના પ્રદેશમાં રહ્યું. ઉત્તર પ્રદેશના મુખ્યતમ નેતા એ હતા. ૧૯૫૦ પછી દિલ્હી આવતાં છતાં, ઉત્તર પ્રદેશના કાર્યપ્રવાહ પર તે નજર રાખતા, અને જે સાથીઓને ત્યાંનું કામ સોંપીને પોતે દિલ્હી આવ્યા હતા, તેમને ઘટતી સલાહ સૂચના અને માર્ગદર્શન કરતા રહેતા હતા. છેવટના ભાગમાં તે પ્રદેશમાં એવી વિષમ સ્થિતિ થઈ ગઈ કે, તેને લઈને પંડિત પંતને કદાચ કારમો આઘાત લાગ્યો હોય.

ઉત્તર પ્રદેશનું રાજકારણ ૧૯૫૦ બાદ કાંઈક સંકુચિત ભાષાવાદ પર વળી ગયું તથા, ખાસ એ કે, તેના સેવકદળમાં બે ભાગ પડી ગયા, એમ કહેવું પડે. શ્રી. ટંડનજી વગેરેએ ઉર્દૂને અળગી કરી હિંદીને અજાણે પણ નબળી કરી. તેમાં રહેલી અરાષ્ટ્રીય કોમવાદી દૃષ્ટિ આજે સાફ દેખાય છે. પરિણામે, ઉત્તર પ્રદેશમાં શાળાઓમાં ઉર્દૂના શિક્ષણ પર ગેરવાજબી રોકાણો નંખાવા લાગ્યાની ફરિયાદ જાગી. આમ જે નીતિ ચાલી, તે સામે ત્યાંની વસ્તીને રાષ્ટ્રપતિ પર અરજી કરવી પડી. પં૦ પંતે ગૃહપ્રધાન તરીકે, આ અતિ કઠણ કોયડાનો ઉકેલ કરી જાહેર કર્યું કે,

"ઉર્દૂ અને હિંદી બહુ જ નિકટ સંબંધવાળી ભાષાઓ છે અને મૂળે તે એક જ ભાષા છે, એમ ગણવું જોઈએ. પરંતુ ઉર્દૂનાં ખાસ અમુક લક્ષણ છે, એ ખરું. તેની ઉર્દૂ લિપિ ઉપરાંત તેની શૈલી અને શબ્દાવલી પણ હિંદીથી કાંઈક જુદી છે. બીજા દેશોના વિવિધ સાંસ્કૃતિક પ્રવાહોની અસરથી હિંદીની એક ભાત કે પ્રકાર તરીકે ઉર્દૂ હિંદમાં જ જન્મી છે. પરંતુ મૂળમાં તે આપણા દેશની જ એક ભાષા છે; હિંદ તેનું વતન છે. હિંદના બંધારણે આ પાયાની હકીકતનો એ રીતે સ્વીકાર કર્યો છે કે, ઉર્દૂને તેની ૮મી યાદીમાં એક રાષ્ટ્રીય ભાષા તરીકે ગણાવી છે..." (ગૃહખાતાની જાહેર યાદી તા. ૧૪-૭-'૫૮માંથી)

આ જાહેરાતનો યશ ગૃહપ્રધાન તરીકે પં૦ પંતને મળે છે. પોતાના પ્રદેશને આ કડવો ઘૂંટડો તેમના જેવા ધીર પીઢ પુરુષ જ પાઈ શકે.

૧૯૫૦ બાદ હિંદની આંતરિક વ્યવસ્થા સંભાળવાનું કામ પણ મોટું હતું. અનેકાનેક એવાં પ્રબળ કારણો આવતાં જ ગયાં, જેને લઈને આંતરિક શાંતિ અને સલામતી તથા વ્યવસ્થા ગરબડમાં અવી જાય. સરદારશ્રી બાદ, એક વર્ષ પછી, તેનો ભાર આજ સુધી પં૦ પંતે ઉપાડ્યો અને તેને શોભાવ્યો. આવી અથાક સેવા-ભરી જિંદગી જીવવી, એ પણ એક સેવાયોગ જ છે. નવી પેઢીને એનો બોધ આપીને પં૦ પંતે હવે પછીનું કામ તેને સોંપીને વિદાય લીધી છે. પ્રભુ નવી પેઢીને એવાઓને પાત્ર થવાનું બળ આપો.

૭-૩-'૬૧ મગનભાઈ દેસાઈ

---

# ગાંધીજીને શ્રદ્ધાંજલિ

[સુરત જિલ્લાનો ૧૩મો ગાંધીમેળો કછોલીમાં તા. ૧૨-૨-'૬૧—બાપુના શ્રાદ્ધદિને ભરાયો હતો. તેના પ્રમુખસ્થાનેથી ડૉ. સુશીલાબહેન નાયરે પ્રવચન કર્યું હતું, તેમાંથી નીચે આપ્યું છે.]

આજે ૧૩ વર્ષ પૂરાં થયાં. બાપુજીનાં અસ્થિ-વિસર્જનના દિવસે આપે આજે ૧૩મા ગાંધીમેળાના નિમિત્તે મને અહીં બોલાવી છે. હું જુગતરામભાઈ અને આપ બધાની ઘણી જ આભારી છું કે, આપે મને આ તક આપી—આપ બધાને મળવાની અને સાથે બેસી આપણા બાપુને શ્રદ્ધાંજલિ અર્પણ કરવાની. પણ બાપુને શ્રદ્ધાંજલિ આપવી એટલે શું?

આજે જ્યાં જાઓ, હિંદમાં કે હિંદની બહાર વિચારકો મહાત્મા ગાંધીના વિચારો તરફ ખેંચાય છે. અંગ્રેજોથી યુદ્ધમાં હારેલા દેશો વિશેષ કરી તે સમજવા માગે છે કે, ગાંધીજીએ કેવી રીતે હિંદુસ્તાનના સૂતેલા કરોડો લોકોને જગાડ્યા, કેવી રીતે હિંદના નિઃશસ્ત્ર લોકોને અપાર શકિતશાળી બ્રિટિશ સલ્તનત ઉપર વિજય અપાવ્યો અને તે સલ્તનત હિંદુસ્તાનથી પોતાની મેળે પોતાનું રાજ્ય સંકેલી ચાલતી થઈ.

જૂન ૧૯૪૮માં હું સંયુકત રાષ્ટ્રસંઘની એક સ્કોલર-શિપ મેળવી અમેરિકા ગઈ. એ દેશમાં મને ખૂબ જ ફરવાનું મળ્યું. ડૉક્ટરી અભ્યાસ ઉપરાંત બાપુના શિક્ષણ-ને સમજવાની ઇચ્છા ધરાવનાર લોકોની સભા ઇત્યાદિમાં પણ ઠીક ઠીક ભાગ લીધો હતો! મને એ જોઈ ખૂબ આનંદ થયો કે, જે લોકોએ કોઈ દિવસે હિંદુસ્તાનનું નામ પણ સાંભળ્યું નહતું, તેઓ પણ ગાંધીજીનું નામ જાણતા હતા!

પાછા વળતાં મને જર્મનીમાં જવાની તક મળી. ત્યાં કેટલાંક શાંતિની શોધમાં ખૂંપેલાં નવયુવકો ને નવ-યુવતીઓ, અને કેટલાક હિટલરની ફોજમાં રહેલા કમ-ઉંમર ઓફિસરો મને મળવા આવ્યા. બધા એક જ સવાલ કરતા કે, મહાત્મા ગાંધીએ જે શાંતિનો મંત્ર હિંદુસ્તાનને આપ્યો, જેથી બ્રિટિશ સરકાર સામે હિંદ વિજયી થયું અને સ્વતંત્ર થયું, એ જ ખરી શક્તિ છે! અમારા દેશમાં અપાર અસ્ત્રશસ્ત્રના બળ છતાં અમે બેવાર અંગ્રેજ સામે હાર્યા અને પાયમાલ થયા; હવે અસ્ત્રશસ્ત્રની શક્તિ અમને નથી ગમતી; અમે ગાંધીનો માર્ગ સમજવા માગીએ છીએ, ગાંધીએ બતાવેલી શકિત અમને જોઈએ છે! એ વિષે અમને જાણ કરી આપો!

ગાંધીજીનું આખું જીવન અને સાધના માનવની સદ્‌વૃત્તિઓને જગાડવા, મનુષ્યને પોતાના હૃદયમાં રહેલી ભગવાનની જ્યોતિને ચમકાવવાના પ્રયાસરૂપે હતાં. તેઓ કહેતા, "મારી સમસ્ત પ્રવૃત્તિઓ મારા માનવમાત્ર પ્રતિ પ્રેમમાંથી ઊપજે છે." એમાંથી જ સત્યાગ્રહનો જન્મ થયો. ખોટે માર્ગે જતા માણસને સીધે માર્ગે દોરવો, અન્યાયીને ન્યાયના માર્ગે લઈ જવો, એ એના હૃદયમાં સૂતેલી સદ્‌ભાવનાને જગાડીને જ થઈ શકે, અને તે જોર-જબરજસ્તીથી ન થાય, યુદ્ધથી ન થાય, પણ આપણા પોતાના જીવનની સામેવાળા ઉપર અસર પાડીને થઈ શકે.

ગાંધીજીએ કહેલું: "હું જગતને કંઈ જ નવું શીખ-વવા નથી આવ્યો. સત્ય અને અહિંસા પર્વતોની જેમ પુરાણાં છે." પણ ગાંધીજીએ એના અમલમાં નવીનતા દાખલ કરી. પહેલી જ વાર ગાંધીજીની દોરવણીમાં સત્ય અને અહિંસા વ્યક્તિની આત્મોન્નતિનાં સાધન માત્ર ન રહ્યાં, સામાજિક અને રાજનૈતિક સમસ્યા-ઓને ઉકેલવાનાં સક્રિય અને સફળ સાધન બન્યાં.

કેટલાક મિત્રોએ ગાંધીજીને સમજાવવાનો પ્રયત્નો કર્યો કે, સત્ય અને અહિંસાનો રાજનીતિ અને સાંસારિક સમસ્યાઓ સાથે મેળ ન ખાઈ શકે. ગાંધીજીએ જવાબ આપ્યો, "જો સત્ય અને અહિંસા માત્ર વ્યકિતની મુકિતનાં સાધન હોય, તો મને એમાં રસ નથી. મારું આખું જીવન સત્ય અને અહિંસાને જીવનની બધી સમસ્યાઓ માટે વાપરવાનો પ્રયોગ છે. રાજનીતિમાં પણ આપણે ઈશ્વરીય સામ્રાજ્ય સ્થાપવું છે."

પણ આજે આપણે પશ્ચિમની પાછળ ચાલવાના મોહમાં ફસાઈ ગયા છીએ. આપણી રાજનીતિ, આપણી

અર્થનીતિ, અને આપણી શિક્ષાપ્રણાલી, બધામાં આપણે પોતાની નવી અને મૌલિક વિચારધારા અને કાર્યપ્રણાલી રજૂ કરવામાં અસમર્થ થયા છીએ. આપે ઘણી વાર છાપાંમાં જોયું હશે કે, કેટલાક પોતાને બુદ્ધિમાન માનનારા લોકો કહે છે, દારૂબંધીના પ્રયાસ નિષ્ફળ થયા છે, એમને મૂકી દેવા જોઈએ. કેટલાક મીઠાનો કર પાછો દાખલ કરવાની ભલામણ કરે છે. બધાને એક જ ચિંતા છે કે, કેવી રીતે વધુ પૈસા મેળવી શકીએ. પૈસા મેળવીને કરવું છે શું? પૈસાથી આપણે બાળકોના શિક્ષણનો પ્રબંધ કરવા માગીએ છીએ, અનાથ બાળકોની સંભાળ માટે આશ્રમો સ્થાપવા માગીએ છીએ. પણ દારૂબંધી રદ કરવાથી આવી સહાયની આવશ્યકતાવાળાંની સંખ્યા વધશે એનો વિચાર નથી કરતા. માબાપ પોતે પોતાનાં છોકરાંની સંભાળ, શિક્ષણ ઇત્યાદિનો ભાર ઊંચકી લે એવી પરિસ્થિતિ પેદા કરવી એ વધુ સારું નથી કે? દરેક ગામડાના લોકો ગામડાના અનાથની જવાબદારી લઈ લે એ વધુ સારું નથી કે?

રાજનીતિમાં પણ આવાં સ્વાવલંબી સ્વતંત્ર ગામડાંઓ પ્રજાની ખરી હકૂમત સ્થાપવામાં મદદ કરશે, એ વિશે દલીલ કરવાની જરૂર ન હોય! આજે તો જાતપાત અને બિરાદરીના નામથી વોટ અપાય છે! જાતપાતની દીવાલો જે તૂટી રહી હતી, એને આપણી ચૂંટણીની પદ્ધતિથી નવું જીવન મળ્યું છે! પરિણામે હિંદુસ્તાનના કટકા થઈ રહ્યા છે. ભાષાના નામે! પ્રાંતના નામે! ધર્મના નામે! જાત-બિરાદરીના નામે!

બાપુના જીવનના છેલ્લા દિવસોમાં એક દિવસ સવારની પ્રાર્થના પછી બાપુજીએ મને કેટલાક કાગળો જવાબ લખવા માટે આપ્યા હતા, તેમાં એમના એક સાથીના દીકરાનો કાગળ હતો. એ ભાઈએ પૂછેલું કે, સ્વતંત્રતા આવ્યા પછી ખાદી પહેરવાની શી જરૂર છે? દેશમાં કાપડની અછત હતી; એ ભાઈ વિલાયતથી સૂટ ઇત્યાદિ લાવેલા; એ પહેરવામાં શું વાંધો હોય એમ તેઓએ પૂછેલું. બાપુએ મને કહ્યું, એને લખ, "બાપુ કહે છે, જે સીડીથી માણસ ઉપર ચડે તેને ફેંકી દે તો તે ડાહ્યો ન જ કહેવાય; બાપુ તો કોઈ દિવસ ખાદી મૂકી દેવાની ભલામણ નથી કરવાના. એને ગમે તેમ કરે. છેવટે તો દરેકને પોતાનો ધર્મ નક્કી કરવાનું રહ્યું; માતા-પિતા પણ પોતાના દીકરા કે દીકરીનો ધર્મ નક્કી ન કરી શકે."

થોડી વાર રહીને બોલ્યા, "હા એક અપવાદ છે; તે છે ગુરુ. ગુરુ ધર્મ બતાવી શકે."

મેં કહ્યું, "બાપુજી, એ ભાઈ આપને ગુરુભાવથી જ પૂછતા હશે. આપણા દેશમાં ઘણા લોકો આપની તરફ ગુરુભાવથી જુએ છે."

બાપુ બોલ્યા, "તો પછી ગુરુ સાથે દલીલ ન હોય. ગુરુ કહે તે તરત જ હૃદયમાં ઊતરી જાય."

હિંસાનો પ્રકોપ જગતમાં એટલો વધી ગયો છે કે, એના નિરાકરણ માટે અહિંસાનો આશ્રય લીધે જ છૂટકો. અણુશક્તિનો જવાબ આત્મશક્તિ જ આપી શકશે. અને એ આત્મશક્તિના વિકાસ માટે બાપુજી સત્ય અને અહિંસાનો માર્ગ અને સત્યાગ્રહનું અચૂક શસ્ત્ર આપણને આપી ગયા છે. એ સ્મરણ રાખવા માટે જ આપણે ગાંધીમેળો ઊજવીએ છીએ. ગાંધીજીની પૂજા કરવી, પૂતળાં સ્થાપવાં, અથવા બીજાં ઈંટચૂનાનાં સ્મારક સ્થાપવાથી આપણે ગાંધીજીને શ્રદ્ધાંજલિ નહીં આપી શકીએ. પણ જો થોડાઘણા એમના શિક્ષણ પ્રમાણે ચાલી શકીએ, પોતાના હૃદયમાં ભગવાનની જ્યોતિને પ્રજ્વલિત કરી શકીએ, તો એને ખરી શ્રદ્ધાંજલિ કહી શકીએ.

હિંદુસ્તાન ગરીબ દેશ છે તેથી ગભરાવાની જરૂર નથી. પણ જો એમ પોતાપણું જ ખોઈ બેસીશું, તો ચિંતાનું કારણ ખરું. પૂ. બાપુ હંમેશ પ્રાર્થનાના અંતે ઉચ્ચારતા—

विपदो नैव विपदः संपदो नैव संपदः ।
विपद्विस्मरणं विष्णोः संपन्नारायणस्मृतिः ॥

એટલે ભગવાન આપણને તે શક્તિ આપો કે, આપણે પોતાના હૃદયમાં બેઠેલા ભગવાનની જ્યોતિનું સદા સ્મરણ રાખીએ, અને આપણા દરેક વિચાર અને કાર્યમાં એ જ્ઞાનની ઝાંખી જોવામાં આવે. તો ગ્રામ-કુટુંબ સ્થાપવામાં મુશ્કેલી નહિ આવે. મારા મનમાં શ્રદ્ધા અને વિશ્વાસ છે કે, આ ઓલવાઈ ગયેલા દીવાનો પ્રકાશ આપણું અને આખા જગતનું પથપ્રદર્શન કર્યા જ કરશે!

ડૉ. સુશીલા નાયર

# संशयात्मा विनश्यति

૧

ગીતા અ૦ ૪-૪૦નું આ ચરણ જોવા જેવું છે. ગીતાના કેટલાક ખાસ શબ્દોમાં 'સંશય' અને 'નિશ્ચય' એ બે છે. તેમાં સંશયનું લક્ષણ તે કહે છે કે, સંશય એવી મનોવૃત્તિ છે કે તેથી વિનાશ થાય છે. તેથી ઊલટું 'નિશ્ચય'ને માટે છે: કોઈ બાબતમાં જો મન નિશ્ચય પર ન પહોંચે, તો એ બાબતમાં અફળતા કે વિનાશ જ થાય; માટે નિશ્ચય કરવો જોઈએ.

ઉપરની વાત સંસ્કૃતમાં કહેલી છે. તેનો સાર આપણી પેલી ગામઠી કહેવતમાં છે તે જ છે—

"રડતો જાય તો મર્યાની જ ખબર લાવે."

સંશય-નિશ્ચય વિષે આ વિચાર મને આવ્યો, ગ્રાન્ટ્સ કમિશનના 'વર્કિન્ગ ગ્રૂપ'નો હેવાલ વાંચતો હતો તે પરથી. એ હેવાલમાં શરૂમાં કહ્યું છે કે, "અમારું કામ માધ્યમ ફેરવવું કે કેમ એની ઈષ્ટાનિષ્ટતા વિષે મત આપવાનું નથી; પણ જો કોઈ યુનિ૦ ફેરવવા વિચારે તો કયાં ક્રમિક પગલાં ભરીને વ્યવસ્થિત રીતે તેમ કરે, તે વિષેનું છે."

પણ આમ કહીને બીજા જ પૅરામાં તે કહે છે કે "માધ્યમ બાબતમાં દેશમાં ચર્ચા ચાલ્યા જ કરે છે; એ બતાવે છે કે, બેઉ બાજુ કાંઈક કહેવા જેવા મુદ્દા છે. એ ચર્ચામાં પડવાનું અમારે માથે નથી; છતાં આ પ્રશ્ન પરત્વે બંને બાજુએ જે હકીકતો જોવા મળે છે તે નોંધીએ છીએ." (શું કામ? ખેર!)

અને આમ કહીને તે હેવાલ, બેઉ પક્ષના લોકો માધ્યમફેરનો નિશ્ચય કરી તે કરવા લાગે તેને બદલે, સંશયમાં પડી જઈને, પંડિત-સુલભ પ્રજ્ઞાવાદી વાતનાં વડાં કરવા લાગી જઈ શકે, તે માટે અનુકૂલ પ્રતિકૂલ દલીલની યાદીઓ આપે છે. સંશયાત્માને પેદા કરવાને માટે આના કરતાં બીજી સારી કોઈ યુક્તિ હશે?

ખરું જોતાં, આમ કરવું જ હોય તોપણ આ મંડળીએ છેવટે એમ કહેવું જોઈએ કે, "આથી કરીને, પહેલા પગલા તરીકે આમે એમ જણાવીએ છીએ કે, આ ચર્ચાસ્પદ બાબતો વિષે સ્પષ્ટ અને મક્કમ નિશ્ચય કરી લેવો જોઈએ. નહિ તો માધ્યમ-પલટાનું કામ સંશયથી શરૂ જ નહીં થાય, અથવા કાંઈક અંશે તો રડતો ગયેલો જે ખબર લાવે તેવા એના હાલ થશે."

– હેવાલ પોતે જ શંકામાં પડેલો હોઈ, આવી વાત કેમની કરે?—અને હિંદમાં આજે અંગ્રેજી યુનિ૦માં આ દશા જ ચાલે છે, જેને સુવર્ણમય પાત્રથી મઢી આપવાનું દુષ્કર્મ આ મંડળીએ કર્યા જેવું કર્યું છે.

૨

આવા સંશયાત્માને માટેના ખોરાક જેવા મુદ્દામાં એક મુદ્દો એ છે કે, બધે હિંદી માધ્યમ રાખો તો દેશની એકતાને માટે સારું છે. અને હિંદી હાલમાં સૌને આવડે નહિ, તેથી અંગ્રેજી ચાલુ રાખો, તેમ તે પછી ધીમે રહીને કહેવાય છે. અને એમ 'વર્કિન્ગ ગ્રૂપ' કહે છે.

ડૉ. શ્રીમાળીએ શાંતિનિકેતન યુનિ૦ના પદવીદાન પ્રસંગે આ બાબતમાં કહ્યું હતું, "કેટલાકને એમ લાગે છે કે, જો પ્રદેશભાષાઓનું માધ્યમ થાય તો વિદ્યાર્થી તથા શિક્ષકોની એકથી બીજી યુનિ૦માં અવરજવર ન સંભવે; આથી ઉચ્ચ શિક્ષણ સંકુચિત બને એટલું જ નહિ, રાષ્ટ્રીય એકતાનેય જોખમ આવે."

આમ પ્રશ્ન કરીને તેમણે જ જવાબ આપ્યો કે, "બીક સાચી છે, પણ તેનો ઉપાય સૂચવાય છે (અંગ્રેજી માધ્યમ ચાલુ રાખવું એ) તે નરી નિરાશા ભરેલો છે; તેથી તો કેવળ વ્યર્થતા અને રાષ્ટ્રીય તેજોવધ જ નીપજે."

આ સાવ સાચું છે. અંગ્રેજી માધ્યમ એક દોઢ સૈકા સુધી ચાલુ રહેવાથી એમ થયું જ છે, એ આજે આપણે જોઈએ છીએ. તેથી તો તેને ફેરવીને દેશની ભાષાઓ અપનાવવાની વાત રાષ્ટ્રીય બંધારણે ફરમાવી છે.

પરંતુ, ડૉ. શ્રીમાળી કહે છે એ બીક ખરી છે શું? આજે અંગ્રેજી દ્વારા ભણેલા લોક ઓછા સંકુચિત છે શું? તેઓમાં કોમવાદ, જ્ઞાતિવાદ ઈ૦ નથી જોતા આવ્યા? આપણી ભાષાઓ તો હજી કયાં માધ્યમ તરીકે ચાલુ થઈ છે, કે જેથી આવાં પરિણામનો આક્ષેપ તેમના પર મુકાય છે? સંકુચિતતા તો અંગ્રેજી માધ્યમથી ભણવા છતાં હિંદમાં ચાલુ છે. અંગ્રેજી તેને દૂર નથી કરી શકી. આ ખોટી બીકો દેખાડીને નાહક મતિભ્રમ કરવાનું ભણેલાઓએ છોડવાની જરૂર છે. તેઓએ હવે એ સમજવું જોઈએ

અને એમ કબૂલ કરવું જોઈએ કે, અંગ્રેજી વડે દેશમાં તેઓએ આમ-પ્રજા પર જે જોહાકી ઠોકી મારી છે, તેથી જે કેવળ એક-ટકા વસ્તીએ પોતાનો સંકુચિત સ્વાર્થ સાધ્યા કર્યો છે, તેથી જ સામે હવે સ્વરાજ આવતાં સ્વભાષાની પ્રતિષ્ઠા અને તેનું યોગ્ય અને સ્વાભાવિક ચલણ થાય, એવી પ્રજાકીય માગણી આકાર પકડે છે. તેને ભાષાવાદ અને સંકુચિતતા કહીને ભણેલાઓ નિંદી કાઢવા માગે છે—ઉતારી પાડવા માગે છે, એ તેમણે સ્પષ્ટ સમજવું જોઈએ. પોતાની ભાષા દ્વારા કામ કરવામાં સંકુચિતતા કે કશી જ એબ કયાંથી સંભવે, એ જ નથી સમજાતું. બલ્કે, એ જ સ્વમાન અને સહજ વિકાસનો માર્ગ છે. તે સત્યને ખોળે માથું મૂકીને ચાલવામાં જ હેમખેમ છે; એ શ્રદ્ધા વગર હવે દેશની પ્રગતિ નહિ થઈ શકે. હિંદના અંગ્રેજીના વાલી બનેલા વર્ગો પોતાનો સ્વાર્થ અને સંશયવૃત્તિ છોડીને આ સાદું સત્ય સમજે, તો તેમના પોતાના પર પણ ઉપકાર કરશે.

૩

સ્વભાષાઓ માધ્યમ બને તેમ છતાં યુનિ૦ઓમાં આંતર-પ્રાદેશિક વહેવાર પણ શું કામ ન સંભવે? આજે અંગ્રેજીથી તે સાવ સંકુચિત બન્યો છે; તે દૂર કરી અંગ્રેજીને બદલે આંતરભાષા હિંદીને અપનાવો, એમ રાષ્ટ્રીય બંધારણ કહે છે તે એટલા જ માટે. તેથી કરીને જ કહેવાય છે કે, શાળા-મહાશાળાઓમાં હિંદી ભાષા શીખવવા લાગો, જેથી કરીને હિંદીનું આંતર-પ્રાદેશિક વ્યવહારનું માધ્યમ સાબૂત થઈ જાય.

અને દુનિયાના દેશોની યુનિ૦ઓમાં આંતરરાષ્ટ્રીય વહેવાર નથી ચાલતો? આપણે તો તે માટે એક આંતર-ભાષા વિચારીએ છીએ; યુરોપાદિ ખંડોમાં તો એવી આંતર-ભાષા પણ નથી. અસ્તુ.

૪

આ વાતનો પણ ભણેલાને વાંધો છે. આમ જયારે હિંદીનું કહેવામાં આવે છે, ત્યારે બે રીતના વાંધા ઠેકવવામાં આવે છે. બંને રાષ્ટ્રીય એકતાના ઘાતક છે, એ તેઓ જોતા નથી. તેઓ ઊલટા અંગ્રેજી દ્વારા રાષ્ટ્રીય એકતા છે, એવી વાહિયાત વાત કરે છે. અંગ્રેજીની જૂનેથી ચાલુ બોલબાલાને જવાહર-સરકાર હજી ચાલવા દે છે, તેને લઈને જ આ લોકો આવી અધ્ધર અને અનૈતિહાસિક વાત બોલી પણ શકે છે, અને સામેથી વાંધા કાઢે છે, કે જે ખરેખર આજે રાષ્ટ્રને ઘાતક અને એકતાને ધ્વંસક બનેલા છે, એ જોઈ શકાય છે.

૫

એક વાંધો એમ કઢાય છે કે, હિંદી-ભાષી લોકો અહિંદી-ભાષી કરતાં આગળ થઈ જાય! શેમાં? સરકારી નોકરીમાં. આનો ઉપાય યોજી શકાય; તે વિચારીને હિંદી અપનાવતા જશો, એમ બંધારણે કહ્યું જ છે.

પરંતુ, વાંધો વળી આગળ કરીને કહેવાય છે કે, "હિંદી ભાષામાં એવું શું છે? અમારી ભાષા શું ઓછી છે? અને અંગ્રેજી જેવી ભાષામાંથી મળતું જ્ઞાન કયાં અને આ હિંદી કયાં!" આ રીતે આ અંગ્રેજીના વાલીઓ પોતાની રાષ્ટ્રીય ભાષાઓ વચ્ચે જ વિખવાદ જગવે છે અને પોતાના જ ભાઈ-ઓની અદેખાઈ કરીને અંગ્રેજીની ફાવી ગયેલી ચાલુ વફાદારીને રાષ્ટ્રીય માનવાના મોહમાં પડીને, તેમાં રહેલી ઘોર ગેર-લોકશાહી અને પરાંગતિને જોતા નથી.

૬

અને હવે કેટલાક લોક ગુજરાતમાંય ઉપરના મોહમાં ફસાવા લાગ્યા છે. હમણાં ગુ૦ યુનિ૦માં તેની વિદ્યા-સભાની બેઠકમાં એક ચર્ચામાં એ પહેલું જોઈ નવાઈ લાગી. એક જાણીતા અધ્યાપક કહે કે, શિક્ષણમાં હિંદીને ન રાખો; હિંદીથી કાંઈ રાષ્ટ્રપ્રેમ નથી પેદા થતો. એક બાજુ આવો વિચિત્ર સૂર જોવા મળ્યો; બીજી બાજુ અંગ્રેજી અને ગુજરાતીનાં ગુણગાન થયાં!

૭

વાત એમ છે કે, આપણા દેશમાં મુખ્ય કામ શું છે, તે વિષેની અસ્પષ્ટતામાંથી જ આવા પ્રજ્ઞાવાદી વિકારો થયા કરે છે. અંગ્રેજીને બદલે દેશની સ્વભાષાઓ કે માતૃભાષાઓનું ચલણ કરવું છે. પરરાજ્યમાં આમ ન થવાથી જે સાંસ્કૃતિક માતૃદ્રોહનું પાતક થતું જ રહ્યું છે, તે હવે આપણે સમજપૂર્વક ધોવું છે. આંતરપ્રાંતીય કે અખિલ ભારતીય લોકવ્યવહાર માટે અંગ્રેજીને બદલે હિંદી આણવી છે; તેથી એ ભાષાનું જ્ઞાન બરોબર મેળવવું

જોઈએ. દેશનું શિક્ષણતંત્ર આ સમજે અને તેમ સાધવા સક્રિય ઉપાયો લે. પ્રદેશના કે રાજ્યોના લોકજીવનમાં ઉપરના પોપડા પેઠે અંગ્રેજીનો ચાપડો બેઠેલો છે, તે પ્રદેશભાષા વડે હઠાવવો જોઈએ. આમ સ્વભાષા અને આંતરભાષાના ઉભયાન્વયી સાધન વડે માતૃદ્રોહે કરેલું પાતક ધોઈ કાઢવું છે. આને બદલે, રૂપાળી અને સુફિયાણી ભણેલી ભાષામાં કહેવાય છે ઊલટું જ! — "અંગ્રેજી રાખો તો રાષ્ટ્રની એકતા, વિશાળતા, આંતરરાષ્ટ્રીયતા, ઇ૦ અનેક સારાં વાનાં જ થશે. સર્વે ગુણો અંગ્રેજીમાં છે; સ્વભાષા સારી ખરી, પણ તે એવી સર્વગુણસંપન્ન ન ગણાય!"

૯

હિંદની એકતા સાધવી હોય તો દેશની બધી માતૃ-ભાષાઓનો દ્રોહ બંધ થવો જોઈએ; હિંદી સામે સ્વાર્થ-જન્ય દ્વેષની ઇતરાજી-ભરી કટાક્ષતા મટવી જોઈએ; અને એક ત્રીજી ભાષાના સાધન તરીકે અંગ્રેજી ભાષાનું શિક્ષણ સાચી રીતે આપવું જોઈએ. આજે ભાષા-શિક્ષણને નામે જે ગોટાળો ચાલે છે, એ અંગ્રેજી વિષે જે સ્પષ્ટ રાષ્ટ્રીય આદેશ છે, તેની અવગણના થાય છે, તેને આભારી છે. નહેરુ-સરકારે આ બાબતમાં વેળાસર સજાગ બનવું જોઈશે. નહિ તો દેશમાં પાર વિનાના ઉપદ્રવો હજી વધશે. બંધારણે એકતાને અર્થે જ ઉપરનો ભાષાકીય નકશો દેશની આગળ રજૂ કર્યો છે, જેથી સ્વાભાવિક સ્થિતિના પાયા પર આપણું સાંસ્કૃતિક અને ભાષાકીય નવનિર્માણ ચાલુ કરી શકાય.

૨૧–૨–'૬૧ મગનભાઈ દેસાઈ

# ટપાલપેટી

૧

એક શાળાના આચાર્ય નીચેની ખબર લખી જણાવે છે —

"અમદાવાદમાં S.T.C.ના વર્ગો ચાલે છે, ત્યાં શિક્ષકો પાઠ આપે છે. કેટલીક શાળાઓમાં પણ પાઠો અપાય છે. નિરીક્ષકો પાઠ જુએ છે. તેમની નોંધ-ટીકા વગેરે પાઠની નીચે લખે છે.

"નિરીક્ષકો પોતાનો પ્રભાવ પાડવા મિથ્યાભિમાની બની નોંધ-ટીકા વગેરે અંગ્રેજીમાં લખે છે. પાઠની નોંધ શિક્ષક ગુજરાતીમાં કાઢે, પાઠ ગુજરાતીમાં અપાય, છતાં નિરીક્ષકની નોંધ અંગ્રેજીમાં હોય!

"ખૂબીની વાત તો એ છે કે, પાઠ આપનાર ભાઈને અંગ્રેજી ભાષા કાં તો આવડતી હોતી નથી, કાં તો તે સમજવા પૂરતું જ્ઞાન અને પ્રભુત્વ હોતું નથી. છતાં પણ કોણ જાણે શા કારણથી નિરીક્ષકો અંગ્રેજીમાં લખ લખ કરે છે. આમાં નિરીક્ષકો, અંગ્રેજી નહીં જાણનારાઓ ઉપર ખોટો પ્રભાવ પાડવા મિથ્યાભિમાનથી પ્રેરાય છે. આપને યોગ્ય લાગે તો 'નવજીવન'માં નોંધ લેશો."

લેખકે જે ટીકા કરી છે, તેમાં ઉમેરવાનું કાંઈ જ રહેતું નથી. જ્ઞાન માટે નહિ, પણ તેના મિથ્યાભિમાની મોહને વશ થઈને અંગ્રેજી ચાલે છે અને તેથી આજે તે અજ્ઞાન ફેલાવવાનું માધ્યમ બની ગયું છે, એનો આ સચોટ દાખલો નહિ તો બીજું શું કહેવાય?

૧૫–૨–'૬૧

૨

યુનિવર્સિટીમાં હિંદીનું સ્થાન

એક ભાઈ નીચે મુજબ લખે છે તે મૂળ હિંદીમાં જ ઉતારું છું :–

"સેવામેં, સંપાદક, 'નવજીવન',

"'ગુજરાત સમાચાર'મેં તા. ૨૦–૨–'૬૧કો પ્રકાશિત સૂચનાકે આધાર પર તથા કુછ પ્રાધ્યાપક મિત્રોં-કે પત્રોંસે પતા ચલા હૈ કિ, ગુજરાત વિશ્વવિદ્યાલયમેં સન ૧૯૬૨સે લાગૂ હોનેવાલે ત્રિવર્ષીય પાઠ્યક્રમમેં પ્રિપેરેટરી ઔર પ્રથમ વર્ષમેં ભી હિંદીકો અનિવાર્ય વિષયકે રૂપમેં યુનિ૦ એકેડેમિક કૌંસિલ દ્વારા સ્વીકાર નહીં કિયા ગયા. મુઝે લગતા હૈ, યહ અચ્છા નહીં હુઆ. કમસે કમ પ્રિપેરેટરીમેં વિજ્ઞાન, વાણિજ્ય એવં કલા શાખાઓંમેં ઔર પ્રથમવર્ષમેં કલા શાખામેં (ફર્સ્ટ ઈયર આર્ટ્સ) હિંદીકો અનિવાર્ય વિષયકે રૂપમેં રખા ગયા હોતા તો ઉચિત હોતા. મહારાષ્ટ્ર તથા [illegible] વિશ્વવિદ્યાલયોંમેં ભી ઐસા હી હૈ. ઇસ વિષયમેં આપ અપને વિચાર પ્રકટ કરેંગે તો બડી કૃપા હોગી."

ઉપર લખેલી વાત ખરી છે. ગુજરાત યુનિવર્સિટીની વિદ્યાસભાએ (એકેડેમિક કાઉન્સિલે) આવી [illegible] કરી છે.

આ બાબતનો વિચાર પહેલો તેની વિનયન વિદ્યાશાખા કે આર્ટ્સ ફૅકલ્ટીમાં આવ્યો હતો. ત્યાં મેં તેના એક સભ્ય તરીકે એવી સૂચના કરી હતી કે, અભ્યાસનાં ચારે વર્ષ હિંદી ભાષા (સાહિત્ય નહિ) વિષય (૧૦૦ ગુણનો) રહે, એ ઉત્તમ છે. તે પરથી વિદ્યાશાખાની સભાએ પહેલાં બે વર્ષ આજે જેમ છે તેમ ત્રિવાર્ષિક પદવી-પરીક્ષાક્રમ ઈ. સ. ૧૯૬૨માં શરૂ થાય ત્યારે પણ ચાલુ રાખવું, એમ ઠરાવેલું. આ બાબત તે વિદ્યાશાખાની ઉપરની અધિકારી એવી વિદ્યાસભામાં ગઈ, ત્યાં તેને પત્રલેખક કહે છે તેવી રીતે નકારાઈ હતી.

આ સવાલ, મૂળે જોતાં, હવે પછી યુનિવર્સિટી-શિક્ષણમાં હિંદીના સ્થાન પરત્વેનો ભાવી વિચાર કરવાનું જરૂરી બતાવે છે. તે વિષે નીચે મુજબનાં મંતવ્યો ટૂંકમાં વિચારણા માટે રજૂ કરું છું :–

૧. અહિંદીભાષી પ્રદેશોમાં હિંદી ભાષા ઉચ્ચ શિક્ષણનું માધ્યમ ન હોઈ શકે; માધ્યમ તો તે તે પ્રદેશની ભાષા જ હોય, એ સિદ્ધાંત આજે સર્વમાન્ય થયો છે એમ ગણાય. બલ્કે, જો એમાં ભૂલ થઈ, તો હિંદી આંતરભાષા સામે જ વિરોધ જાગશે અને અંગ્રેજી કાયમ રહેશે, એમ પૂર્વ અને દક્ષિણ ભારત બતાવે છે. પશ્ચિમ ભારતમાં એ ભૂલ કરવાથી સાવધ રહેવું જોઈએ.

૨. બંધારણે ઠરાવ્યું છે કે, હિંદી આપણી રાષ્ટ્રીય આંતરભાષા તરીકે ખીલશે અને ચાલશે. એટલે તે તરીકેનું તેનું સ્થાન સૌએ બરોબર માનવું જોઈએ. પણ તે સ્થાન શિક્ષણના માધ્યમનું નથી, પરંતુ તે ભાષા શીખીને ઉપયોગ કરવાનું છે.

૩. આ સ્થાન બે રીતે જોવાનું આવે છે :–

(૧) જેઓ કોઈ અમુક ભાષાપ્રદેશના નથી, પણ તે પ્રદેશમાં પોતાના બીજા ભાષાપ્રદેશમાંથી ભણવા આવે, તેઓને પરીક્ષામાં આંતરભાષાનો ઉપયોગ કરવાનો હક રહે છે. બલ્કે, આંતરભાષાની કલ્પના જ આવા અવરજવર માટેના આંતર-વ્યવહારની જરૂરને બરોબર જોગવવામાંથી છે. એટલે જ, દા. ત., ગુજરાત યુનિવર્સિટીમાં સાધારણ માધ્યમ ગુજરાતી છતાં, જેઓ બિન-ગુજરાતી છે, તેમને હિંદી માધ્યમની છૂટ હમેશને માટે રાખવામાં આવી છે. કૉલેજો તે સવડ તેમને આપી શકે છે.'

(૨) પરંતુ જેઓ ગુજરાતના છે, તેમને માટે એ જરૂરનું છે કે, તેઓ બીજી ભાષા તરીકે હિંદી બરોબર ભણે. આ ભાષા હિંદના હવેના લોકજીવનમાં આપણા બધા આંતરપ્રાદેશિક અને અખિલ ભારતીય વ્યવહારની ભાષા બનશે. તેથી દરેક ગ્રેજ્યુએટ પાસે તેની ઠીક ઠીક આવડત આવી જવી જોઈએ. આ ભાષા માત્ર સમજ પૂરતી જ નહિ, આજે અંગ્રેજી છે તેમ બોલવા લખવા માટેય જરૂરની બનશે. તેથી તેનો અભ્યાસ શાળા-કક્ષાથી આગળ પણ ચાલવો જરૂરી છે. એમ ન કરીએ, તો તે *ભાષા પર પૂરતો કાબૂ ન આવી શકે.*

૪. ઉપરની ઉભયપદી જરૂર સમજીને ચાલતાં, એ વસ્તુ જરૂરી બને છે કે, યુનિવર્સિટીમાં આવશ્યક મનાતા ભાષાશિક્ષણમાં હિંદી દાખલ કરવું જોઈએ.

૫. સમજવા પૂરતું અંગ્રેજી પણ ચાલે, એ બાબતમાં મતભેદ અત્યારે નથી.

૧–૩–'૬૧ મ૦

---

# પ્રશ્નપેટી

૧

## આધુનિક ધનિકશાહી

એક વિનોદી પ્રશ્ન છે: "તમે ધનિકશાહી પ્રત્યે કટાક્ષ કરો છો! ધનની શક્તિ તમે નથી જાણતા એમેય નથી લાગતું. અરે, મહા પ્રબળ એવા આત્માને પણ મારી નાંખે એવું મહાબળ ધન છે. તો પછી, તેના પણ જે સ્વામી છે, એવા ધનપતિઓની ધનિકશાહી કેટલી બધી જબરી માનવી જોઈએ?"

ઉત્તર— ખરી વાત છે કે, ધન આત્માને હણે એવું પ્રબળ મોહબળ છે. તે વડે ભોગવિલાસ અને ઐશ્વર્ય માણવા મળી શકે છે, અને તેની લાલસા કે લોભ ઓછાંવત્તાં સૌને હોય છે; ધનિકને તે અતિ ભારે હોય છે. તેથી તે આત્માને હણે, પણ ધન અને ભોગૈશ્વર્યની લોભલાલચને ન હણી શકે. એશઆરામ અને ભોગને તે યથેચ્છ માણે, પણ રોગ, જરા, અને મૃત્યુને ન હણી શકે.

ધન આત્માને હણે; તેથી જ ધનિકોને માટે કહેવાયું છે કે, સોયના નાકામાંથી ઊંટ કદાચ નીકળી શકે, પણ ધનિકથી સ્વર્ગનાં દ્વારમાં ન પેસી શકાય. પરંતુ એવું આત્મહન્ ધન ધનિકોની તેને માટેની લાલચ અને મરણને નહિ હણી શકે.

હું ધનિકોને વ્યક્તિ તરીકે નથી નિંદતો; પણ સમાજ-માં ધનબળ વડે જે ધનિકશાહી ચલાવાય છે, તે ત્યાજ્ય છે, એમ બતાવવા પ્રયત્ન કરું છું. મૂડીવાદમાં ખરાબ અંશ હોય તો તે આ (જેને અંગ્રેજીમાં 'પ્લુટોક્રસી' કહે છે તે) છે. અને આ વસ્તુ યંત્રોદ્યોગવાદ અને વિજ્ઞાનની મદદથી વળી વધારે પ્રબળ બન્યે જાય છે.

અમેરિકાને અંગે લખતાં ત્યાંનો એક વિચારક લખે છે, તેમાં તે સાચું કહે છે કે,

> "અત્યાર સુધી અસ્તિત્વમાં આવી ગયેલી બીજી સંસ્કૃતિઓ કરતાં અત્યારની નવી મૂડીવાદી સંસ્કૃતિને બે વિશેષ લક્ષણો જુદી પાડે છે. એક, તે વૈજ્ઞાનિક છે; અર્થાત્ તે વિજ્ઞાન તથા તેના પ્રયોગ દ્વારા કુદરત ઉપર મનુષ્યનું વર્ચસ્વ સ્થાપવા ઉપર કેન્દ્રિત થાય છે. કુદરત ઉપર મનુષ્યના આ વર્ચસ્વનો અર્થ એ છે કે, આપણે ઇતિહાસમાં પૂર્વે કદી નહોતા કરી શકતા તે પ્રમાણમાં ઓછી મહેનતે વધુ માનવ જરૂરિયાતોને સંતોષી શકીએ છીએ. આપણા સમાજનું આ લક્ષણ તો સામાન્ય રીતે માન્ય રખાય છે. જે ઓછું માન્ય રખાય છે તે બીજું લક્ષણ એ છે કે, આ સમાજ પણ બીજા સમાજોની પેઠે માણસના માત્ર કુદરત સાથેના સંબંધના આવિષ્કાર કરતાં કંઈક વધુ છે; તે માણસના માણસ સાથેના એક વિશેષ પ્રકારના સંબંધને પ્રગટ કરે છે: અર્થાત્ થોડાંક માણસોના બીજાં માણસો ઉપરના વર્ચસ્વને. અમુક ધ્યેયોને વરેલા મનુષ્યોનો એક વર્ગ બીજા મનુષ્યો ઉપર પોતાનું વર્ચસ્વ શી રીતે જમાવે છે, તે આપણી બધી સંસ્થાઓ દર્શાવી આપે છે. આપણો સમાજ મુખ્યત્વે મોટા પાયા ઉપર ઉત્પાદન કરનારા મૂડીદારના બીજાં બધાં માણસો ઉપરના વર્ચસ્વના જ આવિષ્કારરૂપ છે. અને જેમના હાથમાં આર્થિક, રાજકીય અને લશ્કરી સત્તા કેન્દ્રિત થાય છે, એવા પસંદગીના આ માણસો વ્યક્તિ ઉપર સામાજિક વર્ચસ્વ જમાવવાના જે નવા માર્ગો અપનાવી શકે છે, તેનાથી જ આપણો આધુનિક સમાજ ઇતિહાસમાં નવા તરીકે જુદો પડે છે.
>
> "નવાઈ જેવું તો એ છે કે, વ્યક્તિ ઉપર સમાજ એટલી બધી સત્તા હવે ભોગવી શકે છે કે, શાસન કરતા દેખાતા પેલા પસંદગીના સત્તા-ધારીઓને પણ તે વર્ચસ્વ હેઠળ લાવી શકે છે. આમ ઔદ્યોગિક સંસ્કૃતિના આ તબક્કે સત્તા વળી વધુ અપૌરુષેય બની જાય છે—અર્થાત્ કોઈ પણ વ્યક્તિની પકડ બહારની બની જાય છે. આપણો સમાજ હવે રાષ્ટ્રીય મૂડીવાદી સમાજ બની રહ્યો છે, એમ જે કહેવાય છે, તેનો અર્થ આ છે.*"

* Philosophy in the Mass Age: George P. Grant, P. 15-6.

ધનિકશાહીનું ટૂંકમાં આ સ્વરૂપ છે. ધન કમાવું, યંત્ર વડે કામ લેવું, વખત બચે તેમાં નાટક-સિનેમા દ્વારા કામભોગને તેજ કરતા રહેવું, અને ધન વડે એ કામ-સંસ્કૃતિમાં રમવું; તે અર્થે કળાને ભ્રષ્ટ કરવી. આ યુગ આજે છે, જેના નેતા ધનપતિઓ છે.

૨૦–૨–'૬૧

મ૦

## ૨

## રંતિદેવની પ્રાર્થના

પ્રશ્ન — આશ્રમના પ્રાતઃસ્મરણના શ્લોકોમાં નીચેનો શ્લોક છે, તે મૂળ ક્યાંથી છે?

"न त्वहं कामये राज्यम्
न स्वर्गं नापुनर्भवम्।
कामये दुःखतप्तानाम् ।
प्राणिनाम् आर्तिनाशनम् ।।

[ન મારે રાજ્ય જોઈએ, ન સ્વર્ગ કે ન મોક્ષ પણ. હું તો એટલું જ માગું છું કે, દુઃખથી પીડાતા જીવોની પીડા કેમ કરતાં દૂર થાય.]

ઉત્તર — આ સુંદર પ્રાર્થના મૂળ ક્યાંથી છે તેની તપાસ કરી. તે પરથી એટલું મળ્યું કે, ભાગવતમાં રંતિદેવની કથા છે (સ્કંધ ૯, –અ૦ ૨૧), ત્યાં આ ભાવનો શ્લોક રંતિદેવના મુખમાં મૂકેલો મળે છે, પણ તેનો પાઠ બીજો છે. છતાં એ શ્લોક અહીં ટાંકું છું. ઉપરનો શ્લોક અક્ષરશઃ ક્યાં હશે તે હજી જોવાનું છે. જો કોઈ આ ખોળમાં મદદ કરી શકે તેને તેમ કરવા વિનંતી છે. ભાગવત (૯–૨૧–૧૨)નો શ્લોક આમ છે—

न कामयेऽहं गतिमीश्वरात् पराम्
अष्टर्द्धियुक्तामपुनर्भवं वा ।
आर्ति प्रपद्येऽखिलदेहभाजाम्
अन्तःस्थितो येन भवंत्यदुःखाः ।।

(ઈશ્વર પાસેથી હું અષ્ટ સિદ્ધિવાળી પરમ ગતિ કે મોક્ષ પણ ઈચ્છતો નથી; હું તો એટલું જ ઇચ્છું છું કે, બધા જ દેહધારીઓની અંદર રહીને તેમનાં બધાં જ દુઃખ હું પામું, જેથી તેઓ દુઃખરહિત બને.)

૩–૩–'૬૧ મ૦

## ૩

## સિનેમાનો ઉપદ્રવ

પ્રશ્ન — લોકો ઉપર — ખાસ કરીને યુવાનો અને કિશોરો ઉપર — ફિલ્મોની અસર પ્રબળ છે; એને પરિણામે સમાજમાં એક દૂષિત વાતાવરણ રચાય છે. તો આ પરિસ્થિતિ સુધારવા, સમાજ તેમ જ સરકાર અમલમાં મૂકી શકે તેવાં વ્યવહારુ સૂચનો કરશો.

ઉત્તર — તરત અમલમાં મૂકી શકાય એવી વાત તો એ છે કે, જો સિનેમા બૂરી વસ્તુ લાગે, તો ત્યાંથી દૂર રહેવું. આથી પૈસો અને મન બંને બગડતાં બચશે.

પણ આજનો જમાનો કદાચ આને અશક્ય કે અવ્યવહારુ માને; બાકી સચોટ રસ્તો તો પરાપૂર્વથી માણસને માટે આ જ છે. તો પછી સમાજે અને સરકારે દબાવવાના – રોકવાના રસ્તા યોજવા રહ્યા. એ રસ્તા પણ વહેવારુ જ હોય, એમ ન માનવું જોઈએ. છતાં, પારકી મા નાક વીંધે તે ન્યાયે આજે લોકો પોતા પર રાખવો જોઈતો સંયમ પણ સમાજ અને સરકાર રાખે – રખાવે, એવી વ્યર્થ આશા સેવે છે. તેમાં તેઓ સહકાર ન આપે તોય સરકાર ને સમાજ એ કામ કરે, એટલે સુધી આ વ્યર્થ આશાના મિનારા ઊંચે જાય છે. અસ્તુ.

સરકાર ફિલ્મ બોર્ડ રાખે છે, જે દરેક ચિત્ર જોઈ જઈ પાસ કરે, પછી જ બતાવી શકાય. આ બોર્ડનું કામ સુધરી શકે તો કાંઈક ફેર પડે.

સમાજ તરફથી કાંઈક કરવાને માટે શ્રી. વિનોબાએ સિનેમાની ગંદી જાહેરાતનો વિરોધ કર્યો. સમાજનાં મૂલ્યપરિવર્તનનો આ સવાલ છે. ચારે તરફ કામ-રાચના જ ચાલ્યા કરતી હોય, તે જાતના વાયરા આજે વાય છે. તેમાં ઊડી ન જવાય એમ રહેવું હોય, તો જાત ઉપર કાબૂ કેળવ્યા વિના આરો નથી. અહીંયાં પણ પેલા વૃદ્ધ મોચીની 'જોડાનો જન્મ' વાત જેવા ઘાટ છે. દુનિયાની ધૂળ પગે ચોંટે તે દૂર કરવા આખી દુનિયાને ચામડે મઢવા કરતાં આપણે પગરખું પહેરી લીધું એટલે થયું! સૌ એમ કરી જ શકે છે.

૪–૩–'૬૧ મ૦

# રાષ્ટ્રભાષા હિંદી

## ૧. બુદ્ધિભેદ

ઈ. સ. ૧૯૩૪માં હિંદી રાષ્ટ્રીય મહાસભાએ હિંદીનો રાષ્ટ્રભાષા તરીકે પ્રચાર કરવાના કામને પોતાના રાષ્ટ્રઘડતરના (રચનાત્મક) કાર્યક્રમમાં સ્થાન આપવાનો ઠરાવ કર્યો. એ પછી દેશભરમાં હિંદીના પ્રચારને ખૂબ વેગ મળ્યો. પરંતુ કમનસીબે એ પ્રચારકાર્યની માંડણી એવી ખોટી રીતે થઈ કે, થોડાંક જ વર્ષોમાં રાષ્ટ્રભાષા હિંદીના સ્વરૂપ વિષે લોકોમાં બુદ્ધિભેદ ઊભો થયો. વારંવાર ચેતવણીઓ ઉચ્ચારાયા છતાં એ જ માંડણી ઉપર આગળ વધવાનો આગ્રહ ચાલુ રાખવામાં આવ્યો. એમાંથી આજે પરિસ્થિતિ એ થઈ છે કે, હિંદીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવા સામે પણ વિરોધ જાગ્યો છે. આને લીધે રાષ્ટ્રભાષાના પ્રચારના કામમાં અંતરાયો ઊભા થાય છે અને રાષ્ટ્રઘડતરનું કામ જોખમાય છે. સૌથી ચિંતાજનક વાત એ છે કે, પરિસ્થિતિ એ ઘાટ લઈ રહી છે કે ઉપર્યુક્ત વિરોધ વધતો જ રહે. એકબાજુથી રાષ્ટ્રભાષાના પ્રચારકોમાં ભાષાના સ્વરૂપ વિષે બુદ્ધિભેદ ચાલુ રહ્યો છે; બીજી બાજુથી હિંદીના ઘડવૈયાઓના બુદ્ધિભેદને પરિણામે એ ભાષાએ એક એવી દિશા પકડી છે કે જેથી રાષ્ટ્રભાષા તરીકેની એની ક્ષમતા ક્ષીણ થતી જાય.

હિંદીની રાષ્ટ્રભાષા તરીકેની શક્તિ ટકાવવી હોય અને વિકસાવવી હોય તો આ બુદ્ધિભેદ દૂર કર્યે જ છૂટકો. એ દૂર કરવા માટે કેટલીક તદ્દન સામાન્ય વાતોને પણ નવેસરથી વિચારી યા તો યાદ કરી જવી પડશે.

## ૨. એક રાષ્ટ્રભાષાની જરૂર

ભારત એક એટલો વિશાળ દેશ છે કે, એને ઉપખંડ પણ કહેવામાં આવે છે. આ વિશાળ ભૂમિભાગમાં વિવિધ ભાષાઓ બોલતા અને વિવિધ રિવાજોને અનુસરતા લોકો વસે છે; આજકાલથી નહિ, પ્રાગ્-ઐતિહાસિક કાળથી દુનિયાભરની આબોહવા ભારતમાં મળે છે એમ પણ કહેવાય છે. અને છતાં, એક પ્રકારની સાંસ્કૃતિક એકતા ઘણા જૂના કાળથી આ લોકોમાં જળવાઈ રહેલી છે, જેને કારણે પતન-અભ્યુદયથી ભરેલા એના લાંબા ઇતિહાસમાં આ ભૂમિભાગનું ક્યારેક ઘટ્ટ, ક્યારેક પાતળું, છતાં સતત રાષ્ટ્રીય એકત્વ મજેલું છે.

આ સાંસ્કૃતિક એકતા ઘડવાનું અને જાળવવાનું કામ જુદા જુદા યુગમાં જુદી જુદી ભાષાઓએ કર્યું છે. એનો એક રસિક ઇતિહાસ છે, જેની કેટલીક વિગતો આપણે આગળ ઉપર જોઈશું. પરંતુ મુસલમાની રાજ્યકાળ તેમ જ અંગ્રેજી રાજ્યકાળ દરમિયાન પરદેશી ભાષાઓ રાજભાષા બનતાં, સંસ્કૃતિના વાહનની ભાષા કુંઠિત થવા લાગી અને તેને કારણે દેશની એકતાનું પોત ઘણું ફીસું પડ્યું. આપણી પ્રજાના હિતચિંતકો માટે આ વાત ચિંતાનો વિષય બની હતી. અને આપણી રાષ્ટ્રીય અસ્મિતા જેમ જેમ ફરી જાગવા લાગી, તેમ તેમ આખા દેશ માટે એક દેશી ભાષાની જરૂરિયાત આગળ આવવા લાગી.

૧૯૦૭માં મહાત્મા ગાંધીએ 'હિંદ સ્વરાજ' લખ્યું ત્યારે તેમાં એમણે રાષ્ટ્રભાષાના પ્રશ્નનો પણ નિર્દેશ કર્યો હતો. પરંતુ, તેની પણ લગભગ અડધી સદી પહેલાંથી આવી કોઈક ભાષાની આવશ્યકતાના વિચારનો ઊગમ તો થઈ ગયો હતો. એનો જૂનામાં જૂનો ઉલ્લેખ મને જે મળ્યો છે તે ઈ.સ. ૧૮૭૦ની આસપાસનો છે.

ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર શ્રી. નવલરામે ૧૮૭૧માં 'હિંદુસ્તાનમાં એક ભાષા' એ નામનો લેખ લખ્યો હતો (જુઓ 'નવલગ્રંથાવલી'). એ લેખમાં તેઓ જણાવે છે કે—

"દરેક દેશનું પ્રબળ તેના ઐક્ય ઉપર આધાર રાખે છે. અને તે ઐક્ય ભાષા, જાતિ, ધર્મ, રીતભાત અને રાજ્ય એક હોવાથી ઉત્પન્ન થાય છે; માટે દેશાભિમાની પુરુષોનું મન સ્વાભાવિક રીતે એ સાધનો તરફ જઈને તેમાં જે જે વાતની ન્યૂનતા માલમ પડે છે તે ટાળવાની વૃત્તિ પેદા કરે છે. આખા ભરતખંડમાં એક ભાષાની જરૂર છે . . . . ગણપતરામ શાસ્ત્રીએ કેટલાક મહિના પર ચોપાનિયાના આકારમાં એક કાગળ છપાવીને હિંદુસ્તાનના બધા ભાગમાં કેળવાયેલા ગૃહસ્થ (સ્થો) ઉપર મોકલ્યો હતો. એ વિચારને ઉત્તર હિંદુસ્તાનનાં ઘણાંખરાં વર્તમાનપત્રો તરફથી પુષ્ટિ મળી છે. . . . . .

"મુસલમાનો આવ્યા તે વખતે તો પ્રાંત પ્રાંતની નિરાળી ભાષા થઈ ગઈ હતી, તોપણ વ્રજભાષા કેટલેક

દરજ્જો દેશભાષા ત્યારે હતી. . . . દિલ્હીની આસપાસનાં ગામોમાં તો મિશ્રણથી એક નવી જ ભાષા ઉત્પન્ન થઈ. પ્રથમ એનું નામ ઉર્દૂ પડયું. . . શાહજહાંને અર્પણ કીધેલા 'સુંદર શૃંગાર' અને કેશવદાસની ભાષામાં આસમાન જમીનનો ફેર માલૂમ પડે છે. . . ધીમે ધીમે વ્રજભાષા ઉર્દૂમાં ભળી જવા લાગી અને હાલ તે હિંદી નામે ઓળખાય છે. તેમાં અને ઉર્દૂમાં થોડો જ ફેર છે. એ બંને હિંદુસ્તાની કહેવાય છે. . . જ્યારે ઈંગ્રેજ સરકારનું રાજ્ય બધા મુલકમાં થયું, ત્યારે જનભાષા હિંદુસ્તાની હતી. . . . કેટલાક લોક એમ સમજે છે કે, જતે દહાડે અંગ્રેજી દેશભાષા થશે. એ વાત અમને તો કોઈ પ્રકારે સંભવિત લાગતી નથી. . . . જેઓને એ બાબત (દેશભાષા કઈ હોવી જોઈએ તે) સમજાય છે, તેમાંના ઘણાખરા તો હિંદુસ્તાનીને જ દેશભાષા થયેલી જોવા ઇચ્છે છે."

શ્રી. ગણપતરામ શાસ્ત્રીના પત્રને કેટલાક મહિના પહેલાંનો કહ્યો છે. એટલે તે ૧૮૬૯ કે '૭૦ની સાલ હશે એમ કલ્પી શકાય.

### ૩. કઈ ભાષા રાષ્ટ્રભાષા બની શકે

આ લેખમાં રાષ્ટ્રભાષાની જરૂર શા માટે છે તે સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું છે. સ્વાભાવિક રીતે જ, એમાંથી એ વાત પણ સ્પષ્ટ થાય છે કે, કેવી ભાષા રાષ્ટ્રભાષા બનવાનું સામર્થ્ય ધરાવી શકે. એઓ કહે છે, "દરેક દેશનું પ્રબળ તેના ઐક્ય ઉપર આધાર રાખે છે. અને તે ઐક્ય ભાષા, જાતિ, ધર્મ, રીતભાત અને રાજ્ય એક હોવાથી ઉત્પન્ન થાય છે." આમાંથી આપણા દેશમાં તો જાતિ, ધર્મ અને કેટલેક અંશે રીતભાતની પણ વિવિધતા રહેવાની. એ જોતાં રાજ્યૈક્ય અને ભાષાની એકતાની સવિશેષ જરૂર રહેવાની.

આ પછી તો અનેક વિચારકોએ આ દિશામાં વિચાર કર્યો. શ્રી. દયાનંદે પોતાનો ધર્મ પ્રતિપાદન કરતો 'સત્યાર્થ-પ્રકાશ'નો ગ્રંથ સંસ્કૃત જેમ જ હિંદીમાં પ્રગટ કરી હિંદીને રાષ્ટ્રભાષાનું ગૌરવ આપ્યું. આર્યસમાજના પ્રચારની ભાષા પણ એમણે હિંદી રાખી અને એ દ્વારા પંજાબથી માંડીને ગુજરાત સુધીના પશ્ચિમ ભારતમાં એમણે હિંદીના પ્રચારને વેગ આપ્યો.

૧૯૧૭માં મહાત્મા ગાંધીએ 'રાષ્ટ્રીય ભાષાનો વિચાર' એ લેખમાં રાષ્ટ્રીય ભાષાનાં શાં લક્ષણો હોવાં જોઈએ એ સ્પષ્ટતાથી દર્શાવ્યું છે. એમણે લખ્યું છે:

૧. તે ભાષા અમલદાર સારુ સહેલી હોવી જોઈએ.

૨. તે ભાષાની મારફત ભારતવર્ષનો પરસ્પર ધાર્મિક, આર્થિક, અને રાજ્યપ્રકરણી વ્યવહાર શકય હોવો જોઈએ.

૩. તે ભાષા ભારતવર્ષના ઘણા લોકો બોલતા હોવા જોઈએ.

૪. તે ભાષા રાષ્ટ્રને સારુ સહેલી હોવી જોઈએ.

૫. તે ભાષાનો ખ્યાલ કરતાં ક્ષણિક કે અલ્પસ્થાયી સ્થિતિ ઉપર વજન ન મૂકવું જોઈએ.

### ૪. રાષ્ટ્રભાષાએ શું કાર્ય બજાવવાનું હોય

આ લક્ષણોનું મહત્ત્વ સમજવા માટે રાષ્ટ્રભાષાએ જે કાર્ય કરવાનું છે તે અંગે થોડીક ચર્ચાની જરૂર છે.

બધી સુસંસ્કૃત ભાષાઓએ ઓછામાં ઓછાં બે કાર્ય કરવાનાં હોય છે. અને એ કાર્ય પ્રમાણે એનાં બે કે તેથી વધારે સ્વરૂપો હોય છે. પહેલું કાર્ય તે લોકોના સામાન્ય રોજ-બ-રોજના વ્યવહારો સરળ બનાવવાનું અને બીજું કાર્ય તે લોકોના સામાન્ય સંસ્કારને જાળવવાનું અને પુષ્ટ કરવાનું. પહેલું, એનું વ્યાવહારિક કાર્ય છે અને તે માટે ભાષાનું એક શિથિલ કે મુલાયમ સ્વરૂપ બને છે, જેને આપણે બોલી કહીએ છીએ. જ્યારે કોઈ ભાષા વધારે વિસ્તૃત પ્રદેશમાં બોલાતી હોય ત્યારે સ્થાનીય વિશિષ્ટતાઓને કારણે એક જ ભાષાની એક કરતાં વધારે બોલીઓ પણ બને છે. ભાષાનું બીજું કાર્ય ઐતિહાસિક છે; અને તે જે લોકની એ ભાષા છે તેની સંસ્કૃતિના વાહન બનવાનું છે. તે સુશ્લિષ્ટતા માંગી લે છે; જેને કારણે ભાષાનું એક પરિમાર્જિત સ્વરૂપ અસ્તિત્વમાં આવે છે, જે સાક્ષરી ભાષા અથવા શિષ્ટ ભાષાને નામે ઓળખાય છે. દા. ત., ગુજરાતી—એટલે સાહિત્યિક ગુજરાતી એ ગુજરાતની ભાષા છે, જ્યારે સુરતી, ચરોતરી, કાઠિયાવાડી, કચ્છી, પારસી ગુજરાતી વગેરે એ જ ભાષાની જુદી જુદી બોલીઓ છે.

પરંતુ જ્યારે કોઈ ભાષા પોતાના પ્રદેશની પ્રદેશભાષા મટી વધારે વિસ્તૃત ભૂમિભાગમાં વસતા અને જુદી જુદી ભાષાઓ બોલતા લોકોની આંતરભાષા બને છે,

ત્યારે તેનું એક ત્રીજું સ્વરૂપ બને છે. એ તો સમજાય એવું છે કે કોઈ પણ ભાષા જ્યારે આ પ્રમાણે જે લોકોની આ 'માતૃભાષા' હોય તેમની જ ભાષા ન રહેતાં વધારે વિશાળ પ્રદેશના લોકોની આંતરભાષા બને, ત્યારે મૂળ ભાષાની શુદ્ધિ એટલી બધી સચવાતી નથી. જેમ યાત્રાએ નીકળેલો પ્રવાસી, ગમે તેટલા પ્રયત્ન છતાં, પૂરેપૂરો મરજાદ ધર્મ પાળી શકતો નથી—અને એને આપદ્ધર્મ સ્વીકારવો પડે છે; જો મરજાદધર્મનો અત્યાગ્રહ સેવવા જાય, તો થોડા જ વખતમાં પ્રવાસ છોડી એને ઘર ભેગા થઈ જવું પડે છે;—તે જ રીતે જ્યારે ભાષા પણ 'વતન' અને જાતિ છોડી વ્યાપક ક્ષેત્રમાં વિહાર કરવા માંડે છે, ત્યારે તેને અંગે વિશુદ્ધિનો અત્યાગ્રહ છોડવો જ પડે, અને નહિ તો એ એનું આંતરભાષા અથવા રાષ્ટ્રભાષા તરીકેનું ગૌરવયુક્ત સ્થાન ગુમાવે છે.

આ અંગે શ્રી. રામનરેશ ત્રિપાઠી એમના 'कविता कौमुदी'ના ચોથા ભાગમાં એક સરસ દૃષ્ટાંત આપે છે. તેઓ કહે છે કે, "શકુંતલા કણ્વ ઋષિના આશ્રમમાં જન્મી અને મોટી થઈ એ વખતે એ આશ્રમનું સરળ જીવન જીવતી અને વલ્કલ ધારણ કરતી. પરંતુ, દુષ્યંતને પરણીને રાજરાણી બની, ત્યારે તેણે વલ્કલ ઉતારી રાણીને યોગ્ય આભૂષણો ધારણ કર્યાં અને બીજી રાણીઓ સાથે પ્રિયસખીની વૃત્તિ રાખીને રહેવા માંડયું. વળી, આખા ભારતમાંથી આવતી ભેટો અને નજરાણાંઓનો એ સહર્ષ સ્વીકાર કરતી. એ જ રીતે, હિંદી ગરીબ કિસાનોના ઘરમાં જન્મી, સંતોને હાથે પોષાઈપળાઈ આજે રાષ્ટ્રભાષાને પદે અભિષિક્ત થઈ છે, ત્યારે એ પોતાની સાહેલી બધી ભાષાઓ સાથે સહકાર રાખે એટલું જ નહિ, દેશભરમાંનાં સાંસ્કૃતિક જીવનમાંથી જે ભેટ નજરાણાંઓ મળે, તે બધાં સ્વીકારીને સમૃદ્ધ બને એ જ યોગ્ય છે. જેમ શકુંતલાની બાબતમાં રાજરાણી બન્યા પછી પણ એણે વલ્કલ જ પહેરવાં જોઈએ એવો આગ્રહ આશ્રમવાસીઓએ રાખ્યો હોત, તો તે અયોગ્ય ગણાત; તેમ જ હિંદીને વિષે એ રાષ્ટ્રભાષાને પદે આરૂઢ થયા પછી પણ એને સાંસ્કૃતિક (પ્રાંતીય) હિંદીના ચોકઠામાં જકડી રાખવી એ અયોગ્ય છે."

આ રીતે આંતરભાષાનું એક ત્રીજું વ્યાપક સ્વરૂપ બને છે, અને જે ભાષા આવું સ્વરૂપ ધારણ કરવાની ક્ષમતા ધરાવતી હોય, તે જ રાષ્ટ્રભાષાનું પદ સંભાળી શકે.

—ક્રમશઃ

—જનક દવે

# સતી-શિરોમણિ બા

ત્રિનેત્ર ખોલી કરી કામ ભસ્મ
શિવે ગ્રહી'તી હિમકન્યકાને;
તપસ્વીએ તેમ થઈ વિશુદ્ધ
કલ્યાણ-મૂર્તિ સરજી અહીં બા.
પળ્યાં હતાં ઘોર વનો મહીંયે
સુખો તજી રાઘવ સાથ સીતા;
છાયા બની, વૈભવ સૌ ત્યજીને
બાપુ પૂંઠે તેમ ભમ્યાં હતાં બા.
સતીત્વ કેરા બલથી પ્રચંડ
સાવિત્રી લાવી પતિ સત્યવાન;
વાચ્યે લડીને યમરાજ સાથ
બાપુ જિવાડયા સતના બળેથી.
ત્રિદેવ જેવા બની બાળરૂપ
સતી તણા પારણિયે ઝૂલ્યા'તા;
મહાદેવ ને વલ્લભ ને જવાહર
બા—અંકમાં બાલસ્વરૂપ ખેલ્યા.
પતિ તણા અંક મહીં બિરાજી
છોડયા મહાપ્રાણ પવિત્ર દેહે;
ચિતા મહીં કંકણ જે બચ્યાં તે
સતીત્વની સાખ પૂરે હજીયે.

શાંતનૂ મહેશ્વર

# પ્રાણીશાસ્ત્રની પરિભાષા

[સપ્ટેમ્બર ૧૯૬૦ થી ચાલુ]

To Macerate समारखु
Maceration समार (पुं०)
Macraner मोटी कीडी
Macrocyte गुरु श्वेत-कण
Macrogamet गुरु गेमट
Macromere गुरु अंडकोश
Macronucleus गुरु केंद्र
Macrosmatic दूर-घ्राणिक
Macrosplanchnic लघुपाद
Macrospore गुरु स्पोर
Macrotous लंबकर्णी
Macrotrichia पक्ष्मकेश
Macula } Macule } कलंक
— Lutea पित्त कलंक
Madreporic Canal } (Stone canal) } माद्र नलिका
Madreporic Vesicle माद्र गुहा
Madreporite माद्र-निर्गालिका, माद्र-झारिका
Maggot फणो
Mala कपोल
Malacostraca कर्पाच
Malacostracous मृदुकोषि
Malar कपोलवर्ती
Male नर
Malleolar घणियार
Malleolus } Malleus } घण
Malpighian माल्पीगियन
— body — काय
— corpuscle — कण
— layer — पड
— pyramids — सूची
— tubes — नाळ
Mamillate स्तनाकारी
Mamma स्तन
Mammalia सस्तनवर्ग, धवडावनारां प्राणी
Man माणस
Mandible नीचलुं जडबुं, हनु
Mandibular हन्वीय
Mantle मेन्टल, ढाप
— Cavity ढाप-गुहा
— lobes ढाप-पिंड
Manubrium हस्त
Manus पंजो
Marginals पार्श्विनी
Marrow मज्जा
Marsupium शिशुधान
Marsupial शिशुधानी
Mask पकड
Mastax दळणी, चर्वणनाळ
Mastication चर्वणविधि
Masticatory चावनारां
Mastidian स्तनिका
Mastoid स्तनिकास्थि
Matrix पायो, चासणी
Maturation period पुख्तकाल
— Division पुख्तकाल विभाजन
— Phase पुख्तावस्था
Mature पुख्त
Maxilla उपलुं जडबुं
Maxillary जडबाई
— Teeth हनुदंत
Maxilliped जडबापदी, हनुपदी
Maxilloturbinal घ्राणधर
Measure उपाय, पगलां
Control— नियंत्रण माटेनां पगलां, नियमन माटेनां पगलां
Meconium डिंममळ, पूर्वमळ
Media मध्य, मध्यगा
Mediastinum मध्यकला
Medulla (१) लाट (२) मज्जा
— oblongata लंबमज्जा
Medullary मज्जाई
— Sheath मज्जावरण, मज्जाखोळ
Medutlated आवृत्त, खोळियातुं
Medusa छत्रिक
Medusoid संघस्थ छत्रिक
Mega गुरु
Megachromosomes रंगग्राही गुरुसूत्र
Megadont बृहद् दंती, बृहद्दंती

Megalecithal બહુજરદીય
Megaloblast સકેન્દ્રી રક્તકણ
Megalopore મહાછિદ્ર
Megalops દીર્ઘાક્ષ
Megaloptera દીર્ઘ પાંખાળો
Megalospheric ગુરુ કવચી
Meibomian glands પોપચાઈ ગ્રંથિ
Meiomerous અલ્પાંગી
Meiomery અલ્પાંગતા
Melanism શ્યામિકા, શ્યામત્વ
Melanocyte શ્યામ-કોશ
Melanophore (૧) શ્યામાશય, (૨) શ્યામાશયી કોશ
Mellivorous મધુભક્ષી
Membrena કલા, પટલ
— granulosa અંડાશયી કલા
— tectoria કર્તીકલા
(organ of corti = કર્તી)
— tympani ઢોલ, કાનનો પડદો
Membrenella રસકેશિકલા
*Membranous labyrinth* પટલિત અંતઃકર્ણ
Meninges આવરણ
Meniscus તાસપટ્ટી, તરતપટ્ટ
Mensa દંતપટ્ટ
Menopause ઋતુનિવૃત્તિ
Menstruation ઋતુસ્રાવ
Mentum હડપચી, ચિબુક
Meosis સૂત્રાર્ધનવિધિ
Meristic વિભાજિત
*Mermis* મરમીશ
Mermithaner મરમીશદગ્ધ નરકીડો
Mermithergate મરમીશદગ્ધકીડી
Mermithogyne મરમીશદગ્ધ કીડીરાણી
Meroblastic અંશ-વિભાજનશીલ
Merocerite ચતુર્થ-સ્પર્શિકા
Merogamy લઘુયોગ, લઘુ-ગેમટ યોગ
Merogenic આંશિક, અંશદગ્ધ
Merogony કેંદ્રાંગી વિભાજન
Merome દેહાંશ, દેહકડી
Meron કીટજંઘા
Meropodite અંશ પાદક
Merosomatous પક્ષઃઉદરી
Merosthenic મેરુકપાદી
Merozoon વિભક્તકોશાંશ
Mesadenia મધ્યત્વચાઈ વીર્યગ્રંથિ
*Mesencephalon* મધ્યં મગજ
Mesenchyma ગર્ભીય મધ્યસ્તર
Mesenteric આંત્રકલા વિષયક
Mesenteron મધ્યાંત્ર
Mesentery આંત્રધારિણી કલા
Mesethmoid મધ્ય-ચાલની
Mesiad મધ્યવર્તી
Mesoblast મધ્યપટ
Mesocoele મધ્ય મગજની ગુહા
Mesogaster જઠરધારિણી (કલા)
Mesohepar યકૃતધારિણી (કલા)
Mesolecithal સમ-જરદીય
Mesomere મધ્યમંડલ
Mesometrium ગર્ભાશયધારિણી
Mesomyodian મધ્યસ્નાયુક (પક્ષી)
Mesopodium પાદમધ્યાંશ
Mesorchium વૃષણધારિણી (કલા)
Mesorectum ગુદધારિણી (કલા)
Mesosoma મધ્યદેહ
Mesostate મધ્યપદ
Mesosternum ઉરોસ્થિમધ્ય
*Mesothorax* મધ્યવક્ષ
Mesotic મધ્યકર્ણી કૂર્ચજોડ
Mesotrocheal કટિકેશધારી
Mesovarium અંડકોષાધાર
Metacarpal પંજાઈ
Metacarpus હથેળી
Metachrosis રંગપલટ શક્તિ, રંગપરિવર્તી શક્તિ
Metamerism અંગ-વિવર્તન
Metamorphosis કાયાપલટ, રૂપાંતર
Metaphregma વક્ષપટ્ટ
Metaplasis પક્વકાલ, પુખ્તકાલ
Metapodium મધ્યપાદક
Metasoma ઉદરોત્તરાંગ
*Metasternum* ઉત્તરવક્ષાસ્થિ
Metastigmate કર્ણરંધ્રી
*Metastoma* અધર, અધરોષ્ઠ
Metatarsus પાની
Metatheria કોથળિયાં, શિશુધાન
Metathorax કીટોરસ્
Metatroch રસકેશવૃત્ત

Metenteron आंतार्वकाश
Metoestrus उत्तेजकाड
Metotic श्राव्योत्तर
Micraner वामणी कीडी
Microchromosm लघुकेन्द्री रंगग्राही सूत्र
Microgametangium लघुगेमेटाशय
Microgameti लघुगेमेट
Microgametocyte नरगेमेट जनक
Microgonidium लघुगेमेट जनक
Microgyne लघु कीडीराणी, वामणी कीडी राणी
Micromere लघुकोष
Micronucleus लघुकेन्द्र
Microphage लघुभक्षक
Micropodous लघुपाद
Micropore लघुरंध्र, लघुछिद्र
Micropterous लघु-मीन पक्षधारी, लघु-मीन पक्षाल
Microsmatic अल्पघ्राणीन
Microsplanchnic लंबपादी
Microthorax लघु-उरस्
Microtrichia लघुकेशी
Mid-brain मध्यम-मगज
Mid-gut मध्यांत्र
Migration हिजरत, मोसमी प्रवास
Milk-teeth दूधिया दांत
Mimicry नकल, वेष
Mitral मित्रल
Mixotrophic मिश्राहारी
Monaxon (Having only 1 Axis) एकाक्ष
Mongral मोनग्रेल
Monilicorn माळाई स्पर्श-शृंगवाळां
Moniliform माळाकार
Monocardium निष्कंद हृदयी
Monocercous ( uniflagellate ) एक चाबुकियो
Monocerons एकशृंगी
Monocule एकाक्षी
Monocyte एकांगुलीक
Monodont एकदंती
Monoestrous एकर्तवी (Polyestrons अनेकर्तवी)
Monogony अलिंगी प्रजनन
Monomorphic निरूपांतरी
Mononychous एकनखी
Monophyodont कायमदांतवाळां प्राणी
Monorhinal एक नसकोरावाळां
Monospermy एकाकी-फलन
Monothalamous एक कमराळ
Monotocous एकापत्यप्रसवी
Monotrochous सुवांगी द्वितीय खंडवाळां (trochanter द्वितीयखंड)
Monticolous पर्वतवासी
Morphogenasis स्वरूप-सर्जन
Morphography स्वरूप-वर्णन रूपलेखन
Morphosis रूप विकास
Morula सीताफळ जेवी अवस्था, सीताफळ
Mothercell मातृकोश
Motor चलनक्षमी, चल, चालक
Motor area चालनक्षेत्र, संचालनक्षेत्र, गतिक्षेत्र
Mucigen श्लेष्मजनक
Mucin श्लेष्मद्रव्य
Multiarticulate घणा सांधावाळां
Multicuspidate बहुदंती
Multiparous बहुप्रसवी
Multipolar बहुशाखी
Multituberculata बहुग्रंथिवाळां
Multvincular बहुबंधनी
Multivotrine अनेकवेंटरी, बहुवेंटरी
Muscle स्नायु
Musculature स्नायु पद्धति
Musc glands कस्तूरी ग्रंथी
Mutant नवतर
Mutation नवतर विकार
Mutation theory विकृतिवाद
Myarian स्नायु अनुसारनुं वर्गीकरण
Myelencephalon पाछलुं मगज
Myelin शादद्रव्य
Myelination रोमविधि
Myeloplast मज्जाई सेयकण
Myeloplox मज्जाकोश
Myoblast मांस स्नायुकोश
Myocardium हृदस्नायु
Myocomma स्नायुखंड
Myocyte स्नायुकोश
Myofibrillar स्नायुरेस, स्नायुसूत्र
Myogenic स्नायुजन्य (संकोच)

Myology स्नायुविज्ञान, स्नायुविद्या
Myomere खंडकर्तीस्नायु
Myopia नजीक देखापणुं (short sight)
Myriapoda बेहुपादी
Myrmecophagous कीडीखाउ
–चालु]

—બંસીધર ગાંધી

# દૂષિત ખોરાક અને માનસિક વિકૃતિ

આપણાં આજકાલનાં જુવાનો અને કિશોર-કિશોરીનાં મન જે વિકૃત કે ઉન્મત્ત જેવી અવસ્થામાં આવી પડયાં છે, તથા તેમનાં તોફાનોએ જે કટોકટીનું સ્વરૂપ અખત્યાર કર્યું છે, તેનાં કારણ અને ઉપાય જુદી જુદી રીતે શોધવામાં આવે છે.

અમેરિકામાં ૧૯૫૮ના વર્ષમાં જ ૧૮ વર્ષની નીચેનાં ૨૦ લાખ કિશોર-કિશોરીઓ સામે પોલીસને કારવાઈ કરવી પડી હતી અને ૬ લાખને તો બાળ-અદાલતો સમક્ષ રજૂ કરવાં પડયાં હતાં.

અત્યાર સુધી આ કોયડાના ઉકેલ માટે જુદા જુદા અનેક ઉકેલો સૂચવાયા છે અને પ્રયોગો કરાયા છે. પણ એ પ્રશ્ન સુધરવાને બદલે બગડતો જાય છે. એટલે આ પ્રશ્નનાં બાહ્ય લક્ષણોનો જ ઉપચાર કરવાની રીતને બદલે તેનાં કારણોની તપાસમાં જ ઊતરવું જરૂરી મનાતું જાય છે.

માનસ-વિકૃતિ-શાસ્ત્રના નિષ્ણાતોએ લેવા માંડેલા ઉપાયો આ પ્રશ્નમાં અગ્નિમાં પેટ્રોલ છાંટવા જેવા જ નીવડયા છે. એટલે આ પ્રશ્નમાં શારીરિક પોષણની ખામીને કંઈક લેવાદેવા છે કે કેમ એ તપાસ શરૂ થતાં, હવે લગભગ ખાતરી થવાની હદે પહોંચી શકાયું છે કે, જુવાનોની માનસિક વિકૃતિનું અને અવનતિનું કારણ દૂષિત અને અ-પૂરતો ખોરાક છે!

અમેરિકાની પ્રજા અનાજ-માંસ વગેરેના ઉત્પાદનની બાબતમાં મોખરે છે; અને ત્યાંના લોકો બીજા દેશને મુકાબલે ખાય છે પણ બહુ. છતાં તેઓ કૃત્રિમ રીતે સંસ્કારેલા, રંગેલા કે સ્વાદુ બનાવેલા ખોરાકો વધુ ખાય છે. અને તે ખોરાકોમાંથી તેમનાં શરીર પોષણ મેળવી શકતાં નથી. ખોરાક બહારથી તો વૈજ્ઞાનિક રીતે પૂરતાં વિટામિન વગેરે તત્ત્વોવાળો લેખાય છે; પણ શરીર તે વિટામિનોને ઉપયોગમાં લઈ શકતું નથી. પાચનક્રિયા વિષેનું આપણું અજ્ઞાન ભયંકર છે. કયા ખોરાકમાંથી શરીર કેવી રીતે કયું તત્ત્વ આત્મસાત્ કરે છે, તેની આપણને કશી ખબર નથી. એટલે ડૉ. પેજ જણાવે છે તેમ, કરોડો માનવ-શરીરો આજે માત્ર ભૂખમરાને કારણે જ પૂરતું કામ આપી શકતાં નથી. બધા પોષણ-નિષ્ણાતો એક બાબતમાં સહમત થાય છે કે, વિટામિનો અને ખનિજ દ્રવ્યો ખરીદવાનો સારામાં સારો માર્ગ કુદરતે વાળી આપેલાં પડીકાં ખરીદવાં એ (એટલે કે, કુદરતી ખોરાક) જ છે!

ડૉ. કિર્શનર જણાવે છે કે, અમેરિકામાં બેફામ વધતી બાળ-ગુનાખોરી, ગુનેગારી અને માનસિક વિકૃતિઓનું કારણ પૂરતા પોષણના અભાવ સાથે સંકળાયેલું છે. પોતાની દલીલને તે આ રીતે રજૂ કરે છે—

"નૈતિક આચરણ ત્રણ શક્તિઓ ઉપર આધાર રાખે છે—બુદ્ધિશક્તિ, વિવેકશક્તિ અને સંકલ્પશક્તિ. આ ત્રણે શક્તિઓ મગજની કારવાઈ અને તાકાત ઉપર આધાર રાખે છે. કારણ કે મગજની શક્તિ ઓછી હોય તો બુદ્ધિશક્તિ બધું સમજીને પૂરતી છણાવટ ન કરી શકે; અને વિવેકશક્તિ એટલે સારા અને નરસા વચ્ચે ભેદ પાડવા – સમજવાની શક્તિ. પરંતુ સમજવા ઉપરાંત તેમાં તે પ્રમાણે કરવાની ઇચ્છાનો પણ સમાવેશ થાય છે. અને મગજ નબળું હોય, તો એની ક્રિયાઓ પણ નબળી જ બને. અને બુદ્ધિ તથા વિવેકે જે નિર્ણયો બાંધ્યા, તેમને અમલમાં મૂકવાની ઇચ્છા અને તાકાત એ જ સંકલ્પશક્તિ છે.

શારીરિક શક્તિ બરાબર ન હોય, તો નૈતિકઆચરણ પણ ઢીલું જ પડી જાય. આપણી પાચનશક્તિ બગડી ગઈ હોય છે, ત્યારે આપણું માથું કેવું જડ બની જાય

# ચિંતા મુક્તિ!

ચિંતામુક્તિની ગોળીઓ હવે જગતમાં જલદીમાં જલદી વેચાતી દવા બની રહી છે. તે દવાઓ સામાન્ય રીતે ચિંતા અને ક્ષોભ દૂર કરી, માણસને ઊંઘમાં નાંખ્યા વિના શાંત પાડતી મનાય છે. ઊંઘની ગોળીઓ કે નશાની ચીજો તો માણસને બિલકુલ ઘેનમાં નાખી દઈને તેનું દુ:ખ ભુલાડે છે; ત્યારે આ ગોળીઓ તો તેને વ્યાકુળતાના સંજોગોમાં સ્વસ્થ રાખે છે. આ ગોળીઓ દારૂ કરતાં ઓછી નુકસાનકારક અને સિગરેટો કરતાં ઓછી ટેવ-ઉત્પાદક છે, એમ પણ કહેવાય છે.

૧૯૫૩થી માંડીને આ ગોળીઓની લોકપ્રિયતા વધતી ચાલી છે. એક જ બનાવટની ૩૦ અબજ ગોળીઓ અમેરિકામાં બે વર્ષ કરતાં ઓછા સમયમાં વેચાઈ હતી. અને એવી તો ૬૬ જાતો બજારમાં મુકાઈ છે. ૧૯૫૭થી ૧૯૬૦માં આ ગોળીઓનું વેચાણ બમણું થઈ ગયું છે. અર્થાત્ ૧૫ કરોડ ડૉલરથી કૂદીને ૨૮ કરોડ ડૉલર!

આ દવાઓનો મુખ્ય ઉપયોગ માનસિક અસ્વસ્થતાની ઇસ્પિતાલોમાં થવો જોઈએ. એનાથી માનસિક ગાંડપણના તીવ્ર આવિષ્કારો શાંત થાય છે. પરિણામે ગાંડાઓ વધુ શાંત, વધુ સ્વચ્છ અને વધુ સહકાર આપનારા બને છે. પરંતુ આ દવાઓ ગાંડપણનો ઉપાય નથી. ગાંડપણની પાછળ કેટલાંય સામાજિક અને પ્રાણી-શરીરને લગતાં કારણો હોય છે, જે માત્ર દવાઓ એકલીથી ન મટે.

પરંતુ આ ગોળીઓનો મુખ્ય ઉપયોગ ચિંતા, ખેંચાણ અને લાગણીના ક્ષોભો દૂર કરવા માટે મુખ્યત્વે ઘરગથુ રીતે જ હવે થવા લાગ્યો છે. કુલ ઉત્પાદનનો અર્ધો ભાગ સાજા લોકો જ ખાઈ જાય છે!

બીજી દવાઓની જેમ આ દવાઓની પણ આડ-અસરો થોડી ઘણીય હોય જ છે. તેમનો પૂરતો અભ્યાસ હજુ થયો નથી. ઉપરાંત 'એક માણસનું અમૃત તે બીજાનું ઝેર'—થાય, એ કહેવત પણ આ બાબતમાં સાચી ઠરી છે. કેટલાય લોકો એ ગોળીઓ લીધા પછી એવા તો ખિન્ન થઈ જાય છે કે પછી આપઘાત જ કરી બેસે છે! કેટલાકમાં લોહીનો 'કાઉંટ' જોખમકારક કહેવાય તેટલો નીચો બેસી જાય છે; જ્યારે બીજા કેટલાકને તે રીતની કશી અસર નથી થતી. ઊંચા બ્લડ-પ્રેસરમાં પણ આ દવાઓ અપાય છે; પણ મિનેસોટાની રોચેસ્ટર હોસ્પિટલમાં એવો અનુભવ છે કે ત્યાં દાખલ થતા દરદીઓમાંથી ૮૦ દરદીઓને આ ગોળીઓથી ઊલટું જ પરિણામ આવ્યું હતું.

કેટલાય લોકોને આ ગોળીઓથી તમ્મર, ઊલટી, સાંધાઓનો સોજો, વલૂર, કમળો, અને એવી બીજી આડ-અસરો થાય છે.

૮૨૦૦ ચિંતાગ્રસ્ત દરદીઓ ઉપર આ દવાઓનો પ્રયોગ કરી તપાસ કરવામાં આવી, તો પોર્ટલૅન્ડની યુનિવર્સિટી ઑફ઼ ઓરેગોન મેડિકલ સ્કૂલના ડાકટરોને જણાયું કે, ૮૨૦૦માંથી ૪૦૦ જણને ગંભીર ઊલટી અસરો થઈ હતી. જેવી કે, બરોળ, ચામડીની લૂખસ, જઠર-આંતરડાંની તકલીફ઼ ઇ૦. ૧૭૦૦ દાખલાઓમાં તો હળવા જણાતા પ્રશ્નો વધુ વિકટ બન્યા હતા. ૧૨૦૦ થી ૧૩૦૦ દાખલાઓમાં આ ગોળીઓએ ધારેલો ગુણ દીધો. પણ તેથી કરીને આ દરદીઓ પહેલા કરતાં વધુ સુખી બન્યા એમ હરગિજ નહોતું. તેઓ પોતાની નોકરીએ ચાલુ રહ્યા, પણ તેઓ આખા દિવસનું પૂરતું કામ આપી શકતા નહોતા. ૮૨૦૦માંથી આમ કુલ ૫૦ ટકા જેટલાને આ ગોળીઓથી કશો સાચો ફ઼ાયદો થયો, એમ ન કહી શકાય.

ઉપરાંત માનસિક ખેંચાણનું શમન કરવા લેવાતી આ ગોળીઓ, જીવનમાં અતિ આવશ્યક એવાં પ્રેમ, ક્રોધ, આવેગ વગેરે જેવાં ખેંચાણો પણ હળવાં પાડી દઈ, મરદને એટલા પૂરતો ના-મર્દ બનાવે છે. તે લોકો પોતાની જાતને તેમ જ પોતાના સમાજને માટે ન-કામા બનતા જાય છે. જીવનના કેટલાય પડકારો માનવજીવનને આગળ ધપાવવા માટે—તેની શક્તિઓને કસવા માટે કુદરતે યોજ્યા હોય છે. એ કસોટીમાંથી પ્રયત્નપૂર્વક પાર પડવાને બદલે એ કસોટીઓમાંથી છટકી જવું, એ હરગિજ ઉન્નતિકર નથી.

—'અવેક', ૨૨–૧૨–'૬૦]

–ગો૦

ઉત્સાહ ધરાવવાનું મૂકી વર્કિંગ ગ્રૂપે નિરાશાભરી ભલામણ કરી છે, તે જરા પણ વજન આપવા લાયક નથી.

### અંગ્રેજી પ્રત્યેનો અહોભાવ

અંગ્રેજી પ્રત્યેનો પોતાનો અહોભાવ પ્રદર્શિત કરતાં વર્કિંગ ગ્રૂપનો રિપોર્ટ કહે છે:—

"આ દેશમાં અંગ્રેજીનું શિક્ષણ મૂળે કયા હેતુથી દાખલ કરવામાં આવ્યું હતું અને આ દેશની ભાષાઓના ગૌરવને જાણીબૂઝીને ઉતારી પાડવામાં આવ્યું હતું કે કેમ એની ચર્ચામાં ઊતરવું એ આજે આ વર્કિંગ ગ્રૂપ માટે જરૂરનું નથી. ભૂતકાળમાં જે બન્યું હશે તે હશે, પણ આજે આ દેશની અંદર આપણે જે અંગ્રેજી ભાષાનું જ્ઞાન ધરાવીએ છીએ, તે અર્થકારણી, સામાજિક, બૌદ્ધિક એ સર્વ દૃષ્ટિએ આપણા દેશની મોંઘી મૂડીઓમાંની એક છે. તે મૂડીને આપણે જાણી જોઈને ફેંકી દેવી ઘટતી નથી."

ગૂ. ન. તા. સંઘની કાર્યવાહક સમતિ આ સંબંધમાં માને છે કે આ મોંઘી મૂડી એટલે દેશના થોડા ટકા અંગ્રેજી ભણેલા જૂની પેઢીના માણસોની અંગ્રેજી ભાષાની આવડત. આ દિવસે દિવસે ક્ષીણ થતી પેઢી, જેના આ 'વર્કિંગ ગ્રૂપના સજ્જનો પ્રતિનિધિઓ છે, તેમની આવડત ગમે તેટલી કીમતી મૂડી હોય તો પણ તે અતિ અલ્પ છે. તેટલી અલ્પ પૂંજી મૂડી ઉપર આધાર રાખીને બેસીએ, તો આપણે સો વર્ષે પણ ધારેલી પ્રગતિ કરી શકીએ નહિ.

### પર-ક્ષેત્રમાં હસ્તક્ષેપ

વર્કિંગ ગ્રૂપ રિપોર્ટે કબૂલ કર્યું છે કે માધ્યમ વિષે અભિપ્રાયો આપવાનું તેનું કામ નથી; છતાં તેણે ભલામણ કરી છે કે અંગ્રેજીના માધ્યમને બદલવામાં પૂરતી તૈયારી કરવામાં નહિ આવે, તો વિજ્ઞાન-ટેકનોલૉજીનું ધોરણ ઊતરી જવાનું જોખમ છે; તેથી જો કોઈ યુનિવર્સિટી ફેરફાર બાબતમાં પૂરતી તૈયારીઓ ન કરે, તો યુનિ૦ ગ્રાન્ટ્સ કમિશને વચ્ચે પડવું વાજબી ગણાશે.

આમ જે પોતાનું ક્ષેત્ર નથી તેમાં હસ્તક્ષેપ કરી વર્કિંગ ગ્રૂપ સૂચવે છે કે, "અંગ્રેજીનું ધોરણ સુધારવા માટે જરૂરનું છે કે હાઈસ્કૂલોમાં અંગ્રેજી ભાષાના ભણતરને વધારે વર્ષો આપવાં જોઈએ, અંગ્રેજી શીખવવાની વધારે સારી પદ્ધતિઓ સ્વીકારવી જોઈએ, અને વધારે લાયકાતવાળા શિક્ષકો રાખવા જોઈએ."

### 'ગુલામી જમાનાનાં સ્વપ્નાં

ગૂ. ન. તા. સંઘની કાર્યવાહક સમિતિને ઘણું જ વિચિત્ર લાગે છે કે આપણા વિદ્વાનો ભૂતકાળનાં સ્વપ્નોથી આટલી હદે ઘેરાયેલા રહે છે. જે જમાનામાં ચોથા ધોરણથી અંગ્રેજીને જ માધ્યમ બનાવીને ચાલતા અને ઇતિહાસ, ભૂગોળ, ગણિત અને સંસ્કૃત-ગુજરાતી ભાષાઓ પણ અંગ્રેજી મારફત ભણાવવાનું ગાંડપણ ચાલતું, તેનાં સ્વપ્નમાં જ રાચવું હજુ તેમને પસંદ છે.

કાર્યવાહક સમિતિ માને છે કે દેશનો વિશાળ વિદ્યાર્થીવર્ગ લાંબાં વર્ષોની મહેનત કરી અંગ્રેજી જેવી દૂર દેશની ભાષામાં પારંગતતા મેળવે અને પછી તે દ્વારા વિદ્યાઓ ભણે, તેના કરતાં તેમને માતૃભાષાઓ દ્વારા વિદ્યાઓ ભણાવવાનું શરૂ કરી દેવું અને સાથે સાથે વિવિધ વિદ્યાઓનું સાહિત્ય આપણી ભાષાઓમાં ઉતારવાનો મહાપુરુષાર્થ આદરવો, એ જ વધારે સાચો અને ટૂંકો રસ્તો છે; અને તે રસ્તો જ આપણા પ્રાચીન અને સંસ્કાર-પ્રૌઢ રાષ્ટ્ર માટે સ્વમાન ભરેલો છે.

### સ્વતંત્રતાની નકલી ભાષા

વર્કિંગ ગ્રૂપ ભારપૂર્વક કહે છે કે "અંગ્રેજીને એકમાત્ર માધ્યમ તરીકે સ્વીકારવું કે અંગ્રેજી અને બીજી કોઈ ભાષા એમાંથી ગમે તેની પસંદગી કરવી એની સંપૂર્ણ છૂટ કોલેજોને હોવી જોઈએ. તેમની આ છૂટ ઉપર કોઈ પણ પ્રકારનું બંધન કે દબાણ કોઈના તરફથી આવવું ન જોઈએ."

ગ્રૂપ એમ પણ સાફ સાફ કહે છે કે, "માધ્યમ ઠરાવવાની જવાબદારી પૂરેપૂરી યુનિવર્સિટીઓની જ છે. એ જવાબદારીમાં તેઓ સરકારને કે બીજા કોઈને ભાગીદાર કરી શકે નહિ."

ગૂ. ન. તા. સંઘની કાર્યવાહક સમિતિ માને છે કે આ સલાહ સ્વીકારવામાં કોલેજો અને યુનિવર્સિટીઓનું છૂટાપણું નથી પણ અંગ્રેજીની ગુલામી હાથે કરી કાયમી બનાવવાપણું જ છે. વર્કિંગ ગ્રૂપના પંડિતોએ વાપરેલી ભાષા ઉપર ઉપરથી સ્વતંત્રતાની ભાષા ભાસે છે. પરંતુ સમિતિના મતે તે પરતંત્રતાના દિવસોમાં વપરાતી ભાષાની નકલ છે, જ્યારે આપણે ત્યાં સામ્રાજ્યશાહી ચાલતી હતી અને આપણે ડગલે ને પગલે પરદેશી સરકાર સાથે લડવું પડતું હતું. સ્વતંત્ર લોકશાહીના દિવસોમાં આવું વલણ શોભતું નથી.

### નીતિ તો લોકશાહી જ ઘડશે

લોકશાહી રાજ્યરચનામાં રાષ્ટ્રની મૂળભૂત નીતિઓ ઘડવાની જવાબદારી લોકનિર્વાચિત લોકશાહીની જ હોઈ શકે. લોકશાહી રાજ્ય પોતાની યુનિવર્સિટીઓને શિક્ષણ-ક્ષેત્રની નિષ્ણાત સંસ્થાઓ તરીકે શિક્ષણનું રોજ-બ-રોજનું કામ સોંપી શકે, પણ દેશનાં બાળકો શું ભણે, કઈ પદ્ધતિએ ભણે વગેરે મૂળભૂત નીતિઓ ઠરાવવાનું કામ કોઈ પણ સ્વતંત્ર રાષ્ટ્રમાં લોકશાહીના જ હાથમાં હોઈ શકે.

છતાં યુનિવર્સિટીઓ અને કૉલેજો પોતે અંગ્રેજી માધ્યમમાં જ શીખવવાનું ઇચ્છે તો તેમ કરવાની છૂટ તેઓ ભોગવી શકે છે, માત્ર — તો તેમણે તે માટે દ્રવ્ય કે બીજી કોઈ મદદ લોકશાહી પાસેથી મળવાની આશા રાખવી ન જોઈએ. લોકશાહી રાજ્ય પોતાની ઠરાવેલી નીતિ પ્રમાણે શિક્ષણતંત્ર ચલાવી શકે તેવા નિષ્ણાતોની નવી યુનિવર્સિટીઓ અસ્તિત્વમાં લાવશે.

### યુ. ગ્રાં. કમિ.નો અંગ્રેજી-તરફી પ્રચાર

યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશને વર્કિંગ ગ્રૂપની ભલામણો ઉપર દેશની સર્વ યુનિવર્સિટીઓના અભિપ્રાયો માગ્યા છે. ખરું જોતાં આમાં અભિપ્રાય લેવાનો તો ઉપર ઉપરનો દેખાવ જ છે, બાકી આ તો દેશનાં યુનિવર્સિટી મંડળોમાં અંગ્રેજી માધ્યમની તરફેણનો મત પ્રસારિત કરવાનો પ્રયત્ન જ છે. માધ્યમ વિચારવાનું યુનિવર્સિટીઓ માટે બાકી રાખવામાં આવ્યું જ નથી. લોકશાહી રાજ્યે લોક-હિતની પાયાની જરૂરિયાત સમજી પોતાના બંધારણ દ્વારા તે બાબતનો આદેશ ક્યારનો આપી દીધો છે.

### માતૃભાષામાં ભણાવવાનું વચન માગો

છતાં આપણે જોઈએ છીએ કે, કેન્દ્ર સરકાર તેમ જ રાજ્ય સરકારોએ જે આદેશને વફાદાર રહેવામાં વખતોવખત ડગુમગુપણું બતાવ્યું છે, તેથી ગુજરાત નઈ તાલીમ સંઘની આ કાર્યવાહક સમિતિ ગુજરાતની અને સમસ્ત ભારતની જનતાને આ તકે આહ્વાન કરવા ઇચ્છે છે અને આગ્રહભર્યું સૂચન કરે છે કે તેણે નવા ચૂંટાનાર રાજ્યને ફરીથી સ્પષ્ટ અને અસંદિગ્ધ આદેશ આપવો કે તેણે દેશનાં બાળકોને ઉચ્ચમાં ઉચ્ચ શિક્ષણ પણ તેમની માતૃભાષાઓમાં જ આપવાનું છે. રાજ્યની લગામ હાથમાં લેવાની ઉમેદવારી કરનાર પક્ષો પાસે જનતાએ અસંદિગ્ધ ભાષામાં આ મતલબનું વચન માગવું જોઈએ.

૩૧–૧–'૬૧

# વિજ્ઞાનની રજોટી

## ૧

### ગુનાખોરી – મોટો ધંધો!

ગુનાખોરીના અભ્યાસી નિષ્ણાત ડૉ. પૉલ એલ. કર્ક જણાવે છે કે, અમેરિકામાં ગુનાખોરીનો ધંધો દુનિયામાં સૌથી મોટો ધંધો બની રહ્યો છે. અમેરિકાને ગુનેગારો પાછળ ૧૯૫૯માં ૨૨ અબજ ડૉલર ખર્ચ થયું હતું, છતાં ગુનાખોરી હજુ વધતી જ જાય છે.

ગુનાનો મિત્ર અંધારું છે. દિવસ કરતાં રાતે ૧૨ ગણા વધુ ગુના થાય છે. અમુક શહેરોની તપાસમાં તો જણાયું કે, બધાં ખૂન રાતે જ થયાં હતાં અને ૯૦ ટકા લૂંટફાટ પણ રાતે જ. ન્યૂ યૉર્કમાં તો ગુનાઓ અટકાવવા ભારે પ્રયત્ન કરવા છતાં ગુના ઓછા થયા નહોતા. છેવટે ત્યાં ૧૧૧ અંધારિયા અડ્ડાઓને માત્ર ધોળા-દિવસ જેવા વિદ્યુત્–પ્રકાશથી ફરજિયાત ઉજ્જળા કરી નાખ્યા; એટલે પ્રૌઢોના ગુનાઓ ૧૮.૩ ટકા ઘટ્યા, અને બાળગુનાખોરી ૩૦ ટકા ઓછી થઈ! ખૂન અને બળાત્કારના ગુના તો ૪૯ ટકા ઘટી ગયા!

ટેનેસી રાજ્યના ચટ્ટનૂગામાં ૧૨ બ્લૉકનો એક હિસ્સો ખૂનો માટે જાણીતો હતો. એ ભાગને ખૂબ પ્રકાશિત કરી દેવામાં આવ્યો, એટલે હુમલાખોરીના ગુના ૭૦ થી ૯૦ ઘટી ગયા.

તેમ છતાં લોકોનાં મનમાં પેઠેલો અંધકાર દૂર ન થાય ત્યાં સુધી ગુનાઓ દૂર નહીં જ થવાના. ૧૯૬૦ના છ માસમાં જ અમેરિકામાં મુખ્ય ગુનાઓનું પ્રમાણ ૯ ટકા વધ્યું છે.

લોકોના મનનો અંધકાર દૂર કરવો, એ વધુ કપરું કામ છે. ત્યાં બહારની વીજળીનો પ્રકાશ કારગત નીવડતો નથી!

### મનમાં અંધારું કોણ ભરે છે?

કળા, વિજ્ઞાન અને ધર્મ મુખ્યત્વે માનવ મનને પ્રકાશિત કરવા માટેનાં બળ ગણાય છે. કળા સુંદર-શિવના

આદર્શને મન સમક્ષ ધરે છે; વિજ્ઞાન જ્ઞાન-સમજથી માનવ મનને વહેમ-અજ્ઞાનના અંધકારમાંથી મુક્ત કરે છે; અને ધર્મ પરમ પ્રકાશરૂપ પરમાત્માના સંપર્કમાં માનવ મનને લાવીને તેને પ્રકાશિત કરે છે.

તેમ છતાં આ ત્રણે વસ્તુઓ દ્વારા માનવ મનને મારી નાખે તેવું ઝેર પણ રેડી શકાય! આજની કળા — સંગીત, નાટ્ય, સાહિત્ય વગેરે — માનવ મનના વિકારોને જ વકરાવવાના ઉપયોગમાં લેવાય છે; વિજ્ઞાનની મદદથી કળા સિનેમા ઊભો કરે છે; અને એ સિનેમા તો અત્યારે નર્યા મારક ઝેરની વૃષ્ટિ જ કરી રહ્યો છે. ઉપરાંત વિજ્ઞાન પોતે ઈશ્વરના લેખાને માનવ મનમાંથી દૂર કરી, ભૌતિકવાદનું ઝેર પૂરતા પ્રમાણમાં રેડી શકે છે. આજે મજા કરાય તેટલી કરી લો! કાલે કબરમાં જ દટાવાનું છે! પછી પુનર્જન્મ જેવું કંઈ નથી ઇ૦.

અને ધર્મ? ધર્મ કેટલું બધું મારક ઝેર ઊભું કરી શકે? મોટાં મોટાં યુદ્ધો, કારમા સંસ્થાનવાદો, કાળાગોરાનો ભેદ, કે કાળાઓની સાથે ગમે તેમ વર્તી શકાય, ધર્મગુરુને કે ધર્મસ્થાનને ભેટ ચડાવી ગમે તેવાં પાપો ધોઈ કાઢી શકાય, ધર્મને નામે ગમે તેવી હિંસા કે લૂંટ કરી શકાય, કાફરને મારવામાં પાપ નથી ઇ૦ માન્યતાઓ — એ બધું ફેલાવવામાં ધર્મે ઓછો ભાગ ભજવ્યો છે?

—'અવેક', ૨૨ જાન્યુ૦, '૬૧]

## ૨

### કિંમતો!

સોવિયેટ રશિયા બધી પેદાશો સસ્તે ભાવે જગતના બજારમાં દાખલ કરી રહ્યું છે. દુનિયામાં ખાંડનો ભાવ એક ટનના ૯૮ ડૉલર ચાલે છે. રશિયાએ તેની ખાંડ ૮૪ ડૉલરે ટનના ભાવે બજારમાં મૂકી છે. પશ્ચિમ યુરોપમાં રશિયાની લેથ ૩૦૦૦ ડૉલરે વેચાય છે; અમેરિકાની લેથ ૧૦,૦૦૦ ડૉલરની હોય છે. બોરિંગ-યંત્ર અમેરિકાનું ૪૬૦૦૦ ડૉલરનું આવે છે; ત્યારે રશિયા એ જ જાતનું યંત્ર ૨૧૦૦૦-ડૉલરે વેચે છે.

### ઇજિપ્તનો રૂનો પાક

૧૯૫૯માં રૂ હેઠળની ખેતી ૪,૪૧,૦૦૦ એકર હતી; ત્યારે ૧૯૫૩માં માત્ર ૪૫૦૦૦ એકર. ઇજિપ્તની સૂતર અને કાપડની નિકાસ ૧૯૫૨માં ૧૯૦૦૦ ટન હતી, તે કૂદીને ૧૯૬૦માં ૫૦,૦૦૦ ટને પહોંચી છે. ઇજિપ્તની કુલ નિકાસનો ૭૦ ટકા ભાગ રૂ છે; તે હવે ૯૦ ટકાએ પહોંચે તેવી ધારણા છે.

### નાસભાગ

પૂર્વ જર્મનીમાંથી ૧૯૬૦માં ૨ લાખ જર્મનો પશ્ચિમ જર્મનીમાં ભાગી આવ્યા. બીજા વિશ્વયુદ્ધ પછી કુલ નાસી આવેલાની સંખ્યા ૩૦ લાખ થઈ છે. પરિણામે પશ્ચિમ જર્મનીની વસ્તી છેલ્લાં ૧૦ વર્ષમાં ૮.૩ ટકા વધી છે; ત્યારે પૂર્વ જર્મનીની ૫.૪ ટકા ઘટી છે. પૂર્વ જર્મની જ યુરોપમાં એકમાત્ર એવો દેશ છે કે, જ્યાંની વસ્તી ઘટતી જાય છે.

### રશિયન ચોપડીઓ

રશિયનો હિંદમાં દર વર્ષે ૪૦ લાખથી વધુ પુસ્તકો મોકલે છે. એની સરખામણીમાં ખ્રિસ્તીઓએ હિંદમાં ૧૯૫૦માં ૧૩ લાખ ૫૦ હજાર બાઈબલો વહેંચ્યાં હતાં.

### મોટી ઉંમરે બાળકો

ડૉ. ટી. ફ્રૅંક કાલ્ટ્રીડર (યુનિ૦ ઑફ મેરીલૅન્ડ) જણાવે છે કે, ૩૫ વર્ષ અને ત્યાર પછી જે માતાઓને બાળકો થાય, તેમને બ્લડપ્રેશર થવાની વધુ શક્યતા છે. જુવાન સ્ત્રીઓ માતા બને તેના કરતાં આ ઉંમરે માતા બનનારી સ્ત્રીઓમાં મધુપ્રમેહ — 'ડાયાબીટીસ'નું પ્રમાણ ત્રણ ગણું વધુ હોય છે. મોટી ઉંમરે જોડકાં બાળકો જન્મવાનું પ્રમાણ પણ વધુ હોય છે; તેમ જ મૃત્યુનું જોખમ પણ.

### દાંતનું આરોગ્ય

ઇંગ્લંડનાં બાળકોમાં છમાંથી પાંચને ખરાબ દાંત હોય છે; અને દસમાંથી ત્રણ બાળકો ભાગ્યે ટૂથ-બ્રશ વાપરે છે. ૧૨ વર્ષની ઉંમરનાં બાળકોમાં ૨૦૦માંથી ૧ને જ સારા મજબૂત દાંત હોય છે. માબાપો જો જાગ્રત નહીં રહે, તો પાંચ વર્ષની નીચેનાં દર ચાર બાળકોમાંથી એકને ૨૦ વર્ષની ઉંમર થતાંમાં બનાવટી દાંત આવી ગયા હશે.

દાંત બગડવાનાં ત્રણ કારણો નક્કી કરાયાં છે —

વધુ પ્રમાણમાં પોચા-પ્રવાહી ખોરાક; સફરજન વગેરે ફળો પૂરતાં ન ખાવાં; અને કાચાં શાકભાજીનો અભાવ.

### નીતિ તો લોકશાહી જ ઘડશે

લોકશાહી રાજ્યરચનામાં રાષ્ટ્રની મૂળભૂત નીતિઓ ઘડવાની જવાબદારી લોકનિર્વાચિત લોકશાહીની જ હોઈ શકે. લોકશાહી રાજ્ય પોતાની યુનિવર્સિટીઓને શિક્ષણ-ક્ષેત્રની નિષ્ણાત સંસ્થાઓ તરીકે શિક્ષણનું રોજ-બ-રોજનું કામ સોંપી શકે, પણ દેશનાં બાળકો શું ભણે, કઈ પદ્ધતિએ ભણે વગેરે મૂળભૂત નીતિઓ ઠરાવવાનું કામ કોઈ પણ સ્વતંત્ર રાષ્ટ્રમાં લોકશાહીના જ હાથમાં હોઈ શકે.

છતાં યુનિવર્સિટીઓ અને કૉલેજો પોતે અંગ્રેજી માધ્યમમાં જ શીખવવાનું ઇચ્છે તો તેમ કરવાની છૂટ તેઓ ભોગવી શકે છે, માત્ર — તો તેમણે તે માટે દ્રવ્ય કે બીજી કોઈ મદદ લોકશાહી પાસેથી મળવાની આશા રાખવી ન જોઈએ. લોકશાહી રાજ્ય પોતાની ઠરાવેલી નીતિ પ્રમાણે શિક્ષણતંત્ર ચલાવી શકે તેવા નિષ્ણાતોની નવી યુનિવર્સિટીઓ અસ્તિત્વમાં લાવશે.

### યુ. ગ્રાં. કમિ.નો અંગ્રેજી-તરફી પ્રચાર

યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશને વર્કિંગ ગ્રૂપની ભલામણો ઉપર દેશની સર્વ યુનિવર્સિટીઓના અભિપ્રાયો માગ્યા છે. ખરું જોતાં આમાં અભિપ્રાય લેવાનો તો ઉપર ઉપરનો દેખાવ જ છે, બાકી આ તો દેશનાં યુનિવર્સિટી મંડળોમાં અંગ્રેજી માધ્યમની તરફેણનો મત પ્રસારિત કરવાનો પ્રયત્ન જ છે. માધ્યમ વિચારવાનું યુનિવર્સિટીઓ માટે બાકી રાખવામાં આવ્યું જ નથી. લોકશાહી રાજ્યે લોક-હિતની પાયાની જરૂરિયાત સમજી પોતાના બંધારણ દ્વારા તે બાબતનો આદેશ ક્યારનો આપી દીધો છે.

### માતૃભાષામાં ભણાવવાનું વચન માગો

છતાં આપણે જોઈએ છીએ કે, કેન્દ્ર સરકાર તેમ જ રાજ્ય સરકારોએ જે આદેશને વફાદાર રહેવામાં વખતોવખત ડગુમગુપણું બતાવ્યું છે, તેથી ગુજરાત નઈ તાલીમ સંઘની આ કાર્યવાહક સમિતિ ગુજરાતની અને સમસ્ત ભારતની જનતાને આ તકે આહ્‌વાન કરવા ઇચ્છે છે અને આગ્રહભર્યું સૂચન કરે છે કે તેણે નવા ચૂંટાનાર રાજ્યને ફરીથી સ્પષ્ટ અને અસંદિગ્ધ આદેશ આપવો કે તેણે દેશનાં બાળકોને ઉચ્ચમાં ઉચ્ચ શિક્ષણ પણ તેમની માતૃભાષાઓમાં જ આપવાનું છે. રાજ્યની લગામ હાથમાં લેવાની ઉમેદવારી કરનાર પક્ષો પાસે જનતાએ અસંદિગ્ધ ભાષામાં આ મતલબનું વચન માગવું જોઈએ.

૩૧–૧–'૬૧

# વિજ્ઞાનની રજોટી

## ૧

### ગુનાખોરી – મોટો ધંધો!

ગુનાખોરીના અભ્યાસી નિષ્ણાત ડૉ. પૉલ એલ. કર્ક જણાવે છે કે, અમેરિકામાં ગુનાખોરીનો ધંધો દુનિયામાં સૌથી મોટો ધંધો બની રહ્યો છે. અમેરિકાને ગુનેગારો પાછળ ૧૯૫૯માં ૨૨ અબજ ડૉલર ખર્ચ થયું હતું, છતાં ગુનાખોરી હજુ વધતી જ જાય છે.

ગુનાનો મિત્ર અંધારું છે. દિવસ કરતાં રાતે ૧૨ ગણા વધુ ગુના થાય છે. અમુક શહેરોની તપાસમાં તો જણાયું કે, બધાં ખૂન રાતે જ થયાં હતાં અને ૯૦ ટકા લૂંટફાટ પણ રાતે જ. ન્યૂ યૉર્કમાં તો ગુનાઓ અટકાવવા ભારે પ્રયત્ન કરવા છતાં ગુના ઓછા થયા નહોતા. છેવટે ત્યાં ૧૧૧ અંધારિયા અડ્ડાઓને માત્ર ધોળા-દિવસ જેવા વિદ્યુત્–પ્રકાશથી ફરજિયાત ઊજળા કરી નાખ્યા; એટલે પ્રૌઢોના ગુનાઓ ૧૮.૩ ટકા ઘટયા, અને બાળગુનાખોરી ૩૦ ટકા ઓછી થઈ! ખૂન અને બળાત્કારના ગુના તો ૪૯ ટકા ઘટી ગયા!

ટેનેસી રાજ્યના ચટ્ટનૂગામાં ૧૨ બ્લૉકનો એક હિસ્સો ખૂનો માટે જાણીતો હતો. એ ભાગને ખૂબ પ્રકાશિત કરી દેવામાં આવ્યો, એટલે હુમલાખોરીના ગુના ૭૦ થી ૯૦ ઘટી ગયા.

તેમ છતાં લોકોનાં મનમાં પેઠેલો અંધકાર દૂર ન થાય ત્યાં સુધી ગુનાઓ દૂર નહીં જ થવાના. ૧૯૬૦ના છ માસમાં જ અમેરિકામાં મુખ્ય ગુનાઓનું પ્રમાણ ૯ ટકા વધ્યું છે.

લોકોના મનનો અંધકાર દૂર કરવો, એ વધુ કપરું કામ છે. ત્યાં બહારની વીજળીનો પ્રકાશ કારગત નીવડતો નથી!

### મનમાં અંધારું કોણ ભરે છે?

કળા, વિજ્ઞાન અને ધર્મ મુખ્યત્વે માનવ મનને પ્રકા-શિત કરવા માટેનાં બળ ગણાય છે. કળા સુંદર-શિવના

આદર્શને મન સમક્ષ ધરે છે; વિજ્ઞાન જ્ઞાન-સમજથી માનવ મનને વહેમ-અજ્ઞાનના અંધકારમાંથી મુક્ત કરે છે; અને ધર્મ પરમ પ્રકાશરૂપ પરમાત્માના સંપર્કમાં માનવ મનને લાવીને તેને પ્રકાશિત કરે છે.

તેમ છતાં આ ત્રણે વસ્તુઓ દ્વારા માનવ મનને મારી નાખે તેવું ઝેર પણ રેડી શકાય! આજની કળા — સંગીત, નાટ્ય, સાહિત્ય વગેરે — માનવ મનના વિકારોને જ વકરાવવાના ઉપયોગમાં લેવાય છે; વિજ્ઞાનની મદદથી કળા સિનેમા ઊભો કરે છે; અને એ સિનેમા તો અત્યારે નર્યા મારક ઝેરની વૃષ્ટિ જ કરી રહ્યો છે. ઉપરાંત વિજ્ઞાન પોતે ઈશ્વરના લેખાને માનવ મનમાંથી દૂર કરી, ભૌતિકવાદનું ઝેર પૂરતા પ્રમાણમાં રેડી શકે છે. આજે મજા કરાય તેટલી કરી લો! કાલે કબરમાં જ દટાવાનું છે! પછી પુનર્જન્મ જેવું કંઈ નથી ઇ૦.

અને ધર્મ? ધર્મ કેટલું બધું મારક ઝેર ઊભું કરી શકે? મોટાં મોટાં યુદ્ધો, કારમા સંસ્થાનવાદો, કાળાગોરાનો ભેદ, કે કાળાઓની સાથે ગમે તેમ વર્તી શકાય, ધર્મગુરુને કે ધર્મસ્થાનને ભેટ ચડાવી ગમે તેવાં પાપો ધોઈ કાઢી શકાય, ધર્મને નામે ગમે તેવી હિંસા કે લૂંટ કરી શકાય, કાફરને મારવામાં પાપ નથી ઇ૦ માન્યતાઓ — એ બધું ફેલાવવામાં ધર્મે ઓછો ભાગ ભજવ્યો છે?

—'અવેક', ૨૨ જાન્યુ૦, '૬૧]

૨

### કિંમતો!

સોવિયેટ રશિયા બધી પેદાશો સસ્તે ભાવે જગતના બજારમાં દાખલ કરી રહ્યું છે. દુનિયામાં ખાંડનો ભાવ એક ટનના ૯૮ ડૉલર ચાલે છે. રશિયાએ તેની ખાંડ ૮૪ ડૉલરે ટનના ભાવે બજારમાં મૂકી છે. પશ્ચિમ યુરોપમાં રશિયાની લેથ ૩૦૦૦ ડૉલરે વેચાય છે; અમેરિકાની લેથ ૧૦,૦૦૦ ડૉલરની હોય છે. બોરિંગ-યંત્ર અમેરિકાનું ૪૬૦૦૦ ડૉલરનું આવે છે; ત્યારે રશિયા એ જ જાતનું યંત્ર ૨૧૦૦૦ ડૉલરે વેચે છે.

### ઈજિપ્તનો રૂનો પાક

૧૯૫૯માં રૂ હેઠળની ખેતી ૪,૪૧,૦૦૦ એકર હતી; ત્યારે ૧૯૫૩માં માત્ર ૪૫૦૦૦ એકર. ઈજિપ્તની સૂતર અને કાપડની નિકાસ ૧૯૫૨માં ૧૯૦૦૦ ટન હતી, તે કૂદીને ૧૯૬૦માં ૫૦,૦૦૦ ટને પહોંચી છે. ઈજિપ્તની કુલ નિકાસનો ૭૦ ટકા ભાગ રૂ છે; તે હવે ૯૦ ટકાએ પહોંચે તેવી ધારણા છે.

### નાસભાગ

પૂર્વ જર્મનીમાંથી ૧૯૬૦માં ૨ લાખ જર્મનો પશ્ચિમ જર્મનીમાં ભાગી આવ્યા. બીજા વિશ્વયુદ્ધ પછી કુલ નાસી આવેલાની સંખ્યા ૩૦ લાખ થઈ છે. પરિણામે પશ્ચિમ જર્મનીની વસ્તી છેલ્લાં ૧૦ વર્ષમાં ૮.૩ ટકા વધી છે; ત્યારે પૂર્વ જર્મનીની ૫.૪ ટકા ઘટી છે. પૂર્વ જર્મની જ યુરોપમાં એકમાત્ર એવો દેશ છે કે, જ્યાંની વસ્તી ઘટતી જાય છે.

### રશિયન ચોપડીઓ

રશિયનો હિંદમાં દર વર્ષે ૪૦ લાખથી વધુ પુસ્તકો મોકલે છે. એની સરખામણીમાં ખ્રિસ્તીઓએ હિંદમાં ૧૯૫૦માં ૧૩ લાખ ૫૦ હજાર બાઈબલો વહેંચ્યાં હતાં.

### મોટી ઉંમરે બાળકો

ડૉ. ડી. ફ્રૅંક કાલ્ટ્રીડર (યુનિ૦ ઑફ મેરીલૅન્ડ) જણાવે છે કે, ૩૫ વર્ષ અને ત્યાર પછી જે માતાઓને બાળકો થાય, તેમને બ્લડપ્રેશર થવાની વધુ શક્યતા છે. જુવાન સ્ત્રીઓ માતા બને તેના કરતાં આ ઉંમરે માતા બનનારી સ્ત્રીઓમાં મધુપ્રમેહ — 'ડાયાબીટીસ'નું પ્રમાણ ત્રણ ગણું વધુ હોય છે. મોટી ઉંમરે જોડકાં બાળકો જન્મવાનું પ્રમાણ પણ વધુ હોય છે; તેમ જ મૃત્યુનું જોખમ પણ.

### દાંતનું આરોગ્ય

ઇંગ્લંડનાં બાળકોમાં છમાંથી પાંચને ખરાબ દાંત હોય છે; અને દસમાંથી ત્રણ બાળકો ભાગ્યે ટૂથ-બ્રશ વાપરે છે. ૧૨ વર્ષની ઉંમરનાં બાળકોમાં ૨૦૦માંથી ૧ને જ સારા મજબૂત દાંત હોય છે. માબાપો જો જાગ્રત નહીં રહે, તો પાંચ વર્ષની નીચેનાં દર ચાર બાળકોમાંથી એકને ૨૦ વર્ષની ઉંમર થતાંમાં બનાવટી દાંત આવી ગયા હશે.

દાંત બગડવાનાં ત્રણ કારણો નક્કી કરાયાં છે —

વધુ પ્રમાણમાં પોચા-પ્રવાહી ખોરાક; સફરજન વગેરે ફળો પૂરતાં ન ખાવાં; અને કાચાં શાકભાજીનો અભાવ.

અહેવાલ જણાવે છે કે, કાચાં ફળ અને શાકભાજીના રસ દાંતને સાફ કરવામાં અતિ અગત્યનો ભાગ ભજવે છે.

### ઓછામાં ઓછી ઝડપ!

'સ્નેઈલ' નામનું જંતુ ઘણું ધીમું ચાલનાર ગણાય છે. તેથી અંગ્રેજીમાં ધીમી ગતિ માટે 'સ્નેઈલ્સ પેસ' શબ્દ કહેવતરૂપ બની ગયો છે. મેરીલૅન્ડ યુનિવર્સિટીએ હવે નક્કી કર્યું છે કે, તે જંતુ કલાકના ૨૩ ઇંચ ચાલે છે. પરંતુ પોતાના વજનથી ૨૦૦ ગણો વધુ ભાર તે ખેંચી શકે છે, અને અસ્રાની ધાર ઉપર પણ તે કપાયા વિના ચાલી જાય છે!

—'અવેક', ૨૨, જાન્યુ૦, '૬૧]

૩

### અણુશસ્ર-સજ્જિત સબમરીનો

અમેરિકાએ અણુશકિત-સંચાલિત સબમરીનો બનાવવા માંડી, અને પછી હવે તેમને અણુશસ્ર-સજ્જિત પણ કરવા માંડી છે. એવાં ૧૬ અણુશસ્રો દૂરથી છોડી શકાય એવાં સાધનોથી સુસજ્જિત એક સબમરીનની કિંમત ૧૧ કરોડ ડૉલર થાય છે. (૫૫ કરોડ રૂપિયા!) અને ૧૯૬૫ના અંત સુધીમાં અમેરિકાની સરકાર એવી ૪૫ સબમરીનો બાંધવા માગે છે.

આ બધી અણુ-દોટ સામે હવે સામાન્ય નાગરિક કશો પોકાર ઉઠાવી શકે તેમ રહ્યું નથી; અને છતાં દરેક જણ આ પરિસ્થિતિ અંગે વિચાર કરતું તો થઈ ગયું છે. છાપાંને ચર્ચાપત્રો મોકલવામાં આવે છે, તો તે લેવામાં આવતાં નથી; અને સરકારી તંત્રને કાગળો લખવામાં આવે છે, ત્યારે છાપેલા સુંદર એકધારા જવાબો મળે છે કે, "તમારી લાગણીઓ રાજ્યતંત્ર બરાબર સમજે છે અને તેમાં સહભાગી છે; તથા તમામ તાકાતથી જગતમાં શાંતિ અને સમગ્ર દુનિયાના લોકો માટે 'સારું જીવન' સ્થપાય તે માટે પોતે પ્રયત્નો કરી જ રહ્યું છે."

—આ બધાથી ત્રાસી છેવટે ૨૮ વર્ષના વિલિયમ હેન્રી નામના એક જુવાનિયાએ જ્યારે આવી એક સબમરીન તરતી મૂકવામાં આવી, ત્યારે તેના ઉદ્‌ઘાટન પ્રસંગે તેના રસ્તામાં જઈને પડવાનું નક્કી કર્યું. તે પ્રમાણે તે તરતો તરતો તેના રસ્તામાં જવા લાગ્યો, પણ તેને પકડી લેવામાં આવ્યો. છાપાંએ જણાવ્યું કે આ એકલા બનાવથી આખા પ્રસંગની ભવ્યતા સહેજ 'બગડી' એટલું જ.

—'મનસ', ૨૧–૧૨–'૬૦]

૪

### અમેરિકાનું સોનું

૧૯૪૫થી અમેરિકાએ સામ્યવાદી દેશોની સામે લડાઈમાં પગભર થવા પરદેશોને ૭૩ અબજ ડૉલર મદદ તરીકે આપ્યા છે.

પરંતુ એ પગભર થયેલા દેશોએ થોડા વખતમાં જ અમેરિકાનાં પરદેશોનાં બજારો ઝૂંટવી લીધાં; એટલું જ નહિ પણ અમેરિકામાં જ કેટલીય બનાવટોને સસ્તે ભાવે દાખલ કરીને તે દેશના જ ઉદ્યોગોને ધોકો પહોંચાડવા માંડયો. પરિણામે છેલ્લાં ત્રણ વર્ષ દરમ્યાન અમેરિકાની આયાત-નિકાસ વચ્ચે ૧૧.૫ અબજ ડૉલરનો અવળો તફાવત પડી ગયો છે! અર્થાત્ તેણે બહાર મોકલેલા ડૉલર કરતાં એટલા ઓછા દેશમાં આવે છે.

કેટલાક દાખલામાં તો ઉઘાડો વિપરીત વેપાર થયો છે. યુદ્ધવિજેતા અમેરિકાએ હારેલા જર્મનીનું દેવું માફ કર્યું. એ જર્મનીએ માફ થયેલા દેવાની મૂડીમાંથી પોતે જ બરબાદ કરેલા ગ્રીસને ૬ ટકા વ્યાજે લોન આપી!

૧૯૫૯માં અમેરિકાએ પરદેશથી ફોક્સ-વૅગન મોટરો, લાયકા કૅમેરા, ટેલિફંકન રેડિયો વગેરેની આયાત પાછળ ૧૫ અબજ ડૉલર ખર્ચ્યા; પરદેશમાં રાખેલાં પોતાનાં લશ્કરો અને બીજી આર્થિક મદદ પાછળ ૬.૬ અબજ ડૉલર ખર્ચ્યા; અને પરદેશી રોકાણો અને પ્રવાસ પાછળ ૬ અબજ ડૉલર ખર્ચ્યા. કુલ તેણે પરદેશ ૨૯.૬ અબજ ડૉલર મોકલ્યા; પણ તેને પાછા આવ્યા ૨૫.૮ અબજ. અર્થાત્ ૩.૮ અબજની ખાધ. ૧૯૫૮માં તે ખાધ ૩.૪ અબજની હતી; અને ૧૯૬૦માં તે ૪.૩ અબજની ઓછામાં ઓછી હશે.

અમેરિકાનો સોનાનો જથ્થો અખૂટ તો નથી જ. ૨૫ અબજની ટોચેથી તે આવા અવળા ધંધાઓથી ૧૮ અબજ ઉપર આવી ગયો છે. તેના પોતાના જ કાયદા પ્રમાણે ૧૧.૬ અબજનો જથ્થો તો તેણે પોતાના આંતરિક નાણાંતંત્રના તારણ માટે (૨૫ ટકા જેટલા આધાર તરીકે) રાખી મૂકવો જોઈએ. આમ તેની પાસે હવે ૬.૪ અબજ જેટલું સોનું ફાજલ રહે છે, જેમાંથી તેને અમેરિકા બહારના દેશો તથા વ્યક્તિઓના ૨૦ અબજથી વધુના દાવાઓ ચૂકવવાના છે!

### શસ્ત્રસરંજામ!

૨૧મી નવેમ્બરે જનરલ એસેમ્બ્લીની આર્થિક સમિતિએ ૪૦,૦૦૦ ડૉલર નિઃશસ્ત્રીકરણનાં આર્થિક પરિણામો બાબત અભ્યાસ કરવા મંજૂર કર્યા. મહામંત્રી દાગ હેમરશીલ્ડના અંદાજ મુજબ દુનિયા રોજના ૩ કરોડ ૨૦ લાખ ડૉલર અથવા વરસે આશરે ૧૧૭ અબજ ડૉલર શસ્ત્રો પાછળ ખર્ચ કરે છે.

### લૂંટફાટનો ધંધો

કેમ્બ્રિજ યુનિવર્સિટીની ગુનાખોરીના અભ્યાસ માટેની નવી સ્થાપેલી સંસ્થાએ કરેલાં નિરીક્ષણો મુજબ, લંડન એકલામાં જ છેલ્લાં દસ વરસમાં લૂંટફાટ ૧૬૧ ટકા વધી છે; અને ૧૦માંથી આઠ ગુના પકડાયા વિના જ રહે જ છે.

### ખાવાના રંગ!

૨૨મી નવેમ્બરે અમેરિકાના ખોરાક ખાતાના નિયામક તંત્રે ડામરમાંથી બનાવેલા, પાણીમાં ઓગળતા, અને ખોરાકમાં ભેળવવા વપરાતા લાલ રંગ 'રેડ નં. ૧'ને વાપરવાની મનાઈ કરી છે. એ રંગ આઈસક્રીમ તથા બીજી ખાવાની ચીજો રંગવા માટે વપરાતો હતો. પ્રારંભિક તપાસમાં જ માલૂમ પડ્યું છે કે, તેનાથી લીવર–કાળજાને હાનિ થાય છે.

### ફ્રાન્સના બે કૂટ પ્રશ્નો

ફ્રાંસના આજના બે સામાજિક કૂટપ્રશ્નો તે શરાબખોરી અને વેશ્યાખોરી છે. શરાબખોરીથી દર વર્ષે તે દેશમાં ૧૭,૦૦૦ મરણ નીપજે છે. આખા ફ્રાંસ દેશમાં દર ૧૮૦ માણસે એક દારૂની દુકાન છે; અને ૫૦ લાખ માણસો અથવા વસ્તીના ૧૦ ટકા લોકો દારૂ અને મદ્ય તૈયાર કરવાના ઉદ્યોગમાં જ લાગેલાં છે.

દારૂના દુકાનદારો વેશ્યાઓને પણ મુલાકાતે બોલાવીને પોતાનું વેચાણ વધારવા પ્રયત્નો કરે છે. નવા કાયદા મુજબ એ રીતે દારૂની જાહેરાત માટે બીજી કોઈ જાતનું આવું આકર્ષણ કામે લેવાનું બંધ કરવામાં આવ્યું છે.
—'અવેક', ૮, જાન્યુ૦, '૬૧]

૫

### વૃદ્ધો અને વૃદ્ધાવસ્થા

જગતની મોટામાં મોટી સિદ્ધિઓનો ૬૪ ટકા જેટલો ભાગ ૬૦ વર્ષ વટાવી ગયેલા માણસોએ પ્રાપ્ત કરેલો છે. અમેરિકામાં ૬૫ વર્ષની ઉપરના ૩૦ લાખ કારીગરો દેશને ૧૨ અબજ ડૉલર કમાઈ આપે છે. અને ૬૫ વર્ષની ઉપરનાઓને જો કામ કરવા દેવામાં આવે, તો બીજા ૪ અબજ ડૉલર વધે.

વિજ્ઞાનની સિદ્ધિઓને કારણે આયુષ્યમર્યાદા ૪૮.૨ વર્ષની હતી તે ૧૯૬૧માં ૬૬.૭ થઈ છે. અને હવેની ગણતરીમાં તો તે કરતાંય વધેલી જણાશે.

અમેરિકામાં ૬૫ વર્ષ અને તેથી ઉપરના ૧॥ કરોડ માણસો છે, જેઓનું પ્રમાણ કામ કરતા ચાર કે પાંચ દીઠ એકનું આવે છે. પણ ૧૯૭૫માં તો તે સંખ્યા ૨ કરોડ જેટલી થશે!

કેનેડામાં જ જુઓ. ત્યાં પુરુષની આયુષ્યમર્યાદા ૬૭.૭ વર્ષની છે અને સ્ત્રીની ૭૩ વર્ષની છે. ૧૯૫૫માં કેનેડામાં ૧૭ લાખ ૩૦ હજાર માણસો ૬૦ વર્ષ અને તેથી ઉપરની ઉંમરનાં હતાં. ૧૯૮૦માં એ સંખ્યા ૩૩ લાખ, ૪૫ હજાર થશે—અર્થાત્ ૯૩ ટકા વધુ!

આ બધાનો અર્થ શો છે? એ જ કે, જેમ તમે ઉંમરને કારણે અમુક લોકોને ફરજિયાત નોકરીમાંથી બાતલ કરો, તેમ જુવાન કરવેરો ભરનારાઓને માથે એમની સંભાળ માટે વધુ બોજો ઊભો થાય! અમેરિકામાં નિવૃત્ત કરાતા માણસોના ૪/૫ ભાગની કુલ આવક વર્ષે ૨,૦૦૦ ડૉલરથી ઓછી છે— અર્થાત્ તેઓને સગાંસંબંધીની કે સરકારી મદદ ઉપર આધાર રાખવો પડે છે.

### કમનસીબ સમુદાય!

"અમેરિકામાં મોટરો આવી ત્યારથી ઘાયલ થયેલા અને મરેલા, બેદરકાર અને નિર્દોષ, જુવાન અને બુઢ્ઢા મળીને દર વર્ષે એક મોટો પીડિત માનવસમુદાય ઊભો થાય છે. આવા અપંગ કે મૃત માનવોની સંખ્યા હવે ૬ કરોડનો આંકડો વટાવી ગઈ છે!"—એમ પ્રવાસીઓના વીમાઓની કંપનીઓએ પ્રસિદ્ધ કરેલી 'ધ લકલેસ લિજિયન' નામની પુસ્તિકામાં જણાવ્યું છે.

### મધુ દ્વીપ!

અમેરિકાએ તેના ૫૫ લાખ મધપૂડાઓમાંથી ૧૯૬૦માં ૨૫ કરોડ ૩૫ લાખ રતલ મધ પેદા કર્યું.

### આકાશયાન!

અમેરિકાનો વિમાન-વ્યવહાર છેલ્લાં દશ વર્ષમાં ચાર ગણો વધ્યો છે. ૧૯૬૦માં ૫ કરોડ ૮૪ લાખ

મુસાફરોએ ૩૯ અબજ, ૩૩ કરોડ, ૯૭ લાખ માઈલ મુસાફરી કરી હતી.

### પાણી! પાણી!

અમેરિકાની મીઠા પાણીની વપરાશ ૧૯૮૦ સુધીમાં રોજના ૫૫૯ અબજ ગૅલન થશે. અર્થાત્ અત્યારની વપરાશ કરતાં બમણી. એ વપરાશ અમેરિકામાં વરસાદ કે બરફ દ્વારા વરસતા કુલ પાણીના લગભગ અર્ધા ભાગ જેટલી હશે! આગામી ૨૦ વર્ષમાં અમેરિકા દેશને પૂરતું પાણી પૂરું પાડવા માટે દેશના કરવેરા ભરનારાને ૫૪ થી ૭૪ અબજ ડૉલર ખર્ચવા પડશે.

### ૧૯૪૫નો ઍટમ-બૉંબ

૧૯૪૫માં હિરોશિમા ઉપર નખાયેલા ઍટમ-બૉંબથી નીપજેલી બીમારીથી વધુ ૪૭ માણસો મરણ પામ્યાં એમ ૨૭મી ડિસેમ્બરે જાપાનના 'અસાકી' છાપાએ જાહેર કર્યું છે.

'અવેક', ૮–૨–'૬૧]

૬

### સિગરેટની ધૂણીમાંનું નિકલ

જેફરસન મેડિકલ કૉલેજના ડૉ. સન્ડરમન જણાવે છે કે, સિગરેટની ધૂણીમાંનું નિકલ ફેફસાંનું કૅન્સર ઊભું કરવામાં કારણભૂત હોઈ શકે. આ ધૂણી ફિલ્ટરવાળી અને ફિલ્ટર વગરની બંને સિગરેટોની ગણવી. સિગરેટની ધૂણી સક્રિય નિકલને ફેફસાં અને શ્વાસનળીમાં લઈ જાય છે. રોજનાં સિગરેટનાં બે પૅકેટ ફૂંકનારો વરસે નિકલ-કાર્બોનિલના ૫૪૦૦ માઈક્રોગ્રામ ફેફસાંમાં લે છે.

અને નિકલ-કાર્બોનિલની આવી કારમી અસર ઘણા વખત અગાઉથી પુરવાર થઈ છે. વેલ્સના નિકલની ખાણોના ખાણિયાઓમાં ફેફસાંનું કૅન્સર વધુ પ્રમાણમાં હોય છે. ઉંદરોને આ જાતનું કૅન્સર સામાન્ય રીતે નથી થતું, પણ તેમનેય સિગરેટોની ધૂણીમાં રાખતાં આ કૅન્સર થયેલું જણાયું હતું.

— 'ન્યૂ આઉટલુક', ડિસે૦ ૧૯૬૦]

૭

### વેપાર! વેપાર!

જાપાને માલ-ઉત્પાદન વધારીને વેપાર વધારવા માંડ્યો છે. લાલ ચીન સાથે જ તેનો વેપાર વર્ષે ૧૫ કરોડ ડૉલરનો થયો છે; પણ અમેરિકા સાથેનો વેપાર તો (ગયા વરસે) ૨ અબજ ડૉલરનો હતો.

જાપાની પ્રજામાં આમોદ-પ્રમોદ માટેની દોટ પણ વધતી જાય છે. રમતગમતનાં સાધનો, કૅમેરા, ટેપ-રેકૉર્ડર, ફોનોગ્રાફ, અને રેકર્ડોનું વેચાણ એકદમ ટોચે પહોંચ્યું છે. આમોદપ્રમોદનાં સ્થળો ભરાયેલાં રહે છે. દરેક જાપાનવાસી એક મોટરગાડી વસાવવાની ધારણા સેવે છે.

૧૯૫૯ના અંત સુધીમાં ટોકિયોનાં ૫૦ ટકા ઘરોમાં ટેલિવિઝન સેટ હતા, ૫૦ ટકા ઘરોમાં ધોવાનાં યંત્રો હતાં, ૨૦ ટકા ઘરોમાં રેફ્રિજરેટરો હતાં, અને ૧૫ ટકા ઘરોમાં વૅક્યૂમ-ક્લીનર (કચરો વાળવાનાં યંત્ર) હતાં. જાપાનના દરેક ઘરને વીજળી પહોંચેલી છે; એટલે કોઈ પણ માણસ રેડિયો અને વીજળીની ઈસ્રી રાખી શકે છે. સામાન્ય કારીગર-મજૂર મહિને ૧૦૦ ડૉલર (૫૦૦ રૂપિયા) કમાઈ શકે છે. તેઓ કપડાં તથા ફર્નિચર પાછળ બહુ ખર્ચ કરતા નથી. ત્યાં મકાનનાં ભાડાં ઓછાં હોય છે તથા ખોરાક બહુ સસ્તો છે. તેથી બધા તેમની આવકનો મોટો ભાગ મોજશોખની ચીજો પાછળ ખર્ચે છે.

— 'અવેક', ૮–૧૨–'૬૦]

૮

### પ્રવાહી આગ!

અત્યારે ગોરાં રાજ્યોનો આર્થિક, લશ્કરી તથા ઔદ્યોગિક વિકાસ પેટ્રોલ અને તેની પેદાશો ઉપર એટલો બધો અવલંબી રહ્યો છે કે, એ વસ્તુ જ તેઓની અંદર કટોકટીની આગ સળગાવી મૂકે!

નીચેના કેટલાક આંકડા આ અંગે રસિક થઈ પડશે.

| દેશનું નામ | ઉત્પાદન (૧૦૦૦ મૅટ્રિક ટન) | આખા જગતને હિસાબે (ટકા) |
|---|---|---|
| ઉત્તર અમેરિકા | ૩,૪૯,૮૦૦ | ૪૫.૯ |
| લેટિન અમેરિકા : | | |
| કેરિબિયન સમુદ્ર | ૧,૨૦,૦૫૦ | ૧૫.૮ |
| બીજા દેશો | ૨૦,૯૫૦ | ૨.૭ |
| મધ્યપૂર્વ | ૧,૬૧,૫૫૦ | ૨૧.૨ |
| દૂર પૂર્વ | ૧૮,૦૫૦ | ૨.૪ |
| યુરોપ | ૯,૪૧૫ | ૧.૨ |
| પૂર્વ યુરોપ અને ચીન | ૮૩,૩૦૨ | ૧૦.૮ |
| | ૭,૬૩.૧૧૭ | ૧૦૦૦ |

આખા જગતનો અનામત જથ્થો

| દેશનું નામ | અબજ મેટ્રિક ટન | આખા જગતને હિસાબે ટકા |
|---|---|---|
| અમેરિકા | ૪.૧ | ૧૮.૪ |
| વેનેઝ્યુએલા | ૧.૬ | ૭.૦ |
| કેનેડા | ૦.૪ | ૧.૮ |
| બીજા પશ્ચિમી દેશો | ૦.૫ | ૨.૨ |
| કુલ પશ્ચિમવિભાગ | ૬.૬ | ૨૯.૪ |
| ઈરાન | ૨.૧ | ૯.૫ |
| ઈરાક | ૨.૦ | ૯.૦ |
| સાઉદી અરેબિયા | ૫.૧ | ૨૯.૯ |
| કુવેત | ૪.૩ | ૧૯.૧ |
| કતાર | ૦.૨ | ૦.૯ |
| બીજા મધ્યપૂર્વીય | ૦.૧ | ૦.૪ |
| કુલ મધ્યપૂર્વ | ૧૩.૯ | ૬૧.૯ |
| સોઠ રશિયા અને પૂર્વ યુરોપ | ૧.૫ | ૬.૬ |
| દૂર પૂર્વ અને ઑસ્ટ્રેલિયા | ૦.૪ | ૧.૭ |
| યુરોપ અને ઉત્તર આફ્રિકા | ૦.૧ | ૦.૫ |
| કુલ | ૨.૦ | ૮.૮ |
| મહાસરવાળો | ૨૨.૫ | ૧૦૦.૦ |

લશ્કરી તૈયારીની દૃષ્ટિએ પેટ્રોલના જથ્થાઓ દરેક દેશ પાસે અનામત હોવા જોઈએ. અને હવેનાં લશ્કરો પેટ્રોલથી ચાલતી ગાડીઓ, રણગાડીઓ તથા વિમાનો વગર પાંગળાં જ ગણાય. પરિણામે દરેક લશ્કરી સત્તા હવે પેટ્રોલની બાબતમાં સ્વાવલંબી થવા—રહેવા પ્રયત્ન કરે છે. વિશ્વયુદ્ધ પહેલાં જાપાન, જર્મની વગેરેની લશ્કરી હિલચાલો આ અંગે નોંધવા જેવી છે. ગયું વિશ્વયુદ્ધ પણ મુખ્યત્વે પેટ્રોલના જોરે જ જીતી શકાયું હતું.

અમેરિકા પાસે પોતાની ભૂમિમાં જ ૩૦ ટકા જેટલો આખા જગતનો પેટ્રોલનો જથ્થો છે. પણ તેનું ઉત્પાદન આખી દુનિયાના ક્રૂડ ઑઈલની બાબતમાં અર્ધા ઉપરાંત છે; અને શુદ્ધ કરેલી બનાવટોની બાબતમાં દુનિયાના ઉત્પાદનના ૨/૩ જેટલું છે. અમેરિકા દક્ષિણ અમેરિકાની અનામતોમાંથી ૭૫ ટકા ઉપર કાબૂ ધરાવે છે અને દૂર-પૂર્વની અનામતોમાંથી ૩૦ ટકા.

પરંતુ અમેરિકામાં પેટ્રોલ અને તેની પેદાશોનો વપરાશ એટલો વધતો જાય છે કે, હવે તેને પોતાની જરૂરિયાતો માટે પેટ્રોલ બહારથી આયાત કરવું પડે છે.

પરંતુ હિંદુસ્તાન જેવા એશિયાના દેશો અને આફ્રિકા અને દક્ષિણ અમેરિકાના દેશો જેમ જેમ ઔદ્યોગિક અને લશ્કરી રીતે સબળ બનતા જાય છે કે બનવા પ્રયત્ન કરે છે, તેમ તેમ તે લોકોને પણ મધ્યપૂર્વના તેલ ઉપર વધુ ને વધુ આધાર રાખતા જવું પડશે. એ જગાએ જ રશિયા અને પશ્ચિમના બીજા દેશોની પણ નજર છે. અર્થાત્ આ પ્રવાહી આગ જગતનું આર્થિક, ઔદ્યોગિક, લશ્કરી તેમ જ રાજકીય ઝઘડાઓનું એક મુખ્ય અગ્નિ-કેન્દ્ર બની રહ્યું છે અને બની રહેશે.

— 'વિજિલ', ૭–૧–'૬૧]

૯

### પૈડાં ઉપર વસવાટ!

પૈડાંવાળું ઘર—મોટરથી જ્યાં જવું હોય ત્યાં ખેંચી જવાય તેવું! મોટાં શહેરોમાં સુધરાઈઓ પણ આવા વસવાટો માટે ખાસ પાણી, વીજળીનું જોડાણ, વગેરેની સગવડ રાખે છે. અમેરિકામાં ૧૯૫૦માં આવાં ૨,૪૫,૦૦૦ ઘર હતાં, અને તેમાં ૭,૫૦,૦૦૦ માણસો રહેતાં-ફરતાં. હવે ૩૫,૦૦,૦૦૦ માણસો ૧૫,૦૦,૦૦૦ પૈડાંવાળાં મકાનમાં રહેતાં ફરે છે!

—'અવેક', ૮–૧૨–'૬૦

### અકસ્માતો

અંદાજ છે કે, ૩૭,૫૦૦ થી ૩૮,૦૦૦ માણસો અમેરિકામાં રસ્તા ઉપરના અકસ્માતોથી ૧૯૫૯ના વર્ષમાં માર્યાં ગયાં. બીજાં ૧૪,૦૦,૦૦૦ એવી ઈજા પામ્યાં જેથી જીવનભરની અપંગતા થાય.

—'અવેક', ૮–૧૨–'૬૦]

સુધારો: ગયા અંકના પા. ૬૮ ઉપરના જયા ખંડમાં તા. ૧૪મી ડિસેંબરને બદલે તા. ૧૪મી સપ્ટેંબર વાંચવું.

—સં૦

# નવું વાચન

**શ્યામગઢની હવેલી** લે૦ સુશીલા દેસાઈ; પ્રકા૦ આનંદ પબ્લિશર્સ, ૨૯૬, બજાર ગેટ સ્ટ્રીટ, મુંબઈ–૧; કિં૦ ૩·૦૦; પૃ૦ ૨૨૪.

ગુજરાતના કિશોર તેમ જ તરુણવર્ગને નિર્દોષ અને સ્વાસ્થ્યપ્રદ મનોરંજન પૂરું પાડે તેવાં પુસ્તકો દેશ પરદેશની ભાષાઓના અનુવાદો તેમજ મૌલિક સામગ્રી દ્વારા પૂરાં પાડવાની શુભેચ્છાથી આ પ્રકાશન-સંસ્થા શ્રી. ધીરુબહેન પટેલ તરફથી શરૂ થઈ છે.

આ પુસ્તક એ જાતનું મનોરંજક નિર્દોષ વાચન સરળ શુદ્ધ ભાષામાં પૂરું પાડે છે.

કુટુંબોમાં ગવર્નેસ તરીકે જનાર કુંવારી યુવતીને શી રીતની હિંમત દાખવવી પડે, તે મુદ્દાને આ વાર્તા મુખ્યત્વે આવરે છે. અને બહેનોને આજના જમાનામાં વધુ ને વધુ પરસ્થાને રહેવા–કમાવા જવું પડવાના દિવસો આવ્યા છે, ત્યારે આ જાતની વાર્તાઓ જુવાન બહેનોને ઉપયોગી મનોરંજન પૂરું પાડે એમ પણ કહેવાય. એ ગવર્નેસ વંદનાને છેવટે લેખિકા દેવ જોડે પ્રેમમાં નથી નાખતાં કે લગ્નના સુંવાળા માર્ગે લઈ જવાના મુદ્દાથી જ રસ ઊભો નથી કરતાં, એ સર્વથા ઉચિત છે.

વાર્તાના કેટલાક અંશો સુઘડ નથી થયા. આવી ખટપટના ધામમાં મોટીબાને ત્યાં પોતાનાં બે છોકરાં મૂક્યાં હોવા છતાં વસંતકુંવર પોતાના ત્રીજા નાના બાળકને પણ ત્યાં ધકેલવા સિવાય બીજું કાંઈ કરતાં નથી; કે છોકરાં પોતાની બાને (વસંતકુંવરને) પણ કશી ફરિયાદ કરતાં નથી–જાણે નમાયાં હોય! એ ઘટના સામે ઘણા કુમાર વાચકો પ્રશ્ન ઊભો કરશે! વળી દેવ જ્યારે વંદનાને પહેલી વાર શ્યામગઢ જતાં ગાડીમાં મળે છે, ત્યારે તે પણ ખોટી ગાડીમાં શા માટે બેઠેલો હતો, તે નથી સમજાતું; અને કેળવાયેલી વંદના ખોટી ગાડીમાં બેસવા જેટલી બાધાઈ નોકરીએ જતાં શાથી દાખવે, એ પણ નથી સમજાતું.

આવી કેટલીક બાબતો સુધારી લેવરાવવામાં આવી હોત, તો વાત કુમાર–કુમારિકાઓને ગમે તેવી થઈ છે, તે વધુ ગમત.

'વાચક'

**સુવર્ણરેખા** લે૦ શિવકુમાર જોષી; પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, મુંબઈ–૩; પૃ૦ ૧૧૨; કિં૦ ૨·૫૦.

બંગાળાનાં પાત્રો અને ઘટનાઓને આધારે શ્રી. જોષીએ ગુજરાતી ભાષાનું એક સરસ નાટક બનાવ્યું છે. ગુજરાતી પ્રેક્ષકો પણ તેનો રસ જરૂર માણી શકશે અને માણશે.

બંગાળાનો ક્રાંતિકારી જુવાનવર્ગ તેની ફિલસૂફીની મર્યાદાથી જ માનવ તરીકે કેવો અધૂરો નીવડે છે, તેની સરસ વાત 'ઘરે બાહિરે'માં શ્રી. રવીન્દ્રનાથ ઠાકોરે નિરૂપી હતી. આ નાટકનું પાત્ર શેખાદ્રિ એવું જ છે. પ્રેમી તરીકે કે રાજકીય કાર્યકર્તા તરીકે તે અધૂરો નીવડે છે. તેનામાં માનવોચિત ઉદાત્તતા નથી. કેવળ એક ઝનૂન છે. એ પાત્ર સારો ઉઠાવ પામ્યું છે. તેની સરખામણીમાં અભિજિત વગેરે પાત્રો સામાન્ય જ છે અને સામાન્ય કાર્યો કરે પણ છે.

સુવર્ણરેખા પોતે પોતાનું ગર્ભસ્થ બાળક કોનું છે એ વિષે સાચી હકીકત જાણે છે. શેખાદ્રિ દારૂ પીધેલી હાલતમાં જ્યારે હતો ત્યારે એ બાબત જે અવળો ખ્યાલ લઈ બેઠો હતો, તેથી જ તેનું કંઈક વધારે પડતું અમાનુષી લાગતું વર્તન નાટકમાં વિકસે છે. એ ભ્રમ દૂર થતાં જ તે પાછો માનવ બની રહે છે. એ નિરૂપણ કરવામાં ઠીક વાસ્તવિકતા દાખવી કહેવાય.

આવી જાતના બંગાળી વસ્તુને ગુજરાતી ભાષામાં ઉપ ડવામાં લેખકે ઉચિત કદમ ઉઠાવ્યું છે. પરપ્રાંતો આ રીઃ ઘણા નજીક આવે.

'વાચક'

**પાટલે બેસી નાહ્યો**: લે૦ જગદીશ શાહ; પ્રકા પ્રજાતંત્ર કાર્યાલય, ફ્રિયર રોડ, મુંબઈ–૧; પૃ૦ ૨૪૦ કિં૦ ૪·૦૦.

આ એક ફારસ છે; અને ફારસ તરીકે જ રજ કરવામાં આવ્યું છે. તેવાં પાત્રો ફારસની દુનિયામાં જ હોય; અને ત્યાં જ તે છે એમ માની આ વાર્તાનો રસ લેવો જોઈએ અને લેવાશે.

આખી નવલકથા સંવાદમય હોઈ, નાટકરૂપે તે વધુ સારો ઉઠાવ પામી શકત. અમે ત્યારે લેખક જ એને નાટકના તખ્તા ઉપર ફારસ તરીકે રજૂ કરવા ઇચ્છશે માત્ર દરવેશ અને અંકોનું 'સેટિંગ' કરવા જેટલી જ તેમને તસ્દી લેવી પડશે, બાકી બધું તૈયાર છે!

આ ફારસના તાનમાં ગુલતાન બની લેખકે ગુજરાતી ભાષામાં નર–નારી–નાન્યતરનો ભેદ જ લુપ્ત કરી નાખ્યો છે. સ્ત્રીને પુરુષનાં અને પુરુષને સ્ત્રીનાં લિંગ–વચન–અનુસ્વાર બદલી આપવાથી આ વાતનો હાસ્યરસ વિશેષ જામે એમ માન્યું હોય, તો કોણ જાણે. ગાળાગાળીમાં લોકો પુરુષને 'બેસ બેસ છાનીમાની,' કે 'બેસ બેસ ડાહલું' એમ કહી બેસે છે પણ ખરા!

લેખકની આ રીતમાં પ્રસ્તાવના-લેખક શ્રી. મઢિયા પણ તણાઈ ગયા છે. એટલે 'સ્નેહી ભાઈશ્રી જગદીશ'ને તે પહેલા વાક્યમાં જ સ્ત્રી-લિંગથી નવાજે છે: "તમે મને પાત્ર તરીકે આમેજ કરવાનો પેંતરો રચી રહ્યાં હશો."

પણ આ ફારસની પ્રસ્તાવના લખવાનું મળતાં જ શ્રી. મડિયા નાહક પોતાનું મોં દિવેલિયું કરીને વાચકને શરૂઆતમાં અપશુકન કરવા ઊભા થાય છે! તેમને કોણ જાણે શાથી "આપણા કેટલાક હાવકા, મરજાદી, વાયડા" વિવેચકો આ વખતે જ યાદ આવી ગયા! નવાઈ તો એ છે કે, શ્રી. મડિયા શાથી એમ માની બેઠા કે એ વિવેચકોને આ ચોપડી વાંચતાં કુવેચ કરડવા જેવું થશે અને તેઓ 'ખંજવાળ–ખંજવાળ કરવા લાગશે' અને કદાચ 'ખીજમાં ને ખીજમાં' લેખકને પણ તેઓ ખંજવાળી નાખશે!

એટલું જ નહિ, પણ શ્રી. મડિયાને તો બીજું પણ વ્રત ગભરાવવા માંડે છે, અને તે "આપણે ત્યાં આજકાલ માંગલ્યને નામે" ચાલી રહેલું 'મોટું વ્રત'! અને તરત તે લેખકને કહેવા દોડી જાય છે કે, "મંગલતાને આડી ને ઊભી કરવતે વહેરનારા કેટલાક વિવેચકો આ નવલકથામાંથી માંગલ્ય નિચોવવાનો ભગીરથ પ્રયત્ન કરશે અને પાણીવલોણા જેવા એમના પ્રયત્ન આખરે એમને માંગલ્યનું ટીપુંય નહિ સાંપડે, તો પછી તમારી ઉપર ખિજવાળ પાડશે એ સંભવિતતાથી ચેતીને પ્લાસ્ટર આદિ સામગ્રીઓ તૈયાર રાખજો."

જોકે અમે શ્રી. મડિયાને દેખાતાં આ બધાં 'વ્રત'થી પજાણ છીએ. અને પેલા બિચારા માંગલ્ય શોધનારાઓમાં મફલ હશે, તો માંગલ્ય શોધવા તેઓ શ્રી. મડિયાની સલાહ મુજબ 'સત્યનારાયણની કથા' સાંભળવા જવાને બદલે, શ્રી. મડિયાના સ્નેહી મિત્ર શ્રી. જગદીશ શાહની ચોપડી લઈને જ શું કરવા પાટલે બેસશે?

એટલે શ્રી. મડિયા નાહક પૂંઠા ઉપરના ચિત્રમાં આ ચોપડીના નાયકના જેવું મોં કરીને મૂંઝાય છે, અને 'તેમનાં' મિત્રને નકામાં વ્રતોથી ગભરાવે છે! તેમને કે 'તેમનાં' મિત્રને કોઈ ખાઈ જવાનું નથી!

'વાચક'

**રેતીમાં વહાણ:** લે૦ દામુ સાંગાણી; પ્રકા૦ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; પૃ૦ ૨૩૨; કિં૦ ૪.૦૦.

સટોરિયાઓને કોઈનાં 'પગલાં'થી સંપત્તિ વધવાનો જે વહેમ હોય છે, તેનો લાભ થઈ એક બેકાર જુવાનિયો, ઉત્તરે લાડી, ગાડી, વાડી પામે છે. તે પહેલાં તેના પ્રમાણિકપણે નોકરી મેળવવાના બધા પ્રયત્નો આ મૂર્ખ સંપત્તિવાનોને ત્યાં કામિયાબ નીવડયા નથી હોતા.

શ્રી. સાંગાણીને રેતીમાં વહાણ હાંકયે રાખવાની અને તે દ્વારા હાસ્ય ઉત્પન્ન કરવાની સારી ફાવટ છે. તથા તેમની ભાષા પણ એવી 'કન્ડમ આન્ડના કટપીસ' જેવી કે 'આંધળા માણસની ડુપ્લીકેટ કોપી' જેવી થઈ રહે છે. 'આફતોનું એડવાન્સ બુકિંગ', 'વન્ડરફૂલ ધબડકો' 'અર્ધે રસ્તે ફેઈલ થઈ ગયેલા રેલવે-એન્જિન જેવું મોં' વગેરે ચટકાંઓ તેમને જ સૂઝે!

'પાટલે બેસીને નાહ્યો' જેવાં ફારસોમાં થોડીક અસંભવિત બાબતો ઉપર જ બધું ખેંચાણ ચાલ્યા કરે છે; ત્યારે આ ફારસમાં સંભવિત બાબતોને આધારે કામ ચાલતું હોવાથી, એકદમ રસભંગ થતો નથી. ઉપરાંત ભાષા પણ પાટલે બેસીને નાહી નાખવા જેવી છેક જ અશુદ્ધ નથી. જોકે આવા સાહિત્યમાં ત્યારે બીજી શુદ્ધિની અપેક્ષા રાખવી એ, શ્રી. મડિયા ઉપર કહે છે તેમ, માખણ માટે મુંબઈના દરિયાનું ખારું પાણી વલોવવા જેવું જ કહેવાય!

'વાચક'

**છાઈ ઘટા ઘનઘોર:** લે૦ 'કોલક'; પ્રકા૦ પ્રદીપ પ્રકાશન, મુંબઈ–૩; પૃ૦ ૨૩૫; કિં૦ ૫.૨૫.

શ્રી. 'કોલક'ની વાતો હમણાં ઉપરાકપરી જોવા મળી. આ વાર્તા પણ સીધાંસાદાં ગામડી પાત્રોની વાર્તા છે. ગામડા ગામમાં નગરશેઠ જેવું લખપતિ–પદ પામી બેઠેલો રાયચંદ શેઠ અને તેનો પુત્ર શિરીષ એ જ ગામની તથા તેમની જ ન્યાતની લીલા નામની ગરીબ ઘરની છોકરીને (શિરીષ સાથે) લગ્ન માટે દાઢમાં ઘાલે છે. એ લીલાને પર નાતના (બ્રાહ્મણ) અનિલ સાથે પ્રેમ થયો હોય છે. ગામડાગામમાં એ જાતનું લગ્ન અસંભવિત નથી (?) અને બંને પક્ષનાં મા-બાપ (અનિલને માત્ર મા જ જીવતી છે) એ લગ્નને ઘણા વખતથી નક્કી જ કરી બેઠેલાં છે. પણ પછી રાયચંદ શેઠના અને શિરીષના કાવાદાવાથી અનિલને પેટિયા માટે ગામ છોડી અમદાવાદ જવું પડે છે. ત્યાં અનિલ એક નાટકકંપનીમાં સારી નોકરી તથા નામના મેળવીને, રાયચંદ શેઠના માગતા રૂપિયા પાછા આપી લીલા સાથેના પોતાના લગ્નને ચોકસ કરે છે, તે વખતે તેને તાવ લાગુ પડી તેનું મૃત્યુ થાય છે.

શ્રી. 'કોલકે' આ રીતે વાર્તાને કરુણાન્ત બનાવીને તેના નામને સાર્થક કરવા પ્રયત્ન કર્યો છે; પરંતુ તેમની આ રીત પ્રતીતિકર ન હોઈ, મનસ્વી જેવી લાગે છે. અનિલને કયા પાપે – કયા વાંકે મરવું પડ્યું? ઉપરાંત તેણે નોકરી માટે આદરેલા પ્રયત્નમાં પણ તેને એવો ઘસારો વેઠવો નથી પડયો કે જેથી આ રીતે તેને મરવું પડે! કારણ કે નોકરી તો તેને અકસ્માત સ્ટેશને જતાં જ મળી ગઈ હોય છે!

તેમની મોટી નવલકથા 'ભાઈબીજ'માં પણ તે ગવરીને અને કુંદનને નાહકનાં વિદાય કરે છે; તે કરુણાન્ત પણ બનાવટી છે. વાર્તામાં રોમાંચકતા બીજી કશી હોય નહિ, બધું સીધા સરળ ક્રમે જ ઊભું થતું હોય અને વહેતું હોય, તો પછી અંતે કશા કારણ વગર આવો કરુણાન્ત સર્જવો, એ વાચક ઉપર નાહકનો અત્યાચાર ગણાય; અને લેખકોનું સ્મૃતિશાસ્ત્ર જો હોય તો તેમાં તે એક પ્રકારનું પાપ જ મનાય! ભારે ઘાતક – વિશ્વાતક ત્રાસદાયક પ્રસંગોથી જ રસ ઊભો કરવો હોય, તો તે માટે શરૂઆતથી જ લેખકે જુદી જ જાતનું પરાક્રમ બતાવવું જોઈએ! નબળીપોચી માટીનાં પાત્રોને

માટે ઈશ્વરને ઘેર પણ, કદાચ, કશા રોમાંચક અકસ્માતો મળવાની આશા હોય નહિ!

ઊલટું, શ્રી. 'કોલક'ની જે સીધી સાદી વાતનો જ રસ ઊભો કરવાની હથોટી છે, તેમાં છેવટે સીધો સાદો સુખાન્ત આવે એ જ શિવ–સુંદર ગણાય.

નામોની છાપ-ભૂલ કરવાની રીત આ નવલકથામાં પણ છેક અદૃશ્ય નથી થઈ! પા. ૫૭ ઉપર 'શિરીષ એની નજરે પડ્યો' એમ જોઈએ, ત્યાં લખ્યું છે 'અનિલ એની નજરે પડ્યો.' અનિલની જ નજરે અનિલ શી રીતે પડે? પા. ૫૯ ઉપર 'અનિલને મન એમનું આવવું' જોઈએ; ત્યારે કર્યું છે, 'શિરીષને મન એમનું આવવું.'

'વાચક'

**પંખીનો મેળો અને પાતાળકૂવો :** [સંક્ષિપ્ત] લે૦ ઈશ્વર પેટલીકર; પ્રકા૦ વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ પ્રાઇ૦ લિ૦, મુંબઈ–૨; પૃ૦ ૧૨૮; કિં૦ ૧.૭૫.

બે અલગ પુસ્તકોને સંક્ષેપમાં એક કરીને 'કિશોર સાહિત્યમાળા'માં 'કિશોર વિદ્યાર્થી-માનસને રસપ્રદ વાચન પૂરું પાડવા અને અસ્ત થઈ રહેલા સમાજજીવનનું દર્શન' કરાવવા, લેખકે જ આ સંક્ષેપ તૈયાર કરી આપ્યો છે.

'સૌરાષ્ટ્રના બહારવટિયા' ઉપરથી ગુજરાતના બહારવટિયાની નવલકથા લેખકે મૂળે લખેલી. વાણિયાઓ દ્વારા દેવામાં ડુબાડીને ચુસાતા ઠાકરડાઓ કેવા હીર વિનાના થઈ જાય છે, પછી કેટલાક પાણીદાર માણસો કેવા બળવો કરી ખૂન કરી બેસે છે, અને સરકારી અમલદારશાહીના ત્રાસમાંથી બચવા બહારવટે નીકળે છે, એ વિષયક લેખકે બરાબર રજૂ કર્યું છે.

એ બહારવટિયાઓમાંના કેટલાક સ્ત્રીજાત, બ્રાહ્મણજાત વગેરે પ્રત્યે અમુક પ્રકારના વર્તનનો ધર્મ પાળતા હોય છે, તથા પૈસાદાર કે ચૂસણખોરોને જ લૂંટતા હોય છે, વગેરે વાતો લોકમાનસમાં એ બહારવટિયાઓની આસપાસ ગૂંથાય છે; અને એ બહારવટિયાઓને લોકો તરફથી સરકાર સામે સારી મદદ મળતી રહે છે. પરિણામે એ લોકોનું બહારવટું ફાવે છે ને નભે છે.

પરંતુ બધા બહારવટિયા કશી મર્યાદા કે ધર્મ સાચવે જ છે એમ નથી હોતું, તે વાત લેખકે સ્પષ્ટ કરી છે. અને લોકોમાં પણ બધા બહુ સખના નથી હોતા, એ પણ રજૂ કર્યું છે.

ભાષા મહીકાંઠાની મજાની જળવાઈ છે અને તેથી વાતાવરણ ઊભું થાય છે.

છેવટે કરુણ અંત આ લોકોને લલાટે લખાયેલો હોય છે. કિશોરમાનસ એ બધા આઘાત-પ્રત્યાઘાત કેવી રીતે ઝીલી શકે કે અપનાવે, એ વિચારવા જેવી વાત ખરી. અને આવી વાર્તાઓ તેમની સમક્ષ રજૂ કરવાનો હેતુ પણ તપાસી જોવા જેવો ખરો.

'વાચક'

**નારી નમણું ફૂલ :** લે૦ સારંગ બારોટ; પ્રકા૦ આર. આર, શેઠની કંપની, મુંબઈ–૨; પૃ૦ ૨૪૨; કિં૦ ૪.૦૦.

નારીને નમણું ફૂલ કહો, એટલે સાથે એને ભોગવનાર ભ્રમર કલ્પનામાં સામો ઊભો કરવાનો ખ્યાલ હોય જ અને ફૂલની એ બધી નમણાઈ કુદરતે ભ્રમરને લક્ષમાં રાખીને જ ગોઠવી છે, એ કલ્પના પણ.

પરંતુ એ બધી વનસ્પતિ કે જીવસૃષ્ટિની કલ્પનાઓ મનુષ્યસૃષ્ટિમાં કશા કામની હોતી નથી. કારણ કે, નર નારી માત્ર શરીર નથી, તથા તેમની બધી લાગણીઓ વાસનાઓ માત્ર શરીરની જડ પ્રક્રિયાઓને મદદગાર થવ માટે પણ ગોઠવાયેલી નથી.

છતાં પુરુષ હંમેશાં સ્ત્રીને એવું સ્વતંત્ર વ્યક્તિત્વ આપવ ટેવાયો નથી. એ આખા સ્ત્રી-વ્યક્તિત્વને પોતાની અપેક્ષાએ –પોતાના સાધન તરીકે–વિચારતો હોય છે. લેખક એ વિચારસરણીને પ્રમાણતા હોય એમ ચાલે છે.

શ્રી. બારોટે ૧૬ વાર્તાઓ રૂપે ૧૬ ચિત્રો ઊભાં કર્યાં છે ત્રણેકમાં નરી પુરુષની પામરતા કે અવળચંડાઈ છે–પછી તે મા પ્રત્યે હોય કે બેવફા પત્ની પ્રત્યે. સાતેકમાં સ્ત્રી જ પુરુષને લૂંટતી, ફસાવતી, કે બેવફા નીવડી ભાગી જતી હોય છે. "છોરી" વાતમાં તો લેખકે એક જંગલી છોકરીને નામે સ્ત્રીની કામવાસનાની કલ્પનાના ફટાદોર મૂકી દીધા છે. એ બીભત્સ વાત લખીને તેમણે શું સાધ્યું છે, તે તો તે જાણે.

બાકીની ચારેક વાતોમાં સ્ત્રી કંઈક સ્વતંત્ર વ્યક્તિત્વને રાહે પુરુષ સાથે બાજી ખેલે છે.

એટલે નારીને નમણું ફૂલ કહેવા ઉપડેલા લેખક સ્ત્રીને 'નમણી' નથી રાખતા; અને બાકીની વાતોમાં સ્ત્રીની નમણાઈને બદલે બીજું કંઈ જ ઉપાડી બેઠા છે. અલબત્ત, પુસ્તકના નામ અને વિષયને તકરાર છે એટલું કહેવાથી કશો અર્થ સરતો નથી; પરંતુ તે સિવાય પણ બીજો કશો અર્થ આ વાર્તાઓમાં શોધવો જ જોઈએ એવું પણ કાંઈ નથી.

બાવીસેક કઢંગી છાપભૂલો કે ભાષાની ભૂલો પણ ગણી બતાવવાની જરૂર નથી.

'વાચક'

**પિતૃવંદના :** લે૦, પ્રકા૦ ગોવિન્દભાઈ પટેલ, ગુજરાતી વિભાગ, ખાલસા કૉલેજ, મુંબઈ–૧૯; પૃ૦ ૩૬.

આ નાની પુસ્તિકાના અભિધાન પરથી સૂચવાય છે તેમ, તેમાં પિતૃની માત્ર વંદના જ નથી; તેમાં તો, કવિ નાનાલાલને શબ્દ વાપરીને કહીએ તો, પિતૃના 'તર્પણ'ની ભાવના પણ વણાયેલી છે. જેનો સૉનેટ પર ઠીક ઠીક પ્રમાણમાં હાથ બેસી ગયો છે, તે કવિની ૬૯૬ પંક્તિની પૃથ્વીમાં વહેતી આ કૃતિ છે.

પ્રારંભમાં કાવ્યકાર 'પિતા! નયન નીતરે ચિર વિદાય લેતાં તમે' એ પંક્તિથી પોતાના જીવનમાં પિતાજીના ગત થવાથી 'નિગૂઢ શૂન્યતા' વ્યાપી ગઈ છે તેની પ્રતીતિ કરાવે છે; ને પછીથી તરત જ મૃત્યુને સ્થિત્યંતર ગણાવીને ભૂતકાળમાં સરી પડે છે. પિતાના જવાથી સમગ્ર કુટુંબની શી દશા થઈ છે તે, માતા ભાઈઓ બહેન ઇત્યાદિનાં ચિત્રો અર્પીને ઉદ્ઘાટિત કરે છે. ને પછીથી તો કાવ્યસર્જક પિતાના જીવનના સ્તબકોને એકધારી વાણીએ વર્ણવ્યે જાય છે. તેમાં સારા શિક્ષક, સંતોષી સેવક, ગાંધીજીની હાકલ સુણીને આંદોલનમાં પડનાર ઇત્યાદિ જેવાં તેમનાં પાસાંને વણી લેવામાં આવ્યાં છે.

ગુજરાતી સાહિત્યમાં પિતૃતર્પણનાં આવાં કાવ્યો લખાતાં રહ્યાં છે. અહીં કવિતાના પ્રારંભ અને પર્યવસાનને ઝીણી આંખે જોનાર, એક વિકાસરેખાની નોંધ લીધા વગર રહેશે નહીં. પિતાજીની વિદાય વખતે પ્રારંભમાં કાવ્યસર્જકનાં ભીનાં નયનો, હૃદયશૂન્યતા ઇત્યાદિ અનુભાવોથી દુઃખો વ્યક્ત થાય છે; તે બધાં જ દુઃખો 'સહનતા થકી' સહ્ય બનતાં ગયાં છે અને અંતે તો આપણે 'સુભાઈ અહીં છે, સુભાઈ અહીં છે, સુભાઈ અહીં' એ પંક્તિથી પામી શકીએ છીએ તેમ, પિતાને વિહંગોના આ સાદથી સર્જક 'અહીં' જ રહેલા માને છે. આ રીતે પર્યવસાનના સુદારસ્પર્શે પેલાં પ્રારંભનાં અશ્રુબિંદુઓનું જાણે મૌક્તિકોમાં રૂપાંતર થઈ જાય છે. આ છે કવિતામાં અનાયાસે પ્રગટ થયેલો સર્જક ચિત્તનો વિકાસ.

૬૬૬ પંક્તિમાંથી છંદશૈથિલ્યનાં દૃષ્ટાંતો ઠીક ઠીક મળી આવે છે. સ્થળસંકોચ તેની વિગતમાં જતાં રોકે છે. 'હું યે નયનમાં ભરું સહજ અશ્રુ' જેવી પંક્તિથી 'નયન'નો વાચ્યાર્થ સમજવામાં બાધ આવે છે; તે જ પ્રમાણે 'ખાદીથી હૃદય થયાં ખમીસો' જેવા પંક્ત્યાર્ધથી કવિતામાં લયસારલ્યનું શૈથિલ્ય આવી ગયું છે. આવાં દૃષ્ટાન્તોને લીધે સર્જકે કરેલો છંદનો મહાવરો પણ સર્જનમાં વરતાઈ આવે છે; પણ એ વાત તો સર્જકે અગ્રપૃષ્ઠે 'એને વૈખરીમાં મૂકતાં મને હળવાશનો અનુભવ થયો છે' —થી સમજાવી આપી છે. કવિએ પોતે આ સર્જનવ્યાપારની પાછળ આ પ્રમાણે 'હળવાશ'ને કેન્દ્રસ્થાને રાખેલ છે ને તેવી હળવાશની સંપ્રાપ્તિ તેમને થઈ પણ છે; ને એટલા પૂરતી આ સર્જનથી શિવેતરની ક્ષતિ થઈ છે તેમ માનવામાં પણ હરકત નથી.

શાન્તિ આચાર્ય

**મહાભારતની કથાઓ-૧:** લે૦ શ્રી. 'ધૂમકેતુ'; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ પ્રા૦ લિ૦, અમદાવાદ-૧; પૃ૦ ૨૦૮; કિં૦ ૪.૦૦.

મહાભારત જેવા રત્નભંડારમાંથી, આ સંગ્રહમાં, પંદર રત્નો મૂકવામાં આવ્યાં છે. આ પંદરે કથાઓ પૈકી મોટા ભાગની કથાઓ લોકોને સુપરિચિત હશે. પરંતુ 'કાયવ્ય પારધી', 'વિદ્યાની મહત્તા', 'તપશ્ચર્યાનો અધિકાર' 'સાચું કહેનારો કોઈક નીકળ્યો' આ ચાર કથાઓથી ઘણા ઓછા માણસો પરિચિત હશે.

કાયવ્ય પારધીનું નીતિમૂલક વર્તન, બહુલાશ્વ રાજાને વિદ્યાની મહત્તા સમજાવવા માટે શ્રીકૃષ્ણે કરેલો પ્રવાસ, ક્ષેમદર્શી રાજાને સારે રસ્તે આણવા અને સુરાજ્ય સ્થાપવાની સાન ઠેકાણે લાવવા કાક મુનિએ કરેલ યુક્તિ ઇત્યાદિ વાતો ઘણાને માટે નવી છે. પરંતુ એક સિદ્ધહસ્ત લેખકે આ બધી કથાઓને એવી રીતે નિરૂપી છે કે, એ કથાઓ પરિચિત હોય કે ન હોય તોયે, વારંવાર વાંચવા તરફ આપણું મન વળે.

ચં૦ ઉપાધ્યાય

**મોરપીંછ:** [બાળ કાવ્યો] લે૦ રાજેન્દ્ર શાહ; પ્રકા૦ વોરા એન્ડ કંપની પબ્લિ૦ પ્રા૦ લિ૦, મુંબઈ-૨; પૃ૦ ૩૬; કિં૦ ૮૦ ન૦ પૈ૦.

શ્રી. રાજેન્દ્ર શાહ એક જાણીતા કવિ છે. એમનું કવિત્વ, આ સંગ્રહમાંની છવ્વીસ કવિતાઓમાં યથોચિત પ્રગટ થયું છે.

આ સંગ્રહમાં વિષયોનું વૈવિધ્ય છે. બાળકોના બરના વિષયો ચર્ચીને એમાં લેખકે ગંભીરતા આણી છે (દા. ત. 'ભમરડો') તથા ગંભીર વિષય ચર્ચતાં એમણે રમૂજનાં છાંટણાં પણ ઉડાડ્યાં છે (દા. ત. 'સીધેસીધી વાત'). સંગ્રહ રુચિકર છે; એમાં એક પ્રકારનું ઉદાત્તપણું પણ છે.

આ સંગ્રહમાંનાં ગીતો સુગેય છે. સારા ઢાળે અને સારી હલકે ગાઈ શકાય એવાં ૨૬ બાળગીતો આપવા બદલ કવિને ધન્યવાદ.

ચં૦ ઉપાધ્યાય

**આપણી ધર્મકથાઓ ભા. ૧ થી ૫:** લે૦ રામનારાયણ ના૦ પાઠક; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ પ્રા૦ લિ૦, અમદાવાદ-૧; પૃ૦ ૧૦૦, ૮૦, ૮૦, ૮૮, ૯૬; કિં૦ ચોથા ભાગના ૧.૫૦, બાકીના દરેકના ૧.૨૫.

ધર્મસંસ્કારથી અલંકૃત આ ધર્મકથાઓ આપવા બદલ શ્રી. રામનારાયણભાઈને અભિનંદન.

ભારતીય જનો જે ધર્મકથાથી પરિચિત છે, જે કથા-સાહિત્ય ભારતવાસીઓ માટે રત્નભંડાર સમું મનાયું છે, તે સાહિત્યની ખાણમાંથી શ્રી. પાઠકે, આપણને આ રત્નો વીણી આપ્યાં છે. શ્રી. પાઠકે એક વિશેષતા એ રાખી છે કે, પ્રસ્તુત ચોપડીઓમાં કેવળ હિંદુધર્મની આખ્યાયિકાઓ એમણે નથી

સંગ્રહી; પણ ઇસ્લામી, ખ્રિસ્તી અને શીખ ધર્મકથાઓનો પણ એમાં સંચય કરેલો છે. ઇસ્લામી સંત ઇબ્રાહીમ, પ્રભુઘેલાં રાબિયા, ખ્રિસ્તી સંત ફ્રાન્સિસ, અને પ્રેમના ફિરસ્તા ઈસુની કથા વાંચતાં આપણે એટલાં જ પ્રભાવિત, મુગ્ધ અને ગદ્‌ગદિત થઈ જઈએ છીએ, જેટલાં શ્રીરામ, શ્રીકૃષ્ણ, યુધિષ્ઠિર અને ભર્તૃહરિની કથા વાંચતાં થઈએ.

ચોપડી વાંચતાં આપણને જરૂર થાય છે કે, સંતોને સ્થળ-કાળનાં બંધન હોતાં નથી. સંતો કોઈ એક જાતિ, ફિરકા કે કૂંડાળાની સ્થાપિત મૂડી નથી. સંતો તો સમગ્ર માનવજાતનો મહામૂલો ભંડાર છે. સંતોએ અનુસરેલા અને ચીંધેલા ધર્મમાર્ગે સંસ્કૃતિની ધારણા થઈ છે, એને પોષણ મળ્યું છે અને એનું સંવર્ધન થયું છે.

પ્રસ્તુત પાંચેય ચોપડીઓ નાનાં, મોટાં, યુવાન, વૃદ્ધ સર્વને સુરુચિકર નીવડશે, બોધક નીવડશે અને ધર્મકથામૃત પાનાર બનશે.

ચોપડીમાં થોડા મુદ્રણદોષો રહેલા છે એ તરફ લેખક પ્રકાશકનું ધ્યાન દોરવું જોઈએ. આ પાંચે ભાગો ભેગા કરીને ચોપડીની કિંમતમાં ઘટાડો થઈ શકે, તો તે કરવાની પણ વિનંતિ.

ચં૦ ઉપાધ્યાય

**ભારતીય શિક્ષણના વર્તમાન પ્રશ્નો:** લે૦ ડૉ. ધનવંત દેસાઈ, પ્રિં પી૦ જે૦ પટેલ; પ્રકા૦ એ. આર. શેઠની કંપની, મુંબઈ-૨; પૃ૦ ૩૨૮; કિં૦ રૂા. ૬.૦૦.

પુસ્તક બે ખંડમાં વહેંચાયેલું છે. પ્રથમ ખંડમાં શિક્ષણ-કક્ષાઓના વિશિષ્ટ પ્રશ્નોની ચર્ચા આઠ પ્રકરણોમાં કરવામાં આવેલી છે. બીજા ખંડમાં શિક્ષણના સામાન્ય પ્રશ્નોની ચર્ચા આવે છે.

નિવેદનમાં લેખક જણાવે છે કે: ભારતીય શિક્ષણમાં રસ ધરાવનારને શિક્ષણના વર્તમાન પ્રશ્નો અને સમસ્યાઓ સમજવામાં જરૂરી ભૂમિકા અને સંદૃષ્ટિ પૂરી પાડવી તેમ જ અધ્યાપન મંદિરોમાં તાલીમ લેતા કે શિક્ષણમાં અનુસ્નાતક કક્ષાનો અભ્યાસ કરતા શિક્ષકમિત્રોને અભ્યાસ અને સંદર્ભની સામગ્રી પૂરી પાડવાના હેતુસર આ પુસ્તક લખવામાં આવ્યું છે.

પ્રથમ પ્રકરણમાં પૂર્વપ્રાથમિક શિક્ષણની ઐતિહાસિક ભૂમિકા, તેનાં ધ્યેય અને તે અંગે ચાલતી શાળાઓના પ્રકાર આપવામાં આવ્યા છે.

બીજા પ્રકરણમાં સાર્વત્રિક, મફત અને ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અંગે ચર્ચા કરવામાં આવી છે. આ પ્રકરણમાં પશ્ચિમ તેમ જ પૂર્વના દેશોમાં આ અંગે થઈ રહેલ કામો, તેમાં આવી પડતી અડચણો, તે બધીને દૂર કરવા અજમાવેલા જુદા જુદા નુસખાઓ તેમ જ તે અંગેની 'પાઈલોટ પ્રોજેક્ટો'ની હકીકત આપવામાં આવેલી છે.

ત્રીજું પ્રકરણ બુનિયાદી શિક્ષણ અંગેનું છે. બુનિયાદી શિક્ષણની કલ્પના અને તેને સાકાર કરવા કરેલા પ્રયત્નો તથા તેવી શાળાઓનાં રૂઢ સ્વરૂપો, શિક્ષકો, શિક્ષકોની તાલીમ, શાળાની પ્રવૃત્તિઓ, પરીક્ષણ ઇ૦ ની મુદ્દાસરની ચર્ચા આ પ્રકરણમાં મળી રહે છે.

ત્યાર બાદ ચોથા પ્રકરણમાં વિવિધલક્ષી અભ્યાસક્રમોનું શિક્ષણ માધ્યમિક કક્ષાએ કેમ આપવું, અને ઇંગ્લૅંડ, અમેરિકા, રશિયા, જર્મનીમાં તેમ જ આપણે ત્યાં કઈ રીતે અપાય છે તેની છણાવટ કરવામાં આવેલી છે.

પાંચમાં પ્રકરણમાં મથાળું છે 'શિક્ષકની તાલીમના કૂટ પ્રશ્નો.' ટ્રેનિંગ કૉલેજોની મર્યાદાઓ, શિક્ષકતાલીમની રાષ્ટ્રીય અને રાજ્ય સલાહકાર સમિતિ, એરિયા ટ્રેનિંગ ઑર્ગેનિઝેશન્સ, એક જ તાલીમસંસ્થામાં જુદી જુદી કક્ષાના શિક્ષકોની તાલીમ, તાલીમનું આયોજન, પ્રત્યક્ષ વર્ગશિક્ષણ ઇ૦ ની ચર્ચા કરેલી છે.

યુનિવર્સિટી કક્ષાએ અભ્યાસક્રમની પુનઃ રચના, ઔદ્યોગિક અને ટેકનિકલ શિક્ષણ, તેમ જ બાળાઓ અને સ્ત્રીઓનું શિક્ષણ વગેરેની ચર્ચા પ્રકરણ ૬-૭-૮ માં કરેલી છે. આ બધા અંગેનો ટૂંકો ઇતિહાસ પૂર્વે ભૂમિકા, તેમ જ આજની પરિસ્થિતિ. તે અંગે જુદી જુદી કમિટીઓ કે કમિશનોના રિપોર્ટ ઇ૦ ની હકીકતો કે તેમનો ટૂંક સાર આ પ્રકરણમાં જોવા મળે છે.

પુસ્તકના બીજા ખંડમાં પ્રકરણ ૯થી ૧૫નો સમાવેશ થાય છે. તેમાં અક્ષરજ્ઞાન અને સમાજશિક્ષણ, શિક્ષણનું માધ્યમ, ધાર્મિક અને નૈતિક શિક્ષણ, ગ્રામવિદ્યાપીઠ, ખોડખાંપણવાળાં બાળકોનું શિક્ષણ, પરીક્ષાની સુધારણા અને વિદ્યાર્થીઓ અને રાષ્ટ્રીય સેવાનાં પ્રકરણોનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રત્યેક પ્રકરણને અંતે સંદર્ભગ્રંથોની યાદી આપવામાં આવી છે.

ખોડખાંપણવાળાં બાળકોના શિક્ષણ માટેની માહિતી ખૂબ જ અપૂરતી ગણાય. આવાં બાળકોને આપવામાં આવતી તાલીમ માટેની વ્યવસ્થા ઇ૦ માટે વિસ્તૃત માહિતી આપવી જરૂરી ગણાય.

પરીક્ષાની સુધારણા અંગેનું પ્રકરણ ખૂબ જ રસપ્રદ છે. ધાર્મિક અને નૈતિક શિક્ષણ પરત્વે મહાત્માજીના વિચારો, રાધાકૃષ્ણન યુનિવર્સિટીપંચની ભલામણો, માધ્યમિક શિક્ષણ-પંચ તેમ જ શ્રી.પ્રકાશની ભલામણોનો સાર આપવામાં આવેલ છે.

" આ પુસ્તક પ્રત્યક્ષ શિક્ષણનું નથી, પરંતુ શિક્ષણ-કાર્યમાં જેમને રસ હોય તે સર્વેએ એ વાંચવું જરૂરી ગણાય. આખું પુસ્તક એક સુંદર સંદર્ભગ્રંથ છે. શિક્ષણ-અંગેના પરદેશમાં તેમ જ આપણે ત્યાં થઈ રહેલા પ્રયોગો, પ્રત્યક્ષ કામ, શાળાઓ, શિક્ષકો, પરીક્ષણપદ્ધતિ, તેમાં સૂચવાતા સુધારા.—એ સર્વ અંગેની સુંદર સામગ્રી આ પુસ્તકમાંથી મળી રહે છે.

બંસીધર ગાંધી

**અધ્યાપન કાંતણ કામ :** લે૦ દીનુભાઈ ભાઈલાલભાઈ અમીન અને મણિભાઈ ફુલાભાઈ પટેલ; પ્રકા૦ અનડા બૂક ડીપો, અમદાવાદ; પૃ૦ ૧૩૪+૮; કિં૦ રૂ. ૨.૦૦.

લેખકોએ પ્રાયમરી ટ્રેનિંગ કોલેજના તાલીમાર્થીઓને માટે, તેમને માટે નિયત રહેલા અભ્યાસક્રમ મુજબનું પાઠ્યપુસ્તક લખ્યું છે. આ પુસ્તક માટે તેમણે સારો શ્રમ લીધેલો જણાય છે. વિષયની તલસ્પર્શી છણાવટ પુસ્તકમાં જોવા મળે છે.

પુસ્તકની આ પ્રથમ આવૃત્તિ છે. તેમાં ભાષા અંગેની કેટલીક અશુદ્ધિઓ રહી જવા પામી છે. કોઈક સ્થળે ખાસ કરીને ગણિત વિભાગમાં વાસ્તવિકતા જળવાઈ નથી.

પુસ્તક સરળ ભાષામાં લખાયું છે. છતાં કોઈક સ્થળે ભાષા આડંબરવાળી અને કઢંગી બની ગયેલી જોવા મળે છે. જેમ કે, પા. ૭૨: 'આ કાંતણ ઉદ્યોગ ઉપર કાળનાં ચક્રોનું વહન થયું. દુનિયાના જે દેશો ફક્ત ભારતીય ગૃહઉદ્યોગનાં વસ્ત્ર વાપરી મહત્તા બતાવતા, તેમનામાં લોભ-લોલુપતા જન્મી. આ લોભ-લોલુપતાએ ભારતીય માનવધર્મે સંસ્કૃતિમાં પ્રવેશ કર્યો. ભારતીય સંસ્કૃતિ એ માનવધર્મને અનુસરી દુનિયાના દેશોના માનવોને અપનાવ્યા. આ લોકોની લોભ-લોલુપતા એટલી પ્રબળ હતી કે તેઓએ તેમની વૃત્તિઓને સંતોષવા ભારતીય માનવધર્મનો નાશ કર્યો; અને સાથે સાથે આ ઉદ્યોગોનો પણ તે જ પ્રકારે વિનાશ સર્જાયો. આમ ભારતીય સમૃદ્ધિ અને સમાન માનવ ધર્મનો નાશ પામતાં...સમાજ ધીમે ધીમે અસણ દરિદ્ર અને સંકુચિત મનોભાવનાવાળો થયો."

ઉપરનું વાક્ય વિચાર અને ભાષાના કઢંગાપણાનો નમૂનો જ કહેવું જોઈએ।

પા. ૮: 'ઓછામાં ઓછા વ્યાસ ૧/૨૦૦૦" અને વધુમાં વધુ વ્યાસ ૧/૫૦૦૦" સુધી જોવામાં આવે છે.'

ઓછામાં ઓછો વ્યાસ ૧/૨૦૦૦" હોય, તો વધારેમાં વધારે ૧/૫૦૦૦" શી રીતે થાય?

પા. ૧૭૨ ઉપર આપેલા દા. ૨૮માં સીવવાના સંચાનો દાખલો છે. તેમાં સીવવાના સંચા પરત્વે જણાવ્યું છે કે, નાના ચક્રના એક ફેરાએ સોય ૫૦ ટાંકા ભરે છે. આ અવાસ્તવિક છે. સંચાના નાના ચક્રમાં એક ફેરે એક જ ટાંકો ભરાય. કેટલાંક મશીનમાં બે ટાંકા ભરાય એવી રચના હોઈ શકે. પણ ૫૦ ટાંકા ભરાય તેવું મશીન હજી સુધી બન્યું નથી.

દા. ૨૦માં દરેક ભાઈ કેટલી આંટી સૂતર આપશે, એમ છે; ત્યાં 'સરેરાશ કેટલી આંટી સૂતર આપશે' એમ હોવું જોઈએ. દા. ૨૮માં સૂતરનો આંક કાઢી શકાય નહિ; કારણ કે સમાનતા કે કસ કાંઈ આપેલ નથી. જો ૧૦૦ ટકા સમાનતા અને ૧૦૦ ટકાનો કસ હોય, તો જ એ દાખલો ગણી શકાય.

'સૂતળી'ને બદલે સુતરી, 'પેશી'ને બદલે. પેસી, 'તકલી' ને બદલે નકલી ઇ૦ જેવી જોડણીની તેમ જ છાપકામની ભૂલો બીજી આવૃત્તિમાં સુધારી લેવા જેવી ગણાય.

બંસીધર ગાંધી

**ચામડીની સંભાળ :** લે૦ ગો. જે. સી. શ્રોફ; પ્રકા૦ પરિચય ટ્રસ્ટ; ૧૯/૨૧ હમામ સ્ટ્રીટ, મુંબઈ–૧; પૃ૦ ૩૨; કિં૦ ૪૦ ન૦ પૈ૦.

પરિચય પુસ્તિકા પ્રવૃત્તિની આ ૫૭ મી પુસ્તિકા છે. લેખક ચામડીના રોગોના નિષ્ણાત છે અને પુસ્તિકામાં ચામડીની સંભાળ માટે તેમણે અનેક ઉપયોગી સૂચનો કરેલાં છે.

કેટલેક સ્થળે લખાણમાં 'મનાય છે' એમ આવે છે; આ બધે સ્થળે એ માન્યતા સાચી છે કે ખોટી તે લેખકે જણાવવું જરૂરી ગણાય.

પા. ૨૨: 'સાબુ ઉદ્યોગે જાતજાતના સાબુ બનાવીને બજારમાં મૂક્યા છે. અને જો જાહેરખબરોને માનીએ તો સુંદર, સુંવાળી, સ્નિગ્ધ અને કિમ્મતી જેવી ચામડી મેળવવા માટે સાબુ એ અગત્યનું સાધન છે.'

ઉપરના વાક્યમાં જાહેરખબરને 'માનીએ તો' શબ્દથી વાચક સહેજે વિચારમાં પડી જાય અને લેખક એ જાહેર-ખબરોને શબ્દશઃ માનવાની વાચકને ભલામણ કરે છે કે નહિ, તે સમજાતું નથી.

વળી 'નાનાં બચ્ચાંઓ માટે એક ખાસ પ્રકારનો સાબુ બનાવવામાં આવે છે....'

ખોટું નથી! પણ આ સાબુ કયો તે જ જણાવ્યું નથી.

પા. ૩૨: 'ત્યારે વાળ કાઢવા માટે એક જાતનું મીણ આવે છે તે વાપરવું.'

સલાહ યોગ્ય છે; પણ તે મીણ કયું કે કયા નામે બજારમાં મળી શકે, તે જણાવ્યું નથી. આવી બાબતમાં સ્પષ્ટ ઉલ્લેખ જરૂરી લાગે છે.

પુસ્તિકા ખૂબ ઉપયોગી છે. સાદી અને સરળ ભાષામાં હોવાથી હરકોઈ તે સહેલાઈથી સમજી શકે.

બંસીધર ગાંધી

# सरस्वतीचंद्र

[संक्षिप्त सरल कहानीके तौर पर]

[मूल गुजरातीके संपादक : गोपालदास जीवाभाई पटेल]

## १३

## दो पत्र

घरका स्त्रीमंडल जिसके पाससे मिल सके उससे दरवारकी घटनाओंकी माहिती उत्कंठासे सुन रहा था। नवीनचंद्रको आते देखकर अब बिलकुल ताज़े समाचार विस्तारसे सुननेकेलिए, उन्होंने उसे घेर लिया।

कुमुदसुंदरीकी नज़र, नवीनचंद्रने खोलके जेबमें रखे हुए लेकिन वाहरसे दिखाई देनेवाले टिकट चिपके हुए लिफ़ाफ़ेकी ओर गई। अभी तक किसीसे नवीनचंद्रका पत्रव्यवहार था यह उसे मालूम नहीं था। इससे उसे वहुत कुतूहल हुआ।

खबर सुननेके वाद सवके चले जाने पर कुमुदसुंदरी दूसरी मंज़िलपर जानेकेलिए सीढ़ियाँ चढ़ रही थी, इतनेमें सीड़ीपर उसे कागज़ जैसा कुछ दिखाई दिया। उठाकर देखा तो नवीनचंद्रकी जेवमेंसे दिखाई देनेवाला लिफ़ाफ़ा ही लगा। नवीनचंद्रकी जेवमेंसे वह गिर गया होगा; और उसे मालूम हो इससे पहले ही वह इस तरह कुमुदके हाथ पड़ा।

नवीनचंद्रका पत्र लेकर कुमुदसुंदरी अकेली अपने कमरेमें गई। वह पत्र किसने लिखा है वह उसने देख लिया। लेकिन उसे भी आज एक पत्र मिला था। पहले वह उसेही पढ़ने लगी। वह पत्र उसकी छोटी वहन कुसुमसुंदरीने लिखा था। उसमें सरस्वतीचंद्रके वारेमें लिखा था, इसलिए डाकद्वारा भेजनेके वजाय विश्वासी आदमी द्वारा वनलीलाके पास भेजा था और सूचना की थी कि वह कुमुदवहनको हाथोंहाथ दे। वनलीला इन वहनोंकी मैकेकी तरफ़से रिश्तेदार थी।

इस पत्रसे पहली ही बार कुमुदसुंदरीको वहुतसी वातें मालूम हुईं। वम्बईसे सरस्वतीचंद्रके गायब हो जानेके वाद चारों ओर उसकी तलाश हो रही थी। सेठ खुले हाथों पैसा खर्च कर रहा था। लेकिन सेठ जिन लोगोंको भेजता उन्हें गुमान लालच देकर या समझा बुझा कर काममें ढीला कर देती थी। चंद्रकान्तने भी ढूंढनेमें कुछ कसर नहीं उठा रखी थी, लेकिन कहीं भी सरस्वतीचंद्रका पता नहीं चलता था। आखिरकार एक दिन 'दि वॉम्बे लाईट' इस नामके अखवारवाले बुल्वर साहबकी चिट्ठी चंद्रकान्तको मिली। बुल्वरसाहब लक्ष्मीनंदन सेठको जानते थे और सरस्वतीचंद्रको भी जानते थे। सरस्वतीचंद्र वम्बईमें था तव हमेशा उनके अखवारमें लेख लिखता था। वुल्वर साहवके अखवारमें वाहरके संवाददाताओंके पत्र भी छपते थे। उनमेंसे एक पत्र सरस्वतीचंद्रके हाथोंसे लिखा हुआ हो ऐसा उन्हें संदेह हुआ। उन्होंने वह पत्र चंद्रकान्तको दिखाया। चंद्रकान्तने उस पत्रके अक्षर पहचान लिए। उसकी खुशीका

ठिकाना न रहा । पत्रपर सुवर्णपुरके डाकखानेकी मुहर थी । यह बात गुप्त रखनेकी व्यवस्था करके चंद्रकान्तने खुद सुवर्णपुर जाना सोचा । सुवर्णपुरके मंत्रीके लड़केके साथ विद्याचतुरकी लड़की कुमुदसुंदरीका व्याह हुआ था; इसलिए सरस्वतीचंद्रके ढूंढनेमें मदद करनेकेलिए मंत्रीके नाम विद्याचतुरकी सिफ़ारिशका पत्र लेनेकेलिए वह पहले रत्ननगरी गया ।

विद्यावतुर और गुनसुंदरी दोनोंने सरस्वतीचंद्रके मित्रका वहुत अच्छा स्वागत किया । सरस्वतीचंद्रके वारेमें बहुत पुछताछ की । सेठकी और गुमान की बात सुनकर दोनों पतिपत्नी दुःखी हो गये । फिर भी दोनोंने यही कहा कि सरस्वतीचंद्रको इस तरह भाग जाना नहीं चाहिये था ।

विद्याचतुरने कहा, "हमारी अंग्रेजी विद्यामें यही एक कसर है कि आदमीकी विचारशक्तिको वह उद्धत वना देती है । आजके नौजवान सहनशक्तिको गुलामी मानते हैं और दूसरेकी सलाह अनुसार वरतनेमें शौर्यहीनता । अपनी तरंगके अनुसार चलनेमें ही वे स्वातंत्र्य और वीरत्व समझते हैं । चलो, होना था सो हो गया । लेकिन सरस्वतीचंद्र इन अनुभवों और धक्कोंसे कुछ समझे तो ठीक है, और वे चाहें तो हमारे राज्यमें कहीं भी मैं उन्हें नौकरी दिलवा सकूंगा; और मेरी कुसुम अभी क्वांरी ही है उसका उनसे व्याह कर दूंगा । वे द्रव्यहीन हैं, इसकी मुझे चिंता नहीं है लेकिन यह शर्त होगी कि उन्हें कुछ काम करना होगा ।"

चंद्रकान्तको विद्याचतुरकी बात नहीं जची । अपने मित्रको नौकरी और लड़की देनेकी उनकी हमदर्दी उसे अपने मित्रकी प्रतिभाका अपमान लगा । और यह वात उसने उनके मुंहपर ही कह दी ।

शामको चंद्रकान्त एक गाड़ीमें बैठकर सुवर्णपुरकी ओर चला । बुल्वरसाहबके पत्रमें नवीनचंद्रका नाम था, वही सरस्वतीचंद्र है या नहीं इसका उसे विश्वास नहीं था । फिर भी वही सरस्वतीचंद्र हो तो पत्र उसे मिलेगा ऐसा मानकर उसने एक पत्र लिख डाला । वही पत्र डाकियेसे नवीनचंदको मिला था और वह कुमुदसुंदरीके हाथ पड़ गया था ।

सरस्वतीचंद्रके कुमुदसुंदरीकेलिए किये हुए अद्भुत त्याग की वातें चंद्रकान्तसे कसुमसुंदरीने चुपकेसे माँवापके पीछे बैठ कर सुन ली थीं । बड़ी बहन सरस्वतीचंद्रके गृहत्यागका पूरा हाल जान लेगी तो उनका अपराध भूल जायगी और उसका ( कुमुदसुंदरीका ) त्याग करनेकेलिए उनपर गुस्सा करना छोड़ देगी ऐसा मान कर कुसुमसुंदरीने सारी बात चिट्ठीमें लिखी थी और यह पत्र प्रमादधनके हाथ न पड़े इसलिए वनलीलाकी मार्फ़त पहुँचाया था ।

बहनकी यह चिट्ठी पढ़कर कुमुदसुंदरीका जी भर आया । 'सरस्वतीचंद्र ! मेरेलिए ही आपने इतना दुःख सहन किया ?' कुसुमसुंदरीने पत्रके अंतमें लिखा था, "चंद्रकान्त सरस्वतीचंद्रको ढूंढनेकेलिए बुद्धिधनपर पिताजीकी (विद्याचतुरकी) चिट्ठी लेकर आ रहे हैं ।

मां (गुणसुंदरी-दोनों बहनोंकी मां) लीलापुरके पासके भद्रेश्वर महादेवकी यात्राके लिए जानेवाली है; तब तुम्हें भी साथ आना होगा, तुम्हें लेनेकेलिए आदमी आयेगा। इसलिए सबकी इजाजत लेकर तुम तैयार रहना।"

नवीनचंद्रका जो पत्र कुमुदसुंदरीको मिला था वह चंद्रकांतने लिखा था। उसमें चद्रकान्तने लिखा था — "आखिर एक महेरबानी करना कि जहाँ तुम हो वहीं थोड़े दिनोंकेलिए और रूकना और मेरेसे मिलनेके बाद ही तुम्हें जो कुछ करना हो सो करना। वैसे तो तुम्हारी इच्छा। तुम स्वतंत्र हो और तुम्हारे पीछे धक्के खानेकेलिए जो जीव उत्पन्न हुआ है (चंद्रकान्त), वह तो तुम्हारे पीछे धक्के खायेगा; तुम्हें ढूंढे बगैर हरगिज़ वापस नहीं जायगा।"

यह पत्र पढ़कर फिरसे कुमुदसुंदरीका दिल भर आया। इतनेमें नीचेसे खानेकेलिए बुलावा आनेपर दोनों पत्र अलमारीमें कपड़ोंके बीच रखकर वह नीचे चली गई।

खा कर वह उपर गई। देखा तो दरवाजा अंदरसे बंद था। उसने धक्का दिया। प्रमादधन अंदर था। उसने थोड़ी देरके बाद खोला। खुलते ही कुमुदसुंदरीने देखा कि कृष्णकलिका अंदर थी; और नवीनचंद्रके कमरेके बीचके दरवाज़ेसे चुपकेसे भागी जा रही थी। पति परस्त्रीगामी है यह प्रत्यक्ष देखकर स्त्रीहृदयपर जो आघात हुआ होगा उसका वर्णन करना अशक्य है।

क्रमशः ] अनु० निर्मला परळीकर

## शरीफ लोगोंका राजा!

बगदादके कई सौदागर तिजारत करने सिंध आते-जाते थे। रास्तेमें सिंधके किसी जंगलमें, चोरोंने उनको लूटा। वहांके राजासे दाद न मिलने पर उन्होंने बग़दादके खलीफ़ासे शिकायत की। खलीफाने सिंधके राजाको खत लिखा कि हमारे सौदागर आपके जंगलमें लूटे गये थे। इस लिये कृपया चोरोंका इलाज कीजिये और हमारे सौदागरोंको अभयदान दीजिये कि फिर ऐसा होने नहीं पायेगा।

सिंधके ब्राह्मण राजाको वह खत बुरा लगा। उसने जवाब लिख भेजा कि, "सिंधका राजा शरीफ लोगोंका राजा है, चोरोंका नहीं। जंगलके चोरोंकी करतूतोंके लिये वह ज़िम्मेवार नहीं है।"

खलीफ़ाने कहा, "ठीक है। जहां आपका राज्य नहीं है वहां पर हम अपनी हुकूमत चलायेंगे।" उन्होंने अपनी फ़ौजके चन्द लोगोंको भेजा, चोरोंको दबा दिया और जंगलका वह सारा हिस्सा अपने राज्यमें जमा किया। सिंधके राजाने दलीलमें विजय पायी और खलीफ़ाने जंगलका राज्य पाया।

जिन लोगोंको हम अपनाते नहीं उनको अपनानेवाला दुनियामें कोई-न-कोई खड़ा हो ही जाता है और हम तो उतना राज्य खो बैठते हैं।

— 'मंगलप्रभात' १-३-'६१ ]

# 'નવજીવન'ની માલકી તથા અન્ય માહિતી અંગેનું નિવેદન

| | |
|---|---|
| ૧. પ્રસિદ્ધિ-સ્થાન | નવજીવન મુદ્રણાલય, નવરંગપુરા, અમદાવાદ–૧૪ |
| ૨. પ્રસિદ્ધિનો ગાળો | માસિક (દરેક માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.) |
| ૩. મુદ્રકનું નામ | શ્રી. જીવણજી ડા૦ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | હિંદી |
| સરનામું | નવજીવન મુદ્રણાલય, નવરંગપુરા, અમદાવાદ–૧૪ |
| ૪. પ્રકાશકનું નામ | શ્રી. જીવણજી ડા૦ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | હિંદી |
| સરનામું | નવજીવન મુદ્રણાલય, નવરંગપુરા, અમદાવાદ–૧૪ |
| ૫. તંત્રીનું નામ | શ્રી. મગનભાઈ પ્ર૦ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | હિંદી |
| સરનામું | નવજીવન મુદ્રણાલય, નવરંગપુરા, અમદાવાદ–૧૪ |

૬. સામયિકની માલકી ધરાવનાર વ્યક્તિઓનાં તથા કુલ મૂડીના એક ટકાથી વધુ શેર ધરાવનાર ભાગીદારો અથવા શેર ધરાવનારાઓનાં નામ તથા સરનામાં.

નવજીવન ટ્રસ્ટના ટ્રસ્ટીઓનું બોર્ડ

| | |
|---|---|
| શ્રી મોરારજી ર૦ દેસાઈ (અધ્યક્ષ) | ૧ વિલિંગ્ડન ક્રિસન્ટ, નવી દિલ્હી |
| શ્રી કનૈયાલાલ ના૦ દેસાઈ | ગોપીપુરા, સુરત |
| શ્રી. મણિબહેન વ૦ પટેલ | ૨૮, ન્યૂ બ્રહ્મક્ષત્રિય સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ |
| શ્રી. મગનભાઈ પ્ર૦ દેસાઈ | ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ–૧૪ |
| શ્રી. ઠાકોરભાઈ મ૦ દેસાઈ | નવજીવન બ્લૉક્સ, અમદાવાદ–૧૪ |
| શ્રી. શ્રીમન્નારાયણ | ૯, યોર્ક રોડ, નવી દિલ્હી |
| શ્રી. જીવણજી ડા૦ દેસાઈ (વ્યવસ્થાપક-ટ્રસ્ટી) | નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૧૪ |

હું જીવણજી ડા૦ દેસાઈ આથી જાહેર કરું છું કે, ઉપર જણાવવામાં આવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૮–૨–૧૯૬૧

પ્રકાશકની સહી
જીવણજી ડા૦ દેસાઈ

# ચિંતન અને મનન

ત્સેકુંગ નામના શિષ્યે કૉન્ફ્યુશિયસને પૂછ્યું: "મર્યા પછી ચૈતન્ય બાકી રહે છે?" કૉન્ફ્યુશિયસે જવાબ આપ્યો: "થોડાં વર્ષ થોભી જા; પછી આ પ્રશ્નનો જવાબ તને પોતાને જ મળી જશે!"

ચિવેન્ત્સેએ કૉન્ફ્યુશિયસને કહ્યું, "હું કોઈ પણ કામ કરતા પહેલાં હંમેશ ત્રણ વખત વિચાર કરી જોઉં છું." કૉન્ફ્યુશિયસે જવાબ આપ્યો: "બે વખત વિચાર કરવો બસ છે."

જો કોઈ માણસ પોતાની જાતને પૂછે નહિ કે, 'મારે શું કરવું?' — તો તેવા માણસ સાથે મારે શું કરવું, એ હું પણ જાણતો નથી. — કૉન્ફ્યુશિયસ

કોઈ માણસને પોતાની ભૂલ થયેલી માલૂમ પડે અને તેને સુધારી ન લે, તો તે બીજી ભૂલ કરે છે. — કૉન્ફ્યુશિયસ

'ચુ' દેશના રાજાનું કીમતી ધનુષ્ય ખોવાઈ ગયું. ઘણા દિવસો સુધી શોધ કર્યા બાદ તેણે એમ કહીને નિરાંત વાળી કે, "શા માટે આ બધી પંચાત? 'ચુ'ના એક માણસે ખોયું, અને 'ચુ'ના બીજાએ તેને મેળવ્યું." જ્યારે કૉન્ફ્યુશિયસે એ વાત સાંભળી, ત્યારે તેમણે કહ્યું, "એ રાજાએ 'ચુ' શબ્દ પણ નકામો પકડી રાખ્યો!"

તમે જે નથી જાણતા, તે તમે નથી જાણતા એટલું કબૂલ કરો, એ જ્ઞાન કહેવાય. — કૉન્ફ્યુશિયસ

લોકો તમને જાણતા નથી એની ફિકર ન કરો; બીજાઓ તમને જાણે એવી તમારી લાયકાત નથી, એની ફિકર કરો. — કૉન્ફ્યુશિયસ

કોઈ માણસ મહાન કાર્યો કરે એમ ઈશ્વર ઇચ્છે છે, ત્યારે પહેલાં તે તેના શરીરને ભૂખે મારે છે, તેના સ્નાયુઓને કચરી નાખે છે, મુશ્કેલીઓ અને તંગીમાંથી તેને પસાર કરે છે, અને તે જે કાર્ય કરવાનું હાથમાં લે, તેમાં તેને નિષ્ફળ કરે છે. — મેન્સિયસ

મોટા દેશ ઉપર રાજ્ય ચલાવવું હોય, તો મિનો-માછલી તળતા હો તેમ વર્તજો: તેમને કઢાઈમાં એમ ને એમ પડી રહેવા દેજો. — લાઓત્સે

હું પચાસ વર્ષ જીવ્યો, તે ૪૯ વર્ષ-સુધીની ભૂલો જાણવા માટે. — કૉન્ફ્યુશિયસનો મિત્ર ચુપોયુ

સદ્‌ગૃહસ્થ હંમેશાં ઈશ્વરની ઇચ્છાથી ડરે છે, મહાપુરુષોથી ડરે છે, મહાત્માઓના શબ્દોથી ડરે છે. બદમાસ કશાથી ડરતો નથી. — મેન્સિયસ

સામાન્ય માણસની પરીક્ષા તે અસામાન્ય પ્રસંગમાં કેવી રીતે વર્તે છે તે ઉપરથી કરવી; પરંતુ અસામાન્ય પુરુષની પરીક્ષા તે સામાન્ય બાબતોમાં કેવી રીતે વર્તે છે તે ઉપરથી કરવી. — ચેન ચીજુ

બીજા માણસનું કંઈક સારું સાંભળે ત્યારે હંમેશાં જે શંકાશીલ રહે, પણ કંઈક ખરાબ સાંભળવા મળે ત્યારે તેને માની લેવા તત્પર થઈ જાય, એવા માણસથી ચેતતા રહેજો. — ચેન ચીજુ

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૧૪

# નવજીવન

सा विद्या या विमुक्तये

તંત્રી
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ



વર્ષ ૨૦ અંક ૨

ફેબ્રુઆરી નવજીવન, અમદાવાદ ૧૯૬૧

# નવજીવન

ફેબ્રુઆરી, ૧૯૬૧

વર્ષ ૨૦ અંક ૨

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન ટ્રસ્ટની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); નવી દિલ્હી (યુ. એસ. કોમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, કોનોટ સરકસ); ઇંદોર (૫, ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક); પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના-૪); મદ્રાસ (૨૧/૧૧૧ માઉન્ટ રોડ, મદ્રાસ-૬); કલકત્તા (૪૧, ઈડન હૉસ્પિટલ રોડ, કલકત્તા-૧૨) અને જયપુર (ચૌડા રસ્તા) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ૦ દસ. છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**'નવજીવન'**
**નવજીવન ટ્રસ્ટ,**
પો. નવજીવન, **અમદાવાદ-૧૪**

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૨૦ : અંક ૨ ] અમદાવાદ [ ફેબ્રુઆરી, ૧૯૬૧

"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું. . . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

## વિચારતરંગિણી

### ૧

### અનાસક્તિયોગ

અનાસક્તિ શબ્દ આપણી ધર્મભાષામાં દાખલ કરવાનું માન ગાંધીજીને ભાગે જાય છે. તેમણે ગીતાને 'અનાસક્તિયોગ' નામ આપ્યું, તે અગાઉ જ્ઞાન, ભક્તિ અને કર્મ એ યોગ-ત્રિપુટી દ્વારા ગીતા મુખ્યત્વે વિચારાતી હતી. ગાંધીજીએ 'અનાસક્તિ' શબ્દ દ્વારા તેમાં ઉપયોગી ઉમેરો કર્યો.

ગીતામાં 'અસક્તિ' પદ આવે છે, 'આસક્ત' પણ આવે છે. ગાંધીજીએ તે પરથી 'અનાસક્તિ' પદ યોજીને 'સત્યાગ્રહ', 'સર્વોદય' ઉપરાંત ત્રીજો નવો અને મૌલિક વિચાર દર્શાવતો શબ્દ આપણને આપ્યો છે.

પણ એનો અર્થ એમ કહેવાનો નથી કે, તેમણે 'અનાસક્તિ' પદાર્થ નવો શોધ્યો. જેમ સત્યાગ્રહ અને સર્વોદયના ભાવો હિમાલય જેટલા પ્રાચીન છે, છતાં બંને નવા છે, તેવું જ આ 'અનાસક્તિ' વિષે છે. તેનો જ ભાવ ગીતાએ 'અસક્તિ', 'અસંગ', 'અનભિષ્વંગ' ઇ૦ પદો વડે વર્ણવ્યો છે. પણ આખી ગીતાને 'અનાસક્તિયોગ' કહેવામાં નવીનતા રહેલી છે. એ દ્વારા ગાંધીજીએ કર્મ, ભક્તિ, અને જ્ઞાન ત્રણેને સાંકળી લેતો — તેમાં સૂક્ષ્મ રૂપે ઓતપ્રોત રહેલો ભાવ આપણને કહી બતાવ્યો કે, અનાસક્તિ એમનું રહસ્ય છે; ત્રણે યોગનો અર્ક 'અનાસક્તિ યોગ' છે.

આ કઈ રીતે? એ જો જોઈએ તો 'અનાસક્તિ'નો ભાવ સહેજે વિશદ થઈ જશે.

કર્મ કરવાં જ જોઈએ; યજ્ઞ, દાન અને તપનાં કર્મ તો છોડી જ ન શકાય; કેમ કે તે મનુષ્યને પાવન કરનારાં છે. પરંતુ તે કરવામાં ફલાશા ન રાખવી અને તે કરવાં. કેમ કે આવી ફલાકાંક્ષા રાખવી, ફલપ્રાપ્તિ જ કર્મનો હેતુ માનીને કર્મ કરવાં, — એ કૃપણતા છે; તે પાપ કે બંધન-કારક છે.

આ કર્મયોગ થયો. અને કર્મના બંધન-દોષને કેવળ જ્ઞાનાગ્નિ વડે બાળી શકાય. એ અગ્નિ અનાસક્તિ-યોગમાં રહેલો છે.

આથી કરીને સાચી સમજ મેળવવી, જીવન વિષે સાચું જ્ઞાન મેળવવું, એ જરૂરી બને છે. એટલે, આ જગત શું છે, જીવ શું છે, ઈશ્વર શું છે, વગેરે પ્રશ્નોમાં પડવાનું થાય છે. એનો તાગ જો પામીએ, તો કર્મ કરતાં સૂઝ પડે, ભૂલ ન થાય, આત્યંતિક સુખ મળે.

આ જ્ઞાનયોગ થયો.

એ જ્ઞાનનો સાર એ છે કે, ઈશ્વર જગતનો નિયંતા અને જીવાત્માનો અંતર્યામી છે. તેને યાદ રાખીને, તેનું સ્મરણ કરતા રહીને, બીજું બધું છોડીને—ઈશ્વરાર્પણ બુદ્ધિ ધરીને વર્તવું જોઈએ. આ ભક્તિયોગ થયો. જે કર્મ, આ રીતે, જ્ઞાનપૂત છે — સાચી સમજવાળું છે, તે ઈશ્વરા-ર્પણ

બુદ્ધિથી કરવામાં કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગની ફલશ્રુતિ સમાઈ છે.

કર્મ કરવાનું કૌશલ્ય એટલે યોગ. તે કૌશલ્યની ચાવી અનાસક્તિમાં રહેલી છે. છેવટે દરેક જણ ક્યાંક ને ક્યાંક આસક્ત છે જ. તે પરમ આસક્તિ, એટલે કે, સત્યના જ્ઞાનની અથવા ઈશ્વરની અનન્ય આસકિત કેળવે, તો તે જ્ઞાનયોગ કે ભક્તિયોગ થયો. એથી જ કોકે ગીતાને 'પ્રપત્તિયોગ' કહ્યો છે. આ જ વસ્તુને એમયે કહેવાય કે, ક્યાંય આસક્તિ ના રાખો તો આપોઆપ અવ્યક્ત એવા પરમની પ્રપત્તિ કે આસક્તિ સધાશે. જેમ તૃષ્ણાના આત્યંતિક નિર્વાણને જ ભગવાન બુદ્ધે અંતિમ ધ્યેય કહ્યું, કર્મમાત્રના નાશને ભગવાન મહાવીરે કેવલજ્ઞાન કહ્યું, એમ જ ગાંધીજીએ ક્યાંય પણ આસક્તિ ન રહે એ દશાને અંતિમ જ્ઞાન-અને-ભકિત-દશા ગણાવી અને તેને 'અનાસક્તિ' કહી.

તેથી એમણે ગીતાબોધનું રહસ્ય વર્ણવવા કર્મયોગ શબ્દ ન વાપર્યો, જેવો લોકમાન્યે વાપર્યો. જ્ઞાન, ભક્તિ અને કર્મ ત્રણે અંશોવાળું સમન્વિત એક સાધન છે; તેવા સાધનનું રહસ્ય 'અનાસક્તિ' કહેવામાં રહેલું છે. જ્ઞાનપૂર્વક તથા ભક્તિનમ્ર બનીને કર્મ કરવાં, એનો અર્થ 'અનાસક્તિ' છે. એટલે જીવનમાં તે મેળવવા માટે સતત સાચી સમજ અને ભક્તિ વધારતા જવું અને તે વડે ફલાકાંક્ષી મટી, યજ્ઞાર્થી કે પરોપકારી બનીને કર્મ કરવાં, એ અનાસક્તિયોગની સાધના છે.

આમ ગીતાનાં સાધનત્રય — કર્મ, જ્ઞાન અને ભક્તિ અનાસક્તિમાં સમન્વિતતા અને એકત્વ પામે છે. એ અર્થમાં ગાંધીજીએ ગીતાને 'અનાસક્તિયોગ' કહી છે, એમ સમજવું જોઈએ.

૩૦–૧૨–'૬૦

૨

## ગાંધીજીનું બલિદાન

૩૦મી જાનેવારીને ગાંધીજીનો 'નિર્વાણદિન' કહીને આપણે યાદ કરીએ છીએ. ગયે વરસે મને થયું કે, આ કાંઈ બરોબર નથી; તે દિન, ખરું જોતાં, ગાંધીજીના બલિદાનનો છે. તેથી ૩૦મી જાનેવારીને ગાંધીજીનો 'બલિદાન-દિન' કહેવો યોગ્ય છે.

એટલે આ વરસે આ દિવસ કોચરબ (અમદાવાદ) સત્યાગ્રહાશ્રમ સ્મારક આશ્રમમાં ઊજવતાં, આ વાત મેં કરી. તે દિવસના વ્યાખ્યાતા શ્રી. ઠાકોરભાઈ દેસાઈએ પણ આ બલિદાનનો મહિમા વર્ણવ્યો. અસ્તુ.

'નિર્વાણ' શબ્દ બુદ્ધ ભગવાનની યાદ આપે છે. 'મોક્ષ', 'મુક્તિ'નો બૌદ્ધતત્ત્વ-માન્ય પર્યાય એ છે. ગાંધીજીની હંમેશની પ્રાર્થના આવું કાંઈક માગવાથી જુદી હતી. તે રોજ ગાતા —

न त्वहम् कामये राज्यम् न स्वर्गम् नापुनर्भवम् ।
कामये दुःखतप्तानाम् प्राणीनाम् आर्तिनाशनम् ॥

(હું રાજ્ય કે સ્વર્ગ કે પુનર્જન્મમાંથી મુક્તિ નથી ચાહતો; હું તો દુ:ખી પ્રાણીઓની પીડાનો નાશ થાય એ ઇચ્છું છું.)

અને જ્યારે હિંદમાં તેની ભારેમાં ભારે દુ:ખની ઘડી આવી, ત્યારે તે તેના નિવારણને અર્થે એકલા નીકળી પડયા; આપણા સૂતેલા આત્માને ઢંઢોળી જગવ્યો; માનવતાની અમી ઝરવા લાગી; કેટલાયની કતલ થાત તે આથી રોકાઈ; દુ:ખીનાં દિલને આસાયેશ મળી. આ બધું આપણે પ્રત્યક્ષ જોયું.

ગાંધીજીના જીવનની અંદર આ પરમ ઘડી હતી; આપણા લોકજીવનની મહા વિષમ ઘાંટી હતી. ભલભલાની શ્રદ્ધા ડગે એવી એ ઘડીએ ગાંધીજી ધર્મ પર દૃઢ રહ્યા.

હિંદના ઇતિહાસની સનાતન વિપદા કે 'ટ્રેજેડી' છે — એકતાનો ધ્વંસ, રાષ્ટ્રીય એકભાવનું વિલોપન. તેવા મહા વિષમ કાળે, તેની ભીષણ આગ વચ્ચે ઊર્ધ્વ-બાહુ ઊભા રહીને તે બોલ્યા, "થોભો, રામ-રહીમને નામે, ઈશ્વર-અલ્લાને નામે તમને કહું છું — અંતરમાં જુઓ; — આ યાદવી છોડો."

અને તે જ ઘડીએ એક જણને એમેય થયું કે, હિંદના અમારા ઇતિહાસની આ વિજય-ઘડીએ ખરો લાભ લેવાનો આવ્યો છે, ત્યારે આ માણસ વચ્ચે ક્યાં કાંટા-રૂપ આવ્યો? અને તેણે એમને વિદાય લેવડાવી.

અગાઉના ઇતિહાસમાં પ્રાચીનકાળથી આવા એકતા-ધ્વંસના પ્રસંગો આવતા જ રહ્યા છે. આ જ આપણા રાષ્ટ્રીય ઇતિહાસની વિપદા કે 'ટ્રેજેડી' છે. પૂર્વે તેના નિવારણાર્થે અને સંપદાની સિદ્ધિ માટે યુદ્ધના રસ્તા

લેવાયા. એમાં ગાંધીજીએ મૌલિક ફેરફાર કર્યો, નવપ્રયાણ યોજ્યું: તેમણે બલિદાન અને આત્મશુદ્ધિનો એવો જ પ્રાચીન માર્ગ બનાવ્યો, પણ તેનું સામુદાયિક દર્શન કરાવ્યું.

આ માર્ગનું શક્તિબીજ નિર્દોષ—નિર્મલ પુરુષની પાવક આહુતિ કે પાક કુરબાનીમાં સંતાયેલું છે. જીવનમાં ગાંધીજીએ આ બીજ-શક્તિની સતત સાધના કરી હતી. અને તે વડે કુરબાન થવાનું આવ્યું ત્યારે 'રામ' બોલી વિદાય થયા.

એવી કુરબાનીનો દિન ૩૦મી જાનેવારી છે. તે દિવસે કોમી વિખવાદનું ઝેર જાન અપીને ગાંધીજી પી ગયા. એની યાદમાં આપણે આ દિવસે અંતર્મુખ બનીને બધે વ્યાપતા જતા આપણા સમાજશરીરના આ ઝેરને આપણામાંથી કાઢવા મથવું જોઈએ. હિંદના પ્રજાકીય ઈતિહાસની 'ટ્રેજેડી' કે વિપદા એ રીતે જ સુધરીને સંપદા બની શકશે.

૧–૨–'૬૧

૩

## એકતાનો ભાવ

કૉંગ્રેસના ભાવનગર અધિવેશનના સ્વાગતાધ્યક્ષ શ્રી. ઢાકોરભાઈ દેસાઈના વ્યાખ્યાનમાંથી, એકતાનો ભાવ ટૂંકમાં નિરૂપતો નીચેનો મનનીય ભાગ અહીં ઉતારું છું:—

"એક ખાસ બાબત તરફ સૌ પ્રતિનિધિ બહેનો અને ભાઈઓનું ધ્યાન ખેંચવાની હું રજા લઉં છું.

"હિંદુસ્તાનમાં આપણા પ્રજાજીવનની વિવિધતાનો પાર નથી. પરંતુ, એ વિવિધતાની વચ્ચે રહીને જેટલી આપણી એકતા આપણે સાધી શકયા તેટલા પ્રમાણમાં આપણને સ્વરાજનું ફળ મળ્યું. એકતા સાધવામાં જેટલા પ્રમાણમાં આપણે ચૂકયા, તેટલું સ્વરાજ્ય ખંડિત રહ્યું.

"આપણા આગળના હવે પછીના કામને માટે પણ આપણી આ એકતા અને એકતાનો ભાવ વધારે દૃઢ થાય તે જરૂરનું છે. ખાલી એકતાની વાતો કરવાથી અથવા 'નારા' પોકારવાથી એકતા સધાતી નથી. આખરે, એકતા શું છે, તેનો પૂરો અર્થ સમજી, તેમાંથી ઊભી થતી ફરજ અદા કરવાથી એકતાની સિદ્ધિ થાય છે.

"સરવાળે જોઈએ તો, એકતાનો પાયો એ આપણી વચ્ચે રહેલી અનેક પ્રકારની વિવિધતા છતાં, આપણા સૌનું હિત એક છે, એ વાતનો સ્વીકાર કરવામાં રહેલો છે. તેથી બધા હિંદુસ્તાનવાસીઓએ, અને ખાસ કરીને કૉંગ્રેસીઓએ, સૌના હિતમાં એકનું હિત છે અને એકના હિતમાં સૌનું હિત છે, એ ભાવનો સ્વીકાર કરી તેને લાયકનું આચરણ રાખવું જોઈએ.

"વળી આજના ભૌતિક વિકાસના સંદર્ભમાં આપણે એ પણ યાદ રાખવું જોઈએ કે, આપણામાંથી ગમે તે એક ભાગનો વિકાસ થાય છે તે આપણો જ વિકાસ છે. એટલે, કંઈ નહીં તો, આપણે કૉંગ્રેસીઓએ એવો ભાવ દૃઢતાથી કેળવવો જોઈએ કે, હિંદુસ્તાનમાં કોઈ ઠેકાણે વિકાસ થાય છે એ મારો જ વિકાસ થાય છે, અને સર્વના વિકાસ વગર કોઈ પણ એક ભાગનો વિકાસ શકય નથી.

"મને વિશ્વાસ છે કે, જે એકતા વિના બાકીનું મિથ્યા ઠરે એવો સંભવ છે, તે એકતાને કેળવવા માટે આપણે સૌ આ જાતની વૃત્તિ રાખીને ભારતના આમ-સમુદાયની સેવા કરવાનો નિશ્ચય કરીશું."

૧–૨–'૬૧

૪

## સત્તાસક્તિ અને પદનો મોહ

સત્તા માટે આસક્તિ કે પદનો મોહ ચોમેર વ્યાપેલાં જોઈને કેટલાક આજે એમ કહે છે કે, ગાંધીજીના ગયા પછી આજે આ બધી બલા જાગી! કાંઈક એમ હશે. પણ ખરેખર એમ ન મનાય, કેમ કે પહેલેથી કૉંગ્રેસમાં આ જોવા મળતું.

આ વિષે, મનુબહેન ગાંધીએ ગાંધીજીની રાખેલી ડાયરીમાં, એક ઉક્તિ છે તે નીચે ઉતારું છું. તા. ૨–૭–'૪૭ ના રોજની આ નોંધ છે કે,

> "દાતણ કરતાં કરતાં બાપુજી કહે, 'મને સમજ નથી પડતી કે, દેશની લડતમાં જેટલા લોકોએ ભાગ લીધો છે, તેમાંના મોટા ભાગના લોકોને ધારાસભાનો કે કાંઈક પણ સત્તા કેમ મળે તેનો જ શા કારણથી આટલો મોહ થતો હશે? બહુ વિચારતાં એમ લાગે છે કે, આપણી લડતના સૈનિકોનો મોટો ભાગ ગાડરિયા પ્રવાહની માફક તણાયો હતો, તેનો આ પ્રત્યાઘાત છે. હું આ પ્રત્યાઘાતને પણ શમાવી શકું એમ છું.–પરંતુ જો આ દાવાનળમાંથી કંઈક મુક્ત થાઉં તો. રચનાત્મક કાર્યક્રમનો પૂરેપૂરો અમલ કરવામાં આપણે જેટલી ઢીલ

કરીશું, તેટલું આપણને નુકસાન જ છે, એમ મને દિવસે દિવસે લાગે છે."

અને એ ઢીલ અને તેથી થતું નુકસાન ૧૯૪૭ પછી તો વધતાં જ ગયાં છે. તથા લોકશાહી સ્વરાજ આવ્યું એટલે લડતના લડનારા જ નહિ, જેઓ અંગ્રેજ સરકારની સાથે રહેલા તે સરકારી અને ગેર-સરકારી 'વફાદાર' વર્ગો પણ સત્તારૂઢ બનવા હકદાર થયા છે. સમાજવાદી દળને અને નવજુવાન પેઢીને તો રચનાત્મક કાર્યક્રમના સંસ્કાર પણ ઓછા જ છે. અને એમાં જ ખરું જોતાં આજે કૉંગ્રેસની કમજોરી છે. વ્યક્તિ તરીકે જોતાં, ગાંધીજીના મહાન વારસ પણ આ શક્તિ ન દાખવી શકે, એ એમની મર્યાદા છે. જો તે આવી શક્તિ દાખવવા માગે તો તેમણે તેમની અત્યારની સરકારી જવાબદારીઓમાંથી મુક્તિ મેળવીને પોતાનું સેવાબળ અજમાવવું જોઈએ.

સ્વરાજ આવવાથી, ૧૯૪૭ પૂર્વેનાં બે કાર્યક્ષેત્રો-(૧. પાર્લમેન્ટરી અને ૨. રચનાત્મક) માં પણ એક ફરક પડે છે. જોકે મુખ્યત્વે એક સત્તાક્ષેત્ર છે અને બીજું સેવાક્ષેત્ર છે, એ ભેદ તો મટતો નથી. છતાં દેશમાં સૌએ એટલું સમજવું જોઈએ કે, પ્રજાકીય સ્વરાજ સ્થપાતાં, દર પાંચ વરસે બનતી દેશની લોકશાહી સરકારો યોગ્યતાપૂર્વક રચવી, એ સ્વરાજનું એક મહત્ત્વનું રચનાત્મક કાર્ય બન્યું છે. એ કાર્ય કરવાની આવડત પ્રજાએ કેળવવી રહી. તેમાં આ કેળવણીની પ્રાથમિક કે પ્રારંભિક દશા હોઈને સત્તાસક્તિ અને પદલોભના ભાવો ઝટ લોક પર સવાર થાય છે. એટલે આ ભાવોની વ્યવસ્થિતિ — તેમના પર સંયમ, તેમની શુદ્ધિ કરવી, એ અત્યારની જરૂર છે એમાં વિનય-વિવેક-ભરી શિસ્ત કેળવવી, એ રાજકીય પક્ષોનું કામ છે. એ શિસ્ત તો જ જન્મે, જો પદ-વિતરણ વ્યક્તિની શક્તિ સમજ અને યોગ્યતા તથા દેશનાં રચનાકાર્યો વિષે નિષ્ઠા જોઈને કરવામાં આવે. આમ ચાલે છે એવી જો છાપ લોક પર પડે, તો જ ઉપર કહી તે જાતની લોકકેળવણી સારી રીતે ચાલુ થશે.

૨૭–૧–'૬૧

૫

## સત્તાસક્તિ અને મિથ્યાચાર

પં. જવાહરલાલજીએ વિલાયતના એક છાપાના પ્રતિનિધિ આગળ કરેલા કેટલાક અંગત ઉદ્ગારો બહાર પડયા છે. તેનો સાર એ હતો કે, "હું હવે થાક્યો છું અને વડા પ્રધાનપદેથી નિવૃત્તિ ચાહું છું."

આથી લોકોમાં એની અસર-ચિત્રવિચિત્ર થવા લાગી. એટલે સુધી કે, પંડિતજીએ તે વિષે જાહેર નિવેદનથી ખુલાસો બહાર પાડ્યો. આ નિવેદનમાં તેમણે કહ્યું,

> "લંડનના એક પત્રના પ્રતિનિધિને મેં કહેલું કે, મને ઘણી વાર વિચાર આવે છે કે, વડું પ્રધાનપદ છોડી કોઈ બીજી પ્રવૃત્તિમાં પડું. આવો વિચાર મારા મનના એકાદ ખૂણામાં છે અને ભવિષ્યમાં ક્યારેક તે અમલમાં આવે પણ. પણ હવે એવો કાંઈ મારો ખ્યાલ નથી. તેથી કોઈએ આ વિષે તરંગો દોડાવવા નહિ. હું ગભીરપણે આવું ન વિચારતો હોઈને, ખરેખર, આની વાત મેં મારા સાથીઓને કે મારા પક્ષના સભ્યોને પણ કરી નથી.'

તો પછી એક પરદેશી અને ત્રાહિત અને તે પણ પાછો છાપાવાળો, — તેની જોડે તો આવી અંતરની વાત કેમ જ કરાય? દેશના ભવિષ્યની ચિંતા જગવી ન મૂકે તોપણ એક ગંભીર પરિવર્તનની આગાહી કરે એવો વિચાર આવે તોયે તે દેશની અંદર જ રહેવો ને ચર્ચાવો જોઈએ. પરદેશી પાસે તો એની ઝાંખી પણ જવા ન પામે, એ રાજદ્વારી વિવેક પણ ગણાય નહિ? અસ્તુ.

મને લાગે છે કે, પંડિતજીએ ગંભીરપણે વિચાર કરવા જેવી એક બાબત છે, કે જે અહીં કહેવાની ધૃષ્ટતા હોય તોય તે કરવી જોઈએ.

ભાવનગર કૉંગ્રેસ અધિવેશનમાં તેના પ્રમુખ શ્રી. સંજીવ રેડ્ડીએ તેમના વ્યાખ્યાનમાં કૉંગ્રેસ-સંસ્થામાં અશિસ્તના પ્રશ્નની ચર્ચા કરી, તેમાં બે વાત કરી, તે ખૂબ ધ્યાનપાત્ર કહેવાય:

૧. "ભારે બહુમતીથી પ્રસ્તાવો પાસ થાય છે, પણ જેઓ તેના પક્ષમાં મત આપે છે તેઓની આસ્થા તેમાં હોતી નથી. એના કરતાં પ્રમાણિકતાથી પોતાનો સાચો અભિપ્રાય હોય તે પ્રમાણે અંતરાત્માની સાક્ષીથી મત આપે તે સારું......"

૨. "એક હકીકત છે કે, કૉંગ્રેસીઓ સામાન્યપણે સચિવાલયોમાં સત્તાસ્થાનોમાં વધારે સક્રિયતા દાખવે છે, અને ગામડાંમાં ઇમાનદારીથી પ્રમાણિક સેવાકામ ઓછું થતું જાય છે. ... સામાન્ય ક્રમે લોક સત્તા ખોળે એ સમજાય

એવું છે. ... ખોટું એ છે કે, સ્વાર્થ માટે સત્તા ઝૂંટવવા કૂડકપટી યુક્તિપ્રયુક્તિઓ ચાલે છે."

આગળ ફોડ પાડીને શ્રી. રેડ્ડીએ કહ્યું, ઉપરની બાબત અંગે અમુક ઠપકાપાત્ર એ લોકો પણ છે, કે જે અત્યારે સત્તાનાં સ્થાને બેઠેલા છે. કેટલાય તેઓમાં એવા છે કે જે ત્યાં ચીપકી રહે છે. શ્રી. નેહરુ જેવા આંતરરાષ્ટ્રીય નેતાની જુદી વાત છે.

અને એમ કહીને તેમણે એક રસ્તો સૂચવ્યો કે, દસ વરસથી જેઓ સત્તાસ્થાને હોય તે સ્વેચ્છાએ તે હવે છોડે એ ઇષ્ટ છે. "તો કૉંગ્રેસ સરકાર અને કૉંગ્રેસ સંસ્થા બેઉના સંચાલન માટે બુદ્ધિબળની સમાન વહેંચણી થઈ રહેશે."

તે ઉપરાંત એમણે એવી સૂચના કરી કે, કૉંગ્રેસ-જનોમાં નવેસર પાછી એક મિશનની ભાવના પ્રેરવાની જરૂર છે.

કૉંગ્રેસ પ્રમુખનું આ વક્તવ્ય અનેક રીતે નોંધપાત્ર છે. સત્તાસક્તિ સામાન્ય મનુષ્યને માટે સમજી શકાય એવી વાત છે, એમ તે કહે છે. તેના ખરાબ અંશને દૂર કરવો અને તે સારુ દસે વરસે તે ફેરબદલી સૂચવે છે. પણ તેથી તો સૌને વારાફરતી કદાચ જગા મળે એટલું જ ને? એ કાંઈ ખરાબ અંશનું નિવારણ ન કરી શકે. અને એવી ફેરબદલી નોકરીમાં જાણી છે; પ્રજાકીય સેવા-સત્તા-સ્થાનમાં કેમ સંભવે કે ફાવે પણ?

પરંતુ, એમણે જે પ્રસ્તાવોના મતદાન વિષે અપ્રમાણિકતાની વાત કહી, તે ગંભીર છે. આ તો નર્યો દંભ કે મિથ્યાચાર થયો. તેનાથી તો કાર્યશક્તિનો કેવળ નાશ જ થઈને ઊભો રહે. કૉંગ્રેસમાં આ આજે જોવા મળે છે. તે સ્થિતિ જ એને અંગે થતી ફરિયાદોનું મૂળ કારણ છે. તેને દૂર કરવા માટે ઉપરની દસે-વરસે ફેરબદલીની યુક્તિ કામ ન દઈ શકે. જવાહરલાલજી માટે અહીંયાં વિચારવાનું એક બિંદુ આવે છે, જે તેમણે જ જોવું જોઈએ. તેમની શેહમાં તણાઈને સત્તાધારી લોકો વર્તે છે અને પોતાનો મત છુપાવે છે, એ જાણીતી બીના છે. એવું શું કામ બને છે? 'નહેરુ પછી કોણ' એવો સવાલ શું કામ ઊઠે છે? એમાંથી દેશને ઉગારવા માટે પંડિતજીએ જ પોતાનું આવું દબાણ લઈ લેવું સારું નહિ? તો કૉંગ્રેસ અને દેશ સજાગ થઈને, —પંડિતજીની નજર તળે અને સલાહ સૂચનાના લાભ સાથે, —પોતાનો રસ્તો શોધતાં થઈ જશે. આવી વ્યક્તિ-પરસ્તીથી લોકશાહી ખીલે નહિ, એ ઉઘાડું છે.

૨–૨–'૬૧

૬

### અમેરિકાના નવા રાષ્ટ્રપતિ

અમેરિકાના પ્રમુખપદેથી શ્રી. આઇઝનહોવર નિવૃત્ત થયા અને શ્રી. કૅનેડી કરીને એક નવજુવાન તે પદે આવ્યા. પોતાની ચાલીસી પૂરી કરનાર આ નવજુવાન આવતાં, અમેરિકાના રાજકીય જીવનમાં ક્રાંતિ થશે એવી આશા સકારણ રખાય છે.

શ્રી. કૅનેડી જાનેવારી ૨૦મીએ પદારૂઢ થયા. તે પ્રસંગે બોલતાં તેમણે આ ક્રાંતિનાં કેટલાંક લક્ષણ તરફ ધ્યાન ખેંચ્યું. તેમણે કહ્યું કે, "મિત્રો અને શત્રુઓ સૌ એટલું જાણે કે, અમેરિકાની નવી પેઢી હવે સત્તારૂઢ થાય છે. આ પેઢી આ સૈકામાં જન્મેલાની છે; યુદ્ધથી તે કસાયેલી છે, અને કઠણ અને આકરી એવી શાંતિથી શિસ્તબદ્ધ થયેલી છે; પોતાના પ્રાચીન વારસાને માટે તે મગરૂર છે; તથા તેમાં મળેલા જે માનવહકોને અમેરિકન રાષ્ટ્ર વરેલો છે, તે ધીમે ધીમે નાબૂદ થયા કરે એ જોયા કરવા કે ચાલવા દેવા જરાય ખુશી નથી."

દુનિયામાં વ્યાપેલા પશ્ચિમી સામ્રાજ્યવાદમાંથી છૂટીને નવાં આઝાદ રાષ્ટ્રો જનમતાં જાય છે, તેમને શ્રી. કૅનેડીએ આવકાર આપ્યો અને કહ્યું કે, "એક પ્રકારની ગુલામીમાંથી નીકળીને બીજો પ્રકાર ન લેતા; તમે તમારી આઝાદી બરોબર સાચવજો."

દુનિયાના ગોલાર્ધથી વધુ ભાગમાં અપમાનકારક ગરીબી અને દૈન્યભર્યું દુઃખ ફેલાયાં છે. તે લોકોને આશ્વાસન આપતાં શ્રી. કૅનેડીએ કહ્યું કે, તમને મદદ કરવી એ અમારી ફરજ સમજીએ છીએ; "જે સ્વતંત્ર સમાજ ગરીબ બહુજનસમાજને મદદ ન કરી શકે, તે થોડાક જે તવંગર છે તેમની રક્ષા નહીં કરી શકે."

એટલે કે, એમણે લગભગ એમ બતાવ્યું કે, આ પ્રકારનો આંતરરાષ્ટ્રીય દાનધર્મ પાળવો એ પશ્ચિમની સમૃદ્ધ કે ધનાઢ્ય દુનિયાને માટે ચોખ્ખો સ્વાર્થ પણ છે.

પણ આમાં મોટી મુસીબત છે તે એ છે કે, પશ્ચિમની દુનિયા બે સામસામાં દળ બાંધીને આ દાન-

ધર્મ પાળશે; તેથી કરીને તેમનું એ દાન સાત્ત્વિક શાંતિ-પ્રેરક મટીને રાજસિક સ્પર્ધાજનક બની જાય છે. પરિણામે તે દળબંધીના વ્યૂહનો ભાગ બની જઈ, યુદ્ધઆવાહક બનવા ભીતિ જાગે છે.

શ્રી. કૅનેડી દુનિયાની આ દલબંધીની બાબતમાં પણ બોલ્યા હતા. તેમણે કહ્યું, "યુનોને અમે આવકારીએ છીએ; તેને અમારો ટેકો છે. પણ તે સામસામે ગાળા-ગાળીનું વ્યાસપીઠ માત્ર ન બની જાય, પણ પ્રબળ શાંતિ-સભા બને, એમ અમે ચાહીએ છીએ."

અને પોતાના સામા દળને ઉદ્દેશીને તેમણે કહ્યું કે, "અમારી વિનંતી છે કે, શાંતિની શોધમાં તમે સાથે થાઓ, જેથી માનવજાત યુદ્ધની આગમાંથી બચી જાય."

અને આ શાંતિને માટે પોતા વતી તેમણે કહ્યું કે, "નબળા રહીએ તો સામાવાળો ચડી વાગવા લલચાય, એ તો અમે કદી જ બનવા નહીં દઈએ. અમારો શસ્ત્રાસ્ત્ર-સરંજામ નિઃશંક સાબૂત રાખીએ, તો જ અમને ખાતરી પડે કે, તેનો કદી ઉપયોગ નહીં થાય."

અયુદ્ધ સાધવાની આ રીત સામે વાંધા છે તે દર્શાવતાં તેમણે કહ્યું, "પરંતુ આમાં બંનેય બાજુ ખર્ચના રોળ થયા કરે; અણુબૉમ્બનો ભય ઝઝૂમ્યા જ કરે; હા, એ ભયથી વિશ્વયુદ્ધ થંભે છે, પણ એ ભીતિનું ત્રાજવું પોતાના લાભમાં નમાવવા બંને પક્ષો તડામાર કરે છે, એ પણ બને છે.

"એટલે એમાંથી માનવ-સભ્યતાને ઉચિત માર્ગ કાઢવા બંનેએ મળીને પ્રયત્ન કરવો જોઈએ. તેથી બંને એક થઈને જગતભરમાં સુખશાંતિ આણવા મથીએ. અને વિજ્ઞાને એને માટે જે ચમત્કારી શક્તિનાં દ્વાર ખોલ્યાં છે તેમને અપનાવીએ અને નહીં કે તેનાં નાશશક્તિનાં દ્વારને."

એટલે એમ આપણે માની શકીએ કે, સામ્યવાદી બળ જોડે શાંતિને માટે બાંધછોડનો વિચાર કરવા અમેરિકાના નવા રાષ્ટ્રપતિ તૈયાર થશે; અને દુનિયાના ગરીબ દેશોને મદદ કરવા ધ્યાન રાખશે, પણ તે મદદ તેમને માન્ય એવા રાષ્ટ્રદળને હશે.

આમ જગતની સુખશાંતિનો સવાલ અમેરિકાની નવી પેઢીના પ્રતિનિધિરૂપ શ્રી. કૅનેડી હાથ ધરે છે. આશા રાખીએ કે, તે કોઈ નવી મૌલિક રીતિ અખત્યાર કરે. ભય-દ્વારા-શાંતિનું સૂત્ર જગતના રાજકારણમાં નવું નથી; અને ગરીબ રાષ્ટ્રોને મદદ દ્વારા દળબંધીનું રાજકારણ પણ ચાલુ જ છે,—એ એક યુદ્ધનું રાજકારણ જ છે, જેને 'ઠંડું' કહેવાય છે.

આ ઠંડા યુદ્ધનું એક આર્થિક કારણ એ છે કે, પૃથ્વીના સમૃદ્ધ ગોળાર્ધના અર્થકારણનો તે એક આવશ્યક આધાર-ભાગ બની બેઠો છે. આ નવા યુદ્ધપરાયણ અર્થકારણમાંથી સમૃદ્ધ પશ્ચિમી દુનિયા ન છૂટે, તો તે શાંતિ અર્થે ભાગ્યે ઝાઝું કે મૌલિક કાંઈ કરી શકે. આ અર્થકારણ યંત્રોદ્યોગશક્તિના મોહક લાભના પાયા પર ઊભું છે. તે શક્તિનો સાચો ઉપભોગ કાંઈક તેના ત્યાગ વડે જ શક્ય છે, એ પશ્ચિમ જગતે જાણવું જોઈશે. અમેરિકા અને ચીન-રશિયા અહીં જ અંધારામાં છે અને અહીં જ ગાંધીજીનું લોકજીવનદર્શન મૌલિક છે. શ્રી. કૅનેડી ખરેખર શાંતિની શોધમાં નીકળે છે, તો તે આ બાબત જુઓ, એ જ સૌની પ્રાર્થના હોઈ શકે.

૨–૨–'૬૧

૭

## ત્રિમૂર્તિ અને આણુશક્તિયંત્ર

મુંબઈના દરિયાકાંઠે, એલિફંટા ગુફાની ટેકરી સામે, હિંદનું નવું આણુશક્તિયંત્ર પં. જવાહરલાલજીએ થોડા વખત ઉપર ખુલ્લું મૂક્યું. તે વખતે, સામે દેખાતી એલિફંટા ગુફામાં વિરાજતી ત્રિમૂર્તિ એમના જેવા કાવ્ય-દૃષ્ટિ પુરુષને યાદ આવે જ. તેમણે કહ્યું, સામે આપણી પ્રાચીનતાના પ્રતીક સમી ત્રિમૂર્તિ છે અને અહીં અર્વાચીનતાના પ્રતીક સમું આ આણુશક્તિયંત્ર છે. આ બેઉને જોઈને, આધિભૌતિક ધર્મતત્ત્વજ્ઞાન અને ભૌતિક પદાર્થવિજ્ઞાનનો મેળ સાધવો એ આપણે માટે યુગ-સંદેશ છે.

જડ અને ચેતનના મૂલદ્વંદ્વની લીલારૂપે જોવા મળતી આ સૃષ્ટિમાં માનવબુદ્ધિ કેવળ જડવાદી ન બને, તેમ જ કેવળ ચેતનવાદી જ પણ ન બની શકે. નહિ તો, તેની શરીરયાત્રા પણ દુષ્કર બની જાય. એટલે જડ અને ચેતન રૂપે — સ્થિતિ અને ગતિરૂપે બેવડું દેખાતું એકમાત્ર જીવનસત્ય આરાધવામાં ભૂલ ન ખાવી જોઈએ, એ આપણી પ્રજાને માટે યાદ રાખવા જેવો બોધ છે.

આણુશક્તિયંત્ર હિંદમાં રચાતું જોઈને પંડિતજીએ જે ઉમંગ અને ઉલ્લાસ તેમની વાણીમાં બતાવ્યો, તે વાંચી મને ગાંધીજીને વરસો ઉપર રેંટિયો જડ્યો તેથી જે ઉમંગ-ઉલ્લાસ થયેલો, એ યાદ આવ્યો. રેંટિયો પણ

હિંદની અફાટ માનવશક્તિને વ્યક્ત કરનારું યંત્રસાધન છે, જેમ અણુયંત્ર ભૂતપદાર્થમાં સંતાઈ રહેલી કુદરતી શક્તિ પ્રગટાવે છે. બેમાં ફરક એ છે કે, રેંટિયો મંગળમય ત્રિમૂર્તિનું અનુસંધાન સીધું સાધે છે; પણ અણુયંત્ર? રેંટિયો માનવતાનું સાક્ષાત્ દર્શન કરાવી શકે; પણ અણુયંત્ર? કાંઈક રમૂજી ભાષામાં આ ફરક બતાવવો હોય તો કહીએ કે, રેંટિયો એ ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમ-દર્શનનું અને અણુયંત્ર જવાહરલાલજીના રચનાત્મક કાર્યક્રમ-દર્શનનું પ્રતીક છે. બંને પ્રતીક હિંદમાં ઉદ્યોગ-યુગનું નિર્માણ કરવા માટે વિચારાયાં છે. આ ઉદ્યોગ-યુગ શાંતિમય અહિંસક હોય તેની સાથે આર્થિક ન્યાયની સમાનતાનો વર્ધક હોવો જોઈએ. આ છેલ્લી બાબતમાં અર્વાચીન યંત્રબળ પ્રશ્નરૂપ બન્યું છે. ગરીબ અને તવંગર વચ્ચેનો હીન ભેદ દેશની હદમાં જ નહિ, દુનિયાનાં રાષ્ટ્રો વચ્ચે પણ હવે તો આવ્યો છે. તેથી જ તેમના બે ભાગ પડ્યા છે — અગાત અને પછાત. આણુશક્તિયંત્રથી અગાત થવાશે અને માનવ-શક્તિયંત્ર રેંટિયાથી પછાત રહેવાશે, એવી અવૈજ્ઞાનિક કે અવિચારી ભ્રમણા ચાલે છે. પણ ખરેખર, શું છે તે જોઈએ તો જ જ્ઞાન અને વિજ્ઞાન વચ્ચે મેળ યોજી જગતમાં સંપ અને શાંતિ તથા અયુદ્ધ સંભવશે.

૩–૨–'૬૧

## ૮

### મન વગરની વાતો

મન વગરની વાતમાં મજા ન આવે, એમ સૌ જાણે છે. એને જ ગીતાએ શાસ્ત્રીય ભાષામાં કહ્યું:

"कर्मेन्द्रियाणि संयम्य
य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान् विमूढात्मा
मिथ्याचारः स उच्यते ।।" ૩–૬

[જગતના સુખ પદાર્થ માટે મૂઢ માણસ મનમાં તો ભજે છે પણ તનને ઝાલી રાખે છે. આવું આચરણ મિથ્યા છે.]

આ વસ્તુ સામુદાયિક સત્ય પણ છે. એના દાખલા હિંદના આજના પ્રજાકીય કે સામુદાયિક લોકજીવનના ચિત્રમાં જ્યાં ત્યાં જોવા મળે છે.

બેકારી દૂર કરવી જોઈએ; તેનો રસ્તો ગ્રામોદ્યોગ અને ખાદી છે,– એમ બંધારણ કહે છે. પણ એ રસ્તો આગળ-પડતા કરતા-કારવતા વર્ગોમાં મન વગરની વાત છે. — જોકે તે વિષે બોલે છે ખરા. તેથી હિંદની આમ-બેકારી જેમની તેમ પડી છે. તેમાં વધારો ન થાય તે માટે આ વર્ગો ભણેલો માર્ગ જે બતાવે છે, તે સંતતિનિયમનનો, જે પ્રજાનો નીતિનાશક નીવડે છે.

હિંદમાં ભાષાકીય ક્રાંતિ કરી સાચું લોકશાહી સ્વરાજ સ્થાપવા બંધારણે તેનો રસ્તો બતાવ્યો કે, અંગ્રેજીને સ્થાને દેશની ભાષાઓને અપનાવવા લાગો. અને એ રસ્તો સફળ છે. પણ પેલા વર્ગોને માટે એ મન વગરની વાત છે. તેથી તેમની બુદ્ધિ કેવળ અંગ્રેજીને ચાલુ રાખવાના મિથ્યાચારી ઉપાયો તરફ જ જતી રહે છે.

લોકશાહી ઢબનું સ્વરાજ રચવા માટે, તદ્દન પાયાની કે પ્રાથમિક વસ્તુ એ લેખાય છે કે, પ્રજાના દરેક બાળકને મફત સુશિક્ષણ મળવું જોઈએ. એ પરથી હિંદના બંધારણે ઠરાવ્યું કે, બાળક ૧૪ વર્ષનું થાય ત્યાં સુધી રાજ્ય પોતાની ફરજ સમજી તેને મફત શિક્ષણ આપે. આ અનુસાર સરકારે નક્કી કર્યું કે, ગાંધીજીએ સૂચવેલી પાયાની કેળવણીની વર્ધા પદ્ધતિથી આ કામ કરીશું. પણ પેલા વર્ગો તો માધ્યમિક અને ઉચ્ચ ગણાતા આવેલા શિક્ષણના અંગ્રેજી એકદંડી મહેલ જ જોયા કરે છે! એટલે ઉપરની મૂળ વાત મન વગરની જેમ ચાલે તેમ ચાલે છે. પરિણામે, બાવાનાં બેઉ બગડે છે — નથી લોકશાહીને ફાયદો પહોંચતો અને નથી શિક્ષણ સુધરતું; છે તેમ પાયા વગરનું અધ્ધર રહ્યા કરે છે.

ગુજરાત યુનિ૰ માટે હમણાં જ ગવર્નરે વટહુકમ બહાર પાડ્યો કે, માધ્યમ બદલવું જ જોઈએ, નહિ તો કૉલેજોનું જોડાણ નાબૂદ થશે. પણ અમુક દળને આ મન વગરની વાત છે. તેનું પ્રદર્શન હમણાં ફાર્મસી કૉલેજમાં જોવા મળ્યું. તેના વાર્ષિક ઉત્સવ પ્રસંગે ગવર્નર પ્રમુખ હતા. કૉલેજના આચાર્યે નિવેદન કર્યું કે, માધ્યમ બદલાશે તો કૉલેજ બંધ કરવા વારો આવશે; ગુજરાતીમાં પુસ્તકો પણ નથી. તેથી તેમણે ચાન્સેલર તરીકે ગવર્નરને સૂચવ્યું કે, આનું કાંઈક કરો.

ગવર્નરસાહેબે કહ્યું કે, આ બાબત વિશાળ દૃષ્ટિ રાખી વિચાર કરવો જોઈએ. અને તેમાં તેમણે ગાંધીજીનું જ નામ લીધું!

પણ આ કેવું કહેવાય! યુનિવર્સિટીના ચાન્સેલર તરીકે તેમણે તો ઊલટું આચાર્યને એમ કહેવું ઘટે કે, "માધ્યમ તો ફેરવવાપણું રહેલું છે; હમણાં જ મેં એ સારનો વટહુકમ બહાર પાડ્યો છે. એને માન આપીને બધી કૉલેજો ચાલે એમ હું ઇચ્છું છું. હિંદની દેશી ભાષાઓમાં કોઈ વિદ્યા ન શીખવી શકાય કહેવું, એ તે કાંઈ વાત છે?

હા, તમે અંગ્રેજી ભણી તેનું સાહિત્ય વાંચો, જેથી વિદ્યા આપણી બરોબર થાય. આમ કરી જ શકાય." મન વગરની વાત આમ જ અશિસ્તનું વાતાવરણ જન્માવે.

કૉંગ્રેસનું ધ્યેય પૂર્ણ સ્વરાજ અને સ્વતંત્રતા હતું. દેશમાં સૌનું સહિયારું સમાન રાજ્ય સ્થાપવું, એ તેની નેમ હતી. આમાં શું ખૂટતું હતું કે, 'સમાજવાદી ઢબ' અને 'સમાજવાદ' શબ્દ મુકાયો? પણ તેમાંય વાંધો નહિ. પણ એનો મર્મ સમજાતો નથી. એના કરતાં તો ગાંધીજીના 'રામરાજ' દ્વારા લોકને વધારે બોધ થતો હતો. આ એવી મન વગરની વાત નીવડી રહી છે કે, એક અમેરિકન અર્થશાસ્ત્રીએ આથી થતા જતા હિંદી સમાજ-વાદને 'ટપાલિયો સમાજવાદ' કહ્યો. કામ સાથે કામ લેવાની ગાંધીજીની રીત છોડી, વધારે પડતી શાબ્દિકતા તરફ જવાથી બીજું શું થાય? અને ગાંધીજીએ આપણા ધ્યેય તરીકે 'સમાજવાદ'થી શું ઓછું બતાવ્યું હતું? સર્વોદયના હાથી-પગમાં બધું જ આવી જતું હતું. આદર્શો તેમના કાંઈકે અમલથી જ લોકગત થઈ શકે છે.

આમ હિંદના આજના ચિત્ર વિષે બીજી અનેક બાબતો અહીં ગણાવી શકાય, જે દ્વારા ચોમેર 'મન વગરની વાતો'નું મિથ્યાચારી વાતાવરણ જ ઘેરાતું જાય છે. હિંદના પ્રજાકીય ચારિત્ર્યને પડકાર રૂપ આ સ્થિતિ છે. તેનાં કારણો શોધી કાઢી દૂર કરવાં જોઈએ. 'અંગ્રેજીના વાલીઓ'નું ભણેલ વર્ગહિત અને તેને આધારે પુષ્ટ થયેલી નોકરશાહી-ધનિકશાહી એક મોટું કારણ એમાં રહેલું છે, તે ધીમે ધીમે ઉઘાડું પડતું જાય છે.

૪–૨–'૬૧

## ૯

## એક અનધિકાર ચેષ્ટા

'પાર્લમેન્ટમાં માધ્યમ-ચર્ચા' મથાળે, ગયા અંકમાં યુનિ૦ ગ્રાન્ટ્સ કમિશને નીમેલી એક મંડળી કે સમિતિ વિષે વાત કરી હતી. તેમાં મેં કહ્યું હતું કે, એ સમિતિનો હું સભ્ય છું, પણ મને રિપોર્ટની ખબરેય નથી.

એ લખ્યા પછી ગયે મહિને યુ૦ ગ્રા૦ કમિશનના મંત્રીને અમદાવાદમાં મળવાનું થયું. તેમને આ વાત કરી. તેમણે મને રિપોર્ટની નકલ મોકલાવી, જે મને ૨૭–૧–'૬૧ ના રોજ પહોંચી.

એ જોતાં મારી તે વિષેની ભીતિ સાચી ઠરી કે, યુનિ૦ઓ માધ્યમ કેમ કરતાં ન બદલી શકે, એનાં વિઘ્નો યોજનારી વાતો જ તેમાં બહુધા થઈ છે. આ તેનું કામ નહોતું. એથી આગળ જઈને, તેમાં યુ૦ ગ્રા૦ કમિશન કેમ કરતાં સક્રિય દખલ દઈ શકે, તેની બારીઓ ખોળવાનો જાગ્રત પ્રયત્ન જોવા મળે છે આમેય પણ આ કમિશન હિંદની યુનિ૦ઓને માથે ચડી બેસવા લાગ્યું છે તેમની સ્વાયત્તતા ઉપર આ વડી સરકારની સમિતિનો ભય વધારે ભયંકર છે, કેમ કે તેના હાથમાં નાણાં છે સંકલ્પપૂર્વક માધ્યમ તરીકે સ્વભાષા આવે તો શિક્ષણનું ધોરણ સુધરે, વિચારશક્તિ અને સંશોધનકામ ખીલે – એવો સ્પષ્ટ મત રાધાકૃષ્ણન યુનિ૦ કમિશન રિપોર્ટે આપ્યો છે, તેનીય દરકાર કરવામાં નથી આવી. સંકલ્પપૂર્વક માધ્યમ બદલવા માટે મદ્રાસ, ગુજરાત અને દિલ્હીની યુનિ૦ઓમાં વ્યવસ્થિત પ્રયત્ન શરૂ થયા છે. તેમને આવકાર આપવાને બદલે, તેમની આડે કેમ આવી શકાય, એ જ કામ લઈને જાણે આ સમિતિ ચાલી કે શું, એ મારો વહેમ રિપોર્ટ પરથી સાચો પડયો છે. આ રિપોર્ટ વિષે વધુ વિચારની જરૂર લાગશે તો આગળ તે કરવામાં આવશે.

૪–૨–'૬૧

## ૧૦

## પ્રજાતંત્ર-દિન અને રાજાશાહી-પ્રદર્શન

આ વરસનો પ્રજાતંત્રદિન (જાનેવારી ૨૬મી) યાદગાર ગણાશે. તે દિવસે વિલાયતની રાણીએ તેમાં ભાગ લીધો. હિંદના રાષ્ટ્રપતિની જોડે સવારીમાં તે સાથે થયાં.

રાણીના સ્વાગતમાં હિંદની સરકારે આતિથ્યનો આંક વાળ્યો. કહે છે કે, તેમાં કરોડો રૂપિયા ખર્ચાયા. આ જોઈને રાણીને એમ લાગ્યું હશે ખરું કે, આપણો દેશ ગરીબ છે?

અંગ્રેજી રાજ્યે અમારા પર ચતુર્વિધ ગુલામી લાદી છે, એમ પ્રતિજ્ઞા કરીને સ્વરાજ માગનારી પ્રજા દસ-બાર વરસમાં ખાસી સમૃદ્ધ થઈ ગઈ કે શું? પંચ-વર્ષીય-યોજના-છાપની સમૃદ્ધિ તો વધે છે; પણ ભારતની આમ-પ્રજાનું શું?

ખર્ચ વગેરે બાબતમાં કોઈએ પં. જવાહરલાલ આગળ ટકોર કરી. તેમણે છંછેડાઈને કહ્યું, 'હું રિપબ્લિકન છું; પણ પૅગન છું'. વાસ્તવિક સ્થિતિ જોઈએ તો, આપણે ખરેખર રિપબ્લિકન-પ્રજાતંત્રવાદી બનવાનું ઊભું છે; આજે તો આપણી સરકાર અને પ્રજા રાજ્ય પરત્વે રાજાશાહી વૃત્તિ-વાળી જ છે. તેથી જ પ્રધાનો પ્રત્યે પ્રજાસેવકના ભાવને બદલે લગભગ રાજવીભાવે આપણા લોક જુએ છે; અને તે પદધારીઓના ઉપર પણ એની માઠી અસર થાય

છે, જેથી તે પદ માટે સેવકોમાં પડાપડી અને ઈર્ષા-અસૂયાદિ જાગે છે. એટલે ખરું જોતાં, આપણે ઈસ્વી પૂર્વેના 'પૅગન' કરતાં મધ્યયુગીન 'ફ્યૂડલ' છીએ — આ યુગની જાગીરશાહી ને રાજાશાહીની ભભકમાં અંજાયેલા છીએ, એ વધારે સાચું છે. તેમાંથી બહાર નીકળીને સાચું પ્રજાતંત્રતત્ત્વ લોકગત કરવાનું કામ ઊભું છે.

ઉપરની સ્થિતિને વિષે પુરાવારૂપ બીજું લક્ષણ જોઈએ તો ખિતાબ-દાન. ભારતના બંધારણનો આત્મા અને પ્રજાતંત્રતત્ત્વને હણનારી આ પ્રથા આ જ દિવસે દેખા દે છે. આ દિવસે તેની યાદી બહાર પડે. આ પ્રથા કેવળ અંગ્રેજોનું અનુકરણ છે, અને તે પ્રથા રાજાશાહી છે. આ ગેરબંધારણી રીત શું કામ ચાલી શકે છે? લોકો અને દેશની રાષ્ટ્રસભા કેમ તે સામે પોકાર નથી કરતી? કારણ, આપણે મધ્યયુગીન છીએ; છતાં પ્રજાતંત્રવાદી થવું છે. તો તેનો રાહ ધીમે ધીમે ક્રમે ક્રમે લેવાવો જોઈએ. ખિતાબ-ત્યાગમાં એવું કાંઈ જોખમ નથી; છતાં જવાહરલાલજીની સરકાર એ લપ શું કામ દેશને વળગાડે છે? ગવર્નરોને 'હિઝ એક્સેલેન્સી' ન કહેવું એમ રાજ્ય-આજ્ઞા છતાં, આ રાજાશાહી-પ્રદર્શનના દિવસોમાં અમદાવાદમાં એ અંગ્રેજિયતનો ઉપયોગ થયો અને એવા લોકોને મુખે કે જેઓ એવી બાબતોમાં સમજણા હોવા જોઈએ. આ ખિતાબ-દાનની યાદી છેવટે તો હિંદની નોકરશાહી જ કરે છે. આપણી નોકરશાહી જૂનેથી સત્તાભૂખી હતી તેવી છે, — આજે વધુ બની છે. તેને આ વિવેક ન સોંપી શકાય. નહીં તો પ્રજાતંત્ર ખીલવવામાં ઊલટું થઈને ઊભું રહેશે. 'પદ્મ' અને 'રત્ન'નાં ચિહ્નો હિંદી પ્રજામાં અયોગ્ય વર્ગભેદ અને ખોટી પ્રતિષ્ઠાદૃષ્ટિ પ્રેરે ને તે દૃઢ થઈ જાય તે અગાઉ આ પ્રથા નાબૂદ થાય તો સારું. દેશની રાષ્ટ્ર-સભાની એ જવાબદારી છે. લોકોમાં આ વિષે અરુચિ છે; જૂની અંગ્રેજિયતના રંગવાળા ભણેલા વર્ગો જ આ ઝંખે છે. લોકની સારી વૃત્તિને વ્યક્ત કરવા માટે રાષ્ટ્રીય મહાસભાએ સ્વતંત્ર વિચાર કરવો ઘટે.

૫–૨–'૬૧ મગનભાઈ દેસાઈ

# બા-બાપુને વંદના

[શ્રી. મુકુલભાઈ કલાર્થીની 'બા અને બાપુ' ચોપડીની પ્રસ્તાવના.]

શ્રી. મુકુલભાઈનો આગ્રહ છે કે, મારે તેમની આ ચોપડીની પ્રસ્તાવના લખવી હું તેમને નારાજ કરવા નથી ચાહતો. બાકી પુણ્યશ્લોક બા-બાપુના મંગળમય દાંપત્ય-જીવનના આ મનોહર શબ્દચિત્રને એની જરૂર ખરી?

પુસ્તકની પ્રસ્તાવના, સામાન્યપણે, એને વાચક-જગતમાં આગળ કરવા માટે લખાવાય છે, એમ માનું છું. બા-બાપુની આ કથા જગતમાં કોને નહીં ગમે? અને મારી પ્રસ્તાવનામાં આમેય એવી શક્તિ હું નથી માનતો. પરંતુ, આ મિષે બા-બાપુને અંજલિ આપવાની તક લઉં છું એટલું જ.

ભાઈ મુકુલભાઈએ પુસ્તકને મુખ-પૃષ્ઠે એક હૃદયંગમ કડી યોજીને મૂકી છે:

> "બા અને બાપુ હજો
> 'પિતરો' સમાં અમ અંતરે."

મારે માટે ખરેખર એ 'પિતરો' હતાં. ૧૧ વર્ષની ઉંમરે મારી માતા ગઈ; ૧૬ વર્ષે અચાનક જતાં અગાઉ પિતા એક કાપલી પર લખી ગયા, "મારાં છોકરાંને કાશીભાઈને સોંપતો જાઉં છું. તેમને તે ભણાવે." એ મારા કાકા અને કાકીએ મને ૨૧ વર્ષનો થયો ત્યાં સુધી પુત્રવત્ સંભાળ્યો. તે વર્ષે હું કૉલેજ છોડીને બાપુના સત્યાગ્રહ આશ્રમમાં ગયો. ત્યારે મારા કાકાએ કહ્યું, 'હવે તને હું ગાંધીજીને સોંપું છું.'

આમ બા-બાપુ મારાં "પિતરો" બન્યાં. તેમના દાંપત્યજીવનમાંથી વીણી કાઢેલી પ્રસંગકથાઓની આ ફૂલમાળા વાંચતાં, એમાંના કેટલાય ધન્ય-પ્રસંગો નજર સામે તાજા થઈને તરવરે છે. કોઈ કોઈ વાંચતાં તેની યાદ આંખમાં ધન્યાશ્રુનાં ઝળઝળિયાં લાવી દે છે. મારા જેવા એમની દાંપત્ય-કથા પ્રત્યક્ષ જોનારા અનેકને એમ જ અનુભવ થશે, એવી ખાતરી છે. પરંતુ, આજે ૧૯૬૧માં એવાની સંખ્યા કેટલી રહી હશે? આ ચોપડી એવાના કરતાં જેમણે બા-બાપુનાં પ્રત્યક્ષ જીવનદર્શન નથી કર્યાં, તેમને માટે વિશેષ ઉપયોગી છે, એમ માનું છું. આજે દુનિયામાં અને હિંદમાં પણ જીવનનાં મૂલ્યો અને ખાસ કરીને લગ્ન, દાંપત્ય, તથા સ્ત્રી-પુરુષ-સંબંધ વિષે એવા એવા વિચારોનો આવેગ આવી રહ્યો છે કે, એમ જ જો ચાલ્યા કરે તો, એક પેઢી ટૂંક વખતમાં હિંદમાં પણ એવી આવી

જાય, કે જે આઇન્સ્ટાઇનના પેલા પ્રસિદ્ધ વાક્યનો જરા જુદી રીતે છતાં ઉચ્ચાર કરીને કહે, "આવા દાંપત્યજીવન-વાળાં આ બે માણસો હિંદમાં ૨૦મા સૈકામાં થઈ ગયાં હતાં, એ માનવું પણ મુશ્કેલ પડે છે. આ તે કાંઈ અર્વાચીન વિજ્ઞાનપરાયણ બુદ્ધિયુગમાં સંભવી શકતી વાત છે?"

બાપુનું જીવન અને કાર્ય અનેરું હતું — લોકોત્તર હતું, એ તો હવે આખું જગત જાણે છે. આ ચોપડી, તેનું સરતચૂકમાં જતું રહે એવું, પણ અતિ મહત્ત્વનું એક પવિત્ર પાસું રજૂ કરે છે. બાપુની લોકોત્તરતા એમના ગૃહજીવનમાં પણ એટલી જ ગંભીરતાભરેલી હતી, જેટલી તેમનાં વધુ જાહેરાતમાં આવેલાં એવાં સામુદાયિક સત્યાગ્રહ અને સર્વોદય તથા અનાસક્તિના દર્શનમાં રહેલી છે. બાપુ ઉત્તમતાના ઉપાસક હતા. તેવા પુરુષથી જીવનના એકે અંગનો ઇન્કાર ન કરી શકાય. બાપુની આ ઉપાસના તેમના દાંપત્યજીવનમાં પણ એ જ ઉત્તમતાની સાધના બતાવે છે. પ્રાચીન પાત્રોની ઉપમા દ્વારા જ તેને હું વર્ણવી શકું છું. બા-બાપુને જોઈને મને આપણાં પ્રાચીન પવિત્ર યુગલોમાંથી વસિષ્ઠ-અરુંધતી યાદ આવે છે. હિંદુ લગ્નવિધિમાં આજેય એમનાં દર્શન આકાશના અફાટ તખતામાં સનાતન જડેલાં માનીને કરાવાય છે. એમાં રહેલું તથ્ય બા-બાપુની આ દાંપત્યકથા વાંચતાં અવગત થવું જોઈએ. બાપુના સ્વરાજપ્રાપ્તિના કાર્યથી જેમ જૂના પેગંબરી યુગના ઇતિહાસની શબ્દકથાને વાચા મળે છે, તેમ જ બા-બાપુનું ગૃહજીવન જૂના હિંદુ ગાર્હસ્થ્ય જીવનના આદર્શનાં શાસ્ત્રવાક્યોને વાચા આપે છે.

રામચંદ્રજીએ પિતાશ્રી દશરથનું અનેકપત્નીક ગૃહ-જીવન જોયું; તેને બદલે એમણે હિંદુ સંસારને એકપત્ની-વ્રતનો વિરલ આદર્શ જીવી બતાવ્યો. કાંઈક એવું બાપુના જીવનમાંથી બતાવી શકાય. તેમના પિતાજી અનેક વાર પરણ્યા, તે પરથી એવી કામવૃત્તિ વિષે એમણે ટીકા કરી છે. પોતાની કામવૃત્તિને લઈને પિતાજીનો વિયોગ વેઠવો પડ્યો, એય તેમણે કહ્યું છે. તેમાંથી તેમણે આત્મશોધપૂર્વક મનમાં ઓખી મૂક્યું લાગે છે કે, માનવદેહને વળગેલી આ પશુતા ઉપર વિજય મેળવવો જ જોઈએ. પોતાની આ કામજયની સાધનામાં આગળ જતાં તેમને લગ્નમાં બ્રહ્મચર્યનો આદર્શ લાધ્યો અને જગત આગળ તેમણે તે મૂક્યો. સંતતિને અર્થે કામભોગ સંભવે, બાકી ગૃહસ્થ-જીવન જાયાપતીને માટે બ્રહ્મચર્ય-જીવન જ હોય, એમ એમણે કહ્યું. દંપતીપ્રેમની એ પરાકાષ્ઠા છે, એમ પોતાનો અનુભવ ટાંક્યો.

હિંદુ જીવનની આશ્રમવ્યવસ્થા જોતાં આ તત્ત્વ તેમાં બરોબર ગૂંથેલું જોવા મળે છે. સાચું ગૃહસ્થજીવન યથાકાળે સેવાપરાયણ વાનપ્રસ્થ અને પછી જ્ઞાનપરાયણ સંન્યાસમાં પરિપાક પામે જ. એ વસ્તુ બાપુના જીવનમાં સાક્ષાત્ જોવા મળે છે. સાચી જીવનવ્યવસ્થિતિને માટે ચાર આશ્રમોનો હિંદુ વિચાર એમનાં લખાણોમાં નહિવત્ ચર્ચાયો છે, એ એક નોંધપાત્ર ઊણપ છે ખરી. પરંતુ એનું હાર્દ એમના જીવનમાં ભારોભાર ભરેલું હતું.

જ્ઞાન અર્થે સંન્યાસને પણ તેમણે — ગૃહસંસારના ત્યાગના કે બાવા બનવાના અર્થમાં, — ન સંઘર્યો અને ગીતાનો ત્યાગમય — સેવાર્થે સંન્યાસ આગળ કર્યો; આવા સંન્યાસવાળા જીવનને અને લગ્નમાં બ્રહ્મચર્યને સત્યા-ગ્રહાશ્રમનાં વ્રતોમાં સ્થાન આપ્યું. કોઈ કહી શકે કે, આ તો વિરલ વ્યક્તિની વાત થઈ. આદર્શોનું લક્ષણ જ એ તો ગણાય. તેને જીવી બતાવી, લોક આગળ મૂર્તિમંત કરી શ્રદ્ધાપાત્ર કરવો, એ યુગપુરુષોનું કામ હોય છે. બાપુએ એક પ્રસંગે આની ચર્ચા કરતાં કહ્યું છે, "મારી સૂચનામાં હિંદુ ધર્મે માનેલો સંન્યાસ નથી આવતો, પણ તે સંન્યાસની નવી આવૃત્તિ આવે છે ખરી. પણ તે આવૃત્તિ વિવાહિતને માટે ઘડાયેલી છે"

આપણા યુગને માટે બાપુએ આ નવી આવૃત્તિ સત્ય-અહિંસા-પરાયણ' જીવનયોગની શોધ કરતાં ઘડી અને બા તેમાં બાપુનાં સહયોગચારિણી બન્યાં, એ ધન્ય-દર્શન કરવાનું, આ પ્રસંગકથાઓમાં જ્યાં ત્યાં આપણને મળે છે.

અને એ બાની વિશેષતા છે. હિંદુ ધર્મે પત્નીને અર્ધાંગના કે સહધર્મચારિણી કહી છે. આજે આપણે સ્ત્રીને 'સહકામાર્થચારિણી' કે 'સહભોગચારિણી' જેવી જ બહુધા કરી મૂકી છે, તેવા કાળે બા-બાપુનું આ જીવનચરિત્ર સાચે જ પ્રેરક છે. ધર્માર્થે સીતાનો ત્યાગ કરનાર રામની લોકોત્તર કડકતાને મળતાં દૃશ્યો બા-બાપુના જીવનમાંય મળે છે. દા. ત., અપરિગ્રહ અર્થે બાને બાપુએ જાહેરમાં ઊધડાં લીધાં તે. આજની આપણી કામાર્થક વૃત્તિને આમાં કેવળ ક્રૂરતા લાગે; પણ હિંદુ દાંપત્યનો આદર્શ કામ અને અર્થને ધર્મપૂર્વક જ સેવવાનો છે. બા-બાપુએ

આશ્રમજીવનમાં આ વસ્તુને પ્રેરવામાં નાગરિકો માટે રાષ્ટ્રપ્રેમ અને માનવતાથી ભરેલો ગાર્હસ્થ્યયોગ જ ખીલવ્યો હતો. અને એવા મહાકુટુંબનાં માતા થઈને બાએ જીવન કાઢ્યું. આ એમની જીવન-વિકાસયાત્રા કેવી કઠણ સાધના છે, તે વર્ણવવાની જરૂર નથી. આથી જ બા-બાપુ આખા રાષ્ટ્રનાં 'પિતરો' બની ગયાં. અને એમ કરતાં બંને જણ અરસપરસ સહાયક બની ઉન્નત થયાં.

એક વિચારવા જેવી વાત છે કે, બા પાસેથી બાપુએ કાંઈ મેળવ્યું? બાપુના આંતર-વિકાસના અભ્યાસીએ કહેવું જ પડે કે, બા વિનાના બાપુ કોઈ જુદી જ વ્યક્તિ હોત. બાપુએ બા વાટે સ્ત્રીશક્તિનો સાક્ષાત્કાર કર્યો; અને તેથી જ તે હિંદના સ્ત્રી-જગતને જાગ્રત કરવામાં સહેજે સફળ થઈ શક્યા. આગળ જઈને કહું તો, બાપુની વ્રતમાળાના મણકાની સૂત્રરૂપ નમ્રતાના પાઠ બાપુને બાના સહજીવનમાંથી શીખવા મળ્યા. બા નમ્રતાની મૂર્તિ હતાં. માતૃહૃદય એ સ્ત્રી-શક્તિની ચાવી છે. અમુક કાળે જઈને પત્ની પણ પતિને માતાવત્ સાથી બને છે, તે આથી જ. 'જાયા' શબ્દમાં તો એ ભાવ ભરેલો જ છે. બાપુએ તે ભાવને 'લગ્નમાં બ્રહ્મચર્ય' તરીકે રજૂ કર્યો. બા-બાપુના જીવનમાં આ તત્ત્વનું સુભગ દર્શન જોઈને હિંદુ દંપતીજીવનના આદર્શની ભવ્ય ગંભીરતાની ઝાંખી થતી હતી. આથી જ બાપુનું હૃદય કૃત્રિમ સંતતિ-નિયમન સામે બંડ કરતું હતું. કેમ કે તેમાં સ્ત્રી-શક્તિની વિડંબના તે જોતા. 'કુ. પ્રેમાબહેન કંટકને' એ પત્રસંગ્રહમાં એક પત્ર બાપુએ આ વિષેની પોતાના અંતરની આગ નીચેના શબ્દોમાં વર્ણવી હતી—

"આધુનિક વિચાર બ્રહ્મચર્યને અધર્મ માને છે. તેથી કૃત્રિમ ઉપાયોથી સંતતિને રોકી વિષય આચરવાનો ધર્મ પાળવા માગે છે. આની સામે મારો આત્મા બંડ કરે છે. વિષયાસક્તિ જગતમાં રહેશે જ. પણ જગતની પ્રતિષ્ઠા બ્રહ્મચર્ય ઉપર છે અને હશે."

(પા. ૨૪૦)

સ્ત્રીને હિંદુ શાસ્ત્રે સહધર્મચારિણી કહી છે. ધર્મથી અવિરુદ્ધ એવો કામ અને અર્થ પુરુષાર્થ કરવાને તે ગૃહસ્થાશ્રમ સેવે છે. પણ ધર્મવિમુખ કામ રોગનું અને તેથી અર્થ કલેશકંકાસનું ઘર બને છે. આજનો સ્ત્રી-આદર્શ કયો છે? સ્ત્રી અને પુરુષ સમાન છે, એ ખરું. પણ એ સમાનતા ધર્મમાં રહેલી છે, કામભોગમાં નહીં. તેથી સ્ત્રી સહભોગચારિણી હોવા છતાં તે છે તો સહધર્મચારિણી. બાપુએ ૧૯૪૭ના વિષમ કાળમાં આ વિષે એક જણને કરેલું ઉદ્બોધન શ્રી. મનુબહેન ગાંધીની તા. ૨૯-૬-'૪૭ના રોજની ડાયરીમાં નોંધેલું મળે છે:—

"સ્ત્રી કોણ છે તેનો કોઈએ વિચાર કર્યો છે? સાક્ષાત્ દેવી છે; એટલે કે ત્યાગમૂર્તિ છે. સ્ત્રીમાં એવી અદ્ભુત શક્તિ છે કે, જો તેઓ કામ કરવા ધારે અને તેને ખંતપૂર્વક કરે છે, તો એક પહાડને પણ હલાવી શકવાની તાકાત ધરાવે છે; એટલી શક્તિ ભરી છે. સ્ત્રીઓ પુરુષોની ગુલામ કે દાસી નથી, પણ અર્ધાંગિની છે, સહધર્મિણી છે. એટલે પુરુષોએ સ્ત્રીઓને પોતાનો મિત્ર સમજવો જોઈએ. અને અબળા કહીને આપણે દેવીનું અપમાન કરીએ છીએ.

". . . આપણા પૂર્વજોએ દેવીઓની પૂજા કરવાનો જે રિવાજ ધાર્મિક વિધિ સહિત આપણા રોજિંદા જીવનમાં દાખલ કર્યો, તેમાં મૂળ રહસ્ય આ જ ભર્યું છે કે, સ્ત્રીઓને સમાજમાં ઉચ્ચ સ્થાન આપો. સ્ત્રીઓનો આત્મત્યાગ જુઓ. પોતાના બચ્ચાંને મોટું કરવા માટે એક સ્ત્રી કેટકેટલી મુશ્કેલીમાંથી પસાર થાય છે! નૈતિક હિંમતમાં તો પુરુષો કરતાં સ્ત્રીઓ અનેક રીતે ચઢી જાય છે સ્ત્રી અહિંસા, ધૈર્ય, સહનશીલતા અને ધર્મની સાક્ષાત્ મૂર્તિ છે. પણ આજે? આજે તો એવી દેવીઓની કનડ કરીએ છીએ; એવી દેવીઓની આબરૂ લઈએ છીએ આ બધું ક્યા ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે, એ તો મને કોઈ બતાવો! પણ યાદ રાખજો કે, જે ઘરમાં, જે સમાજમાં, કે જે દેશમાં સ્ત્રીઓનું સન્માન નથી કરાતું, તે ઘર, તે સમાજ અને તે દેશ બરબાદ થઈ જશે, એ નિઃશંક વાત છે."

હિંદુ પ્રજાના સંસ્કારના દ્રષ્ટા સમા મનુબહેનની એક ઉક્તિની યાદ આપતું ઉપરનું ઉદ્બોધન ટાંકીને આ મારી વંદના પૂરી કરું છું કે—

वागर्थाविव संपृक्तौ बाबापू ब्रह्मचारिणौ ।
राष्ट्रस्य पितरौ वन्दे गार्हस्थ्यव्रतिनावुभौ ॥

૧૪-૧-'૬૧

મગનભાઈ દેસાઈ

# સહશિક્ષણ અને સમશિક્ષણ

વિઠ્ઠલ કન્યા કેળવણી મંડળ અને તેનું કન્યા વિદ્યાલય આ વરસે તેની પચીસી ઊજવે છે* એ શિક્ષણક્ષેત્રે અતિ આનંદની વાત ગણાય. અંગ્રેજો જેવા કુનેહબાજ પરદેશી રાજ્યકર્તાની કારકિર્દીમાં કેળવણીની સ્વતંત્ર સંસ્થા જન્મે અને તે તેની પચીસી જોવા પામે, એ પોતે જ એક મહત્ત્વની વસ્તુ બને છે. વિઠ્ઠલ કન્યા વિદ્યાલય ચાલુ અંગ્રેજી શિક્ષણથી સ્વતંત્ર રહીને ચાલશે એ સંકલ્પની સાથે સ્થપાયું. આમ ચાલુ પ્રવાહ સામે, અને તેય અંગ્રેજી જેવી લોકોમાં ચાલુ બનેલી કેળવણીના પ્રવાહ સામે, કામ લેવું, એ વસમું હતું. તેમ કરવાને માટે આ સંસ્થાના સંચાલકોને અને ખાસ કરીને ચરોતર પ્રદેશને, કે જ્યાંના લોકસેવકોએ તેને સ્વ. શ્રી વિઠ્ઠલભાઈ પટેલના સ્મારક રૂપે સ્થાપી, તે સૌને ધન્યવાદ ઘટે છે.

તેવે પ્રસંગે એક વિચાર અહીં રજૂ કરું છું. તે આપણા દેશની કન્યા-કેળવણીને અંગે છે.

કેળવણીના આ અંગનો વિચાર કરતાં બે સવાલ સારી પેઠે આજ સુધી ચર્ચાતા આવ્યા છે — ૧. છોકરા છોકરીઓનું સહશિક્ષણ કે અલગ શિક્ષણ?, ૨. તેમનું "સમશિક્ષણ" એટલે કે એકસરખું શિક્ષણ કે છોકરાઓ માટે અમુક અને છોકરીઓને માટે અમુક બીજા પ્રકારનું, એમ હોવું જોઈએ?

આ સવાલ આજે જ ઊઠે છે એમ તો નથી જ. અંગ્રેજ રાજ્યકર્તા સામે પણ એ હતો. તેણે તે અમુક રીતે ઉકેલીને પોતાનું ગાડું ગબડાવ્યે રાખ્યું. આપણા લોકોમાં કન્યા-કેળવણી વિષે આગ્રહ નહોતો. છોકરાઓ પેઠે કન્યાઓને કયાં કમાવા જવું છે? એમને તો ઘરકામ અને કુટુંબ-સંસ્કૃતિના સંસ્કારો જોઈએ, તે કન્યાઓને ઘરમાંથી જ ન મળી શકે? તથા સ્ત્રીજાતિને પુરુષજાતિના સંસર્ગમાં ગમે તેમ ઘર બહાર જવા કે મૂકવા માટેય જૂનો જમાનો તૈયાર નહોતો.

તે સંજોગોમાં અંગ્રેજોએ કન્યા-કેળવણી બાબતમાં ખાસ આગ્રહ કે અગત્ય ન બતાવી. તેમાં કાંઈક રાજકીય કારણ પણ ખરું કે, લોકોના સમાજિક વિચારોમાં નાહક દખલ ન કરવી.

* આ લેખ આ નિમિત્તે કાઢવામાં આવેલા અભિનંદન ગ્રંથ માટે લખેલો તે અહીં ઉતાર્યો છે.

પણ હિંદી સુધારકોએ આ કામ ઉપાડી લીધું અને કન્યા-કેળવણી શરૂ કરી. તેમાંથી "સહશિક્ષણ"નો સવાલ ઊઠયો. બંગાળ તરફના બ્રહ્મસમાજી સુધારકોએ "સહશિક્ષણ" પર ભાર મૂકયો. એટલે તેમાં "સમશિક્ષણ" પણ આવી ગયું. આ બાબતમાં તેઓ પશ્ચિમી સમાજની દૃષ્ટિથી વધારે દોરવાતા હતા, એ સ્પષ્ટ છે.

આર્યસમાજી શિક્ષણકારોએ ગુરુકુલ પદ્ધતિ શરૂ કરી. તેમણે એક સિદ્ધાન્તપૂર્વક બ્રહ્મચર્ય આશ્રમનો પુનરુદ્ધાર કર્યો અને બંને જાતિ માટે અલગ ગુરુકુલ કાઢયાં. "સહશિક્ષણ" સામે તેઓ હતા. "સમશિક્ષણ" વિષે એવો ઝીણો ભેદ તેમણે ભાગ્યે વિચાર્યો. શિક્ષણનો પ્રકાર બંને જાતિઓ માટે લગભગ સરખો રહ્યો.

મહર્ષિ કર્વેએ સ્ત્રીશિક્ષણ માટે અલગ વિદ્યાપીઠ કાઢી. તેમાં તેમણે એ ધ્યાનમાં લીધું કે, અમુક ઉમર પછી બહેનો ભણવા જ ન આવે, તો ઘેર બેઠાંય આગળ ભણી શકે એવી વ્યવસ્થા કરવી જોઈએ. અને સમશિક્ષણ બાબતમાંય તેમણે જુદાઇ રાખી કે, અંગ્રેજી માધ્યમ અને વિજ્ઞાન, ગણિત વગેરે જેવી કઠણ બાબતો છોડવી અને કળા, ગૃહવિજ્ઞાન વગેરે તરફ કન્યાકેળવણી વાળવી. આથી તેમણે અંગ્રેજીને બદલે દેશી ભાષાઓનું માધ્યમ, સ્ત્રીઓને માટેની પોતાની વિદ્યાપીઠમાં રાખ્યું અને અભ્યાસક્રમમાંય ઉપર મુજબ નવો ઝોક — નવું દિશાન્તર આપ્યું.

ચાલુ (સરકારી) અંગ્રેજી કેળવણીમાં કન્યાઓ માટે અલગ સંસ્થાઓ પ્રાથમિક અને માધ્યમિક કક્ષાઓએ નીકળી; પણ ઉચ્ચ શિક્ષણમાં તેવું ન બન્યું. આથી ચાલુ અંગ્રેજી શિક્ષણમાં સહશિક્ષણ અને સમશિક્ષણ એક ધરેડ રૂપે ચાલે છે. પણ તેને સૌ પસંદ કરે છે ખરા? સમશિક્ષણ કરતાં સહશિક્ષણ વિષે આપણો સમાજ વધારે ચિંતાવાળો બનતો જાય છે.

ગયાં સો વર્ષ નહીં તોય ૫૦ વર્ષમાં પણ આપણા સામાજિક વિચારોમાં બહુ ફેરફાર થયા છે. સ્ત્રી-પુરુષની સમાનતા બાબતમાં ગાંધીજી જેવા પ્રબળ આધ્યાત્મિક પુરુષે ભારે વિચારબળ પ્રેર્યું અને સ્ત્રીજાતિના ઉદયને માટે લોકમત કેળવ્યો.

બીજી તરફથી આ વિષેના પશ્ચિમી સમાજના વિચારો, તેનાં સાહિત્ય, સિનેમા વગેરે દ્વારા, ધોધમાર આવતા રહ્યા

છે. ગર્ભનિરોધની યુક્તિઓ લોકોમાં ફેલાવાય છે અને હવે તો સરકાર તેમાં ઉત્તેજન આપે છે. કન્યાઓનું આર્થિક સ્વાતંત્ર્ય પણ એક નવમતની બાબત બની છે. સ્ત્રીઓ નોકરી-ધંધામાં દાખલ થતી જાય છે. આ બધાને લઈને નવી પેઢીઓમાં કયું માનસ ઘડાતું હશે, તેનો કયાસ કાઢવા જેવો છે.

સ્વરાજની ખિલવણી માટે અને સાચા માનવવિકાસને માટે પણ સ્ત્રીજાતિ-સન્માન કેટલી બધી મોટી બાબત છે, તે આપણે સમજીએ છીએ. ગાંધીજીએ તે વસ્તુ આપણા સમાજને બરોબર બતાવી છે. તેની જ સાથે તેમણે બ્રહ્મચર્ય, સંયમ વગેરે આર્ય ગુણોનો પણ મહિમા દેખાડ્યો છે. આપણી પ્રજાને આ ગમે છે. પણ પશ્ચિમી પવનમાં તે કેટલું ટકે, એ સવાલ છે. એથી કરીને સહશિક્ષણ બાબતમાં સમાજ અત્યારે નથી આમ જતો કે નથી તેમ જવા માગતો! છેવટે આ સવાલ, દેશના સામુદાયિક ચારિત્ર્યબળની પૂંજી કેટલી છે, તેના ઉપર આધાર રાખે છે. હિંદમાં સ્ત્રી-પુરુષની સમાનતા આર્થિક, સામાજિક, તથા શૈક્ષણિક ક્ષેત્રમાં આપણે સ્થાપવા માગીએ છીએ, ત્યારે સહશિક્ષણ અને સમશિક્ષણનો પ્રશ્ન ખૂબ આગળ આવે છે.

ઉપરનું આટલું ધ્યાન પર લાવવા પૂરતું આ લખું છું. આના ઉકેલમાં વિઠ્ઠલ કન્યા વિદ્યાલય માર્ગદર્શક બનો એ જ આશા અને અભિલાષા.

૧૩–૯–'૬૦ — મગનભાઈ દેસાઈ

# પ્રશ્નપેટી

પ્રશ્ન — અમદાવાદની ફાર્મસી કૉલેજના વાર્ષિક સમારંભનો હેવાલ છાપાંમાં બહાર પડયો છે. તે જણાવે છે કે, જો ગુજરાતી માધ્યમ ફાર્મસી માટે ચાલે, તો અખિલ ભારતીય ફાર્મસી કાઉન્સિલ તે કૉલેજની પદવી માન્ય ન રાખે, તો કૉલેજ બંધ કરવી પડે; માટે આ વિષે કાંઈક કરો, એમ કૉલેજના પ્રિન્સિપાલે, સભાના પ્રમુખ તરીકે ગવર્નરસાહેબ હતા, તેમને ચાન્સેલર તરીકે વિનંતી કરી. આ બાબત બરોબર છે? તો પછી ગવર્નરે વટહુકમ કાઢી માધ્યમ ફેરવવા ફરમાવ્યું તેનો શો અર્થ? બીજી બાજુ, આ વટહુકમ મુજબ કાયદેસર જો ફાર્મસી કૉલેજ વર્તે નહિ તો એ કેવું? અને જો વર્તે, તો અ૦ ભા૦ ફાર્મસી કાઉન્સિલની વાતનો શો અર્થ? અંગ્રેજી સિવાયની ગુજરાતી કે હિંદી કે બીજી કોઈ હિંદની ભાષા દ્વારા ફાર્મસી ન ભણી શકાય, એમ એની કાઉન્સિલ માને છે? આ પ્રશ્ન વિગતે ચર્ચવા જેવો લાગે છે.

ઉત્તર — સાચી વાત છે. આની ચર્ચા કરી સ્પષ્ટતા કરવામાં ન આવે તો લોકમાં ગેરસમજ અને હિંદના કાનૂનરાજ્યમાં ભારે ગરબડ થાય એવી દહેશત છે.

કૉલેજના પ્રિન્સિપાલે કર્યું તેમાં ચોખ્ખી યુનિ૦ની શિસ્તની અને તેના કાયદાની અવગણના છે. કમનસીબની વાત એટલી જ કે, પ્રમુખપદેથી ચાન્સેલરસાહેબે આ જાતની ટોકણી કરવાને બદલે, એમાં હાજિયો પૂરવા જેવું વલણ બતાવ્યું, કે જે તેમનું અંગત જ મનાવું જોઈએ. કારણ કે, તેમણે ફરમાવેલા વટહુકમનું પાલન થાય તે જોવાની એમની બંધારણીય ફરજ છે; અને વટહુકમ સ્પષ્ટ છે કે, ફાર્મસીમાં પણ અંગ્રેજી માધ્યમે દૂર થવાપણું રહેલું છે. અસ્તુ.

પણ, કૉલેજે અંગ્રેજીને માટે એવી ખાસ શહીદી ભજવવાની જરૂર નથી ફાર્મસી કાઉન્સિલને હિંદી માધ્યમ માન્ય છે. એનો અર્થ એ કે, ફાર્મસી શીખવા અંગ્રેજી જ માધ્યમ જોઈએ, એમ તે નથી માનતી. હિંદની ભાષાઓ દ્વારા તે શીખવી શકાય. જેમ કે, વરસેક ઉપર ફાર્મસી પરિષદ અમદાવાદમાં મળી, તેમાં તેના પ્રમુખ અને દવા ખાતાના વડા અધિકારીએ જાહેર રીતે કહેલું કે, અંગ્રેજી માધ્યમ બદલવું જોઈએ, તેને બદલે હિંદી લેવાય તો સારું. એટલે જો તે કાઉન્સિલ હવે એમ કહે કે, "પણ ગુજરાતી જો લો, તો અમે માન્ય ન કરીએ," તો એ કોઈ બુદ્ધિયુક્ત વાત ન કરે. કેમ કે હિંદી, ગુજરાતી ઇ૦ સમાન છે. એકને માન્ય અને બીજીને અમાન્ય કરી ન શકાય. બલ્કે, તેમ કરે તો ભાષાને કારણે એક જણને ફાર્મસીનો ધંધો કે નોકરીમાં જવા માટે હિંદના નાગરિકોમાં ભેદ કરીને તે વર્તે છે એમ થાય. બંધારણના મૂળ હક મુજબ, આવું કોઈ કરી ન શકે; ભૂલમાં કે ગુમાનમાં એમ થાય, તો તે રદબાતલ ઠરે.

એટલે ફાર્મસી કાઉન્સિલ કે તેના જેવી ગણાય એવી મેડિકલ કાઉન્સિલ કે કોઈ કાનૂની સંસ્થા જો ઉપરની

ધમકીની લાકડાની તલવાર દેખાડે, તો તેથી ડરવાની જરૂર નથી. ગુજરાત રાજ્ય એની યુનિવર્સિટીની પદવીનું કે એની પ્રદેશભાષાનું કે તેના કાયદાનું આવું અપમાન સાંખી નહિ લે, એમ માનીને ચાલવું જોઈએ.

ખરી વાત બીજી છે. આવી ધંધાદારી કૉલેજોવાળા આ કે તે બહાને માધ્યમ-પલટો આળસે કરવા જ માગે છે કે શું, એવી શંકા જાય છે ચોપડીઓનું બહાનું કેવળ બહાનું જ છે. અંગ્રેજી ચોપડીઓ ઉપયોગમાં લેવા કોણે ના પાડી? આજે જેમ તે વપરાય છે તેમ ચાલુ રાખવી જોઈએ. તેથી તો અંગ્રેજી વગરના એસ. એસ. સી.ને કૉલેજમાં લેવાતા નથી, જેથી ચોપડીઓ અંગ્રેજી વાપરી શકાય. પરંતુ વર્ગમાં કે પ્રયોગશાળામાં પ્રત્યક્ષ શીખવીએ ત્યારે વિદ્યાર્થીની ભાષામાં કામ કરવામાં કશો જ વાંધો નથી. અને એમ જ મુખ્ય પ્રધાન ડૉ. જીવરાજભાઈએ પણ જાહેરમાં આ કૉલેજોવાળા માટે કર્યું જ છે કે ફક્ત તો કૉલેજ આનો અમલ કરવા લાગે, તો બાકીના પ્રશ્નો એમને માટે નથી; હિંદનું લોકશાહી તંત્ર એ જોઈ લેશે.

૮-૨-'૬૧ મ૦

# નાતાલની ભેટ!

— શહેરના પરાના ખૂણામાં નાતાલની સવારે વિચિત્ર ધમાલ મચી રહી હતી. રાત્રે શ્વેત હિમવર્ષા થઈ હતી, અને વહેલી સવાર એ છવાયેલા બરફમાં ચમકતી ઊગી પણ હતી. પરંતુ જોસફ હોલિસ્ટરના બંગલાની આસપાસ ભેગી થયેલી મેદનીની ગુસપુસ કંઈક કાળી આગાહી જ કરતી હતી.

બે કલાક અગાઉ સાદાં કપડાંમાં આવેલા પોલીસ અમલદારે નીચેની માહિતી ભેગી કરી હતી: જોસફ હોલિસ્ટર એક પ્રમાણિક વેપારી હતો. મોડી રાતે પોતાના ઓરડા બહાર કંઈક વિચિત્ર અવાજો સાંભળી તે ઊંઘમાંથી જાગી ઊઠ્યો અને તપાસ કરવા બહાર આવ્યો. જોયું તો દાદરા પાસે દીવો પેટાવેલો અને ચોરેલો માલ લઈને કેટલાક આકારો બિલાડીની પેઠે નીચે સરકતા હતા તેમના રક્ષણ માટે દાદરા પાસે જ બુકાનીથી મોં ઢાંકીને એક માણસ પિસ્તોલ ધરીને ઊભો હતો એ માણસ ઉપર હોલિસ્ટરે કશા શસ્ત્ર વિના જ છલંગ મારી. ધમાચકડીમાં પેલાની બુકાની નીકળી પડી. એક હાથ છૂટો કરી તેણે તરત પિસ્તોલની એક નળી હોલિસ્ટરના પડખામાં દાબતી દીધી હોલિસ્ટર લથડિયું ખાઈને પડ્યો કે તરત જ તેને હંમેશને માટે પોતાનું ઓળખાણ ભુલાવવા પેલાએ બીજી બાર પણ કરી દીધાં.

પરંતુ હજુ હોલિસ્ટરમાં થોડું જોર બાકી રહ્યું હતું; જોકે તેની આયુષ્યની અવધ આવી રહી હતી પરનાં તથા બહારનાં સૌ આ પ્રમાણિક અને માનનીય માણસના આવા અંજામથી શોકમાં ડૂબી, ચૂપ ઊભાં હતાં

આ જમા માણસોમાં એક જ દોષ હતો; અને તે દોષ તેના નિકટના મિત્ર ડૉ. ગ્રાંટે તરત જ માંડેલી કહી બતાવ્યો — "હોલિસ્ટર ખરેખર ભાવો કહેવાય તેટલો હદે ભલો માણસ છે. જાનવરોમાં — માનવપશુઓમાં પણ — આત્મા હોય છે એવું માનનાર પાસેથી તમે બીજા શાની આશા રાખી શકો! પોતાની પિસ્તોલ પેલા પશુના પડખામાં ન દાબવા ઇચ્છનારને, પેલાની જ પિસ્તોલ પોતાના પડખામાં ખાવાની થાય, એ તો ઉઘાડું જ છે ને?"

આટલું કહી, ડૉ. ગ્રાંટ આ કુટુંબ પ્રત્યેની પોતાની લાગણી, જેરથી દાદરાનાં પગથિયાં ઉપર પગ પછાડી વ્યક્ત કરતા નીચે ઊતરી આવ્યા, કે તરત જ ડિટેક્ટિવ અમલદાર કૅપ્ટન સ્કોફિલ્ડે તેમની સામે આવી પૂછ્યું —

"ડૉક્ટર, શી સ્થિતિ છે?"

"જલદી બધું ખતમ થવા ઉપર, વળી."

"ભાન છે?"

"હા, હા; તેનું મન તો ઘડ઼ે જેવું સ્ફુરે છે!"

"વારુ!" સ્કોફિલ્ડે સંતોષની હાશ પોકારી

"કેમ?"

"અમે પેલાને પકડી લાવ્યા છીએ."

"જેણે ગોળી મારી હતી તેને?"

"હાજી, એ તે જ છે"

"તો ભગવાનને ખાતર, જલ્દી ઉતાવળ કરો, ભાઈ! હોલિસ્ટર હજુ તેને ઓળખી શકે તેવી સ્થિતિમાં છે!"

"અમે તૈયાર છીએ! તમે તકરાર કરીને તૈયાર કરો તેટલી જ વાર! એનું નામ જીમ લોગન છે અને ચોરી કરવાની ટેવ ઉપરથી તેની ટાંગી ઉપર જ ગોળે ખાધો હતો; એટલે હું તેના કેદીખાને જ લઈ ગયો

ભાઈસાહેબ ઘસઘસાટ ઊંઘવાનો ઢોંગ કરતા હતા. પણ આવી બરફની રાતે પથારીમાં પહેરેલા તેમના ભીના બૂટ તેમની ચાડી ખાઈ ગયા! અહીંથી મળેલી પેલી બુકાની પણ તેમના મોઢાને બરાબર બંધબેસતી આવી ગઈ! હવે તો મિ. હોલિસ્ટર એને ઓળખી આપે એટલે બસ!"

"ખરી વાત," ડૉક્ટરે કહ્યું. "તમે તો દોડાદોડ કરીને બધું ઝપાટાબંધ પકડી પણ પાડ્યું! હું પણ હવે મારા દરદીને તમારે માટે તૈયાર કરી આપું." આમ કહેતાં ડૉ. ગ્રાંટ ઠેકડા ભરતા પાછા દાદર ઉપર ચડ્યા બારણું ઉઘાડતાં જ દરદીનો જે ફીકો ચહેરો તેમની નજરે પડ્યો, તેનાથી તેમને બહુ આશા ન બંધાઈ. છતાં એ ફીકા ચહેરાની આંખોનો ચમકારો અદ્ભુત હતો. એક સુંદર જુવાન સ્ત્રી ખાટલાની બાજુએ ઘૂંટણિયે બેઠેલી હતી. તેના મોં ઉપર પતિની આખરી ઘડી જોઈને ઊભી થયેલી બધી જ વેદનાઓ કોતરાયેલી હતી. તેના હાથમાંનું ધાવણું બાળક કિકિયારીઓ કરતું, પિતા તરફ હાથ લાંબા કરી તેમને વળગવા જતું હતું પિતા તેના તરફ જોઈ જરા હસ્યો; માએ પછી તેને આયાને સોંપી દીધું. હવે પિતા પોતાના ચાર વર્ષના પુત્રના નિર્દોષ સવાલો સાંભળી રહ્યો હતો.

"બાપુજી, અહીં બહુ વાસ આવે છે. મમ્મી કેમ રડે છે? ગઈ રાતે સાંતાક્લૉઝ* તેને માટે કંઈ લાવ્યા નથી એ માટે? પણ મારે માટે એ શું લાવ્યા હતા, તે બતાવોને!"

પિતાએ છેવટે ફીકું હસીને કહ્યું, 'જા બેટા, પેલા ઓરડામાં જરૂર તારે માટે કાંઈ મૂકી ગયા હશે. પરંતુ, ઊભો રહે; પપ્પાને પહેલાં ચુંબન કરતો જા; અને જો બેટા રૉબિ, આટલું યાદ રાખજે.' આટલું બોલી તેણે એકવાર છોકરાના તાજગીભર્યા ગુલાબી મુખનું દર્શન કરી લીધું અને પછી ધીમેથી ઉમેર્યું, "બેટા, હમેશાં સારો થવા પ્રયત્ન કરજે!"

દાકતરે દાખલ થતાં જ હુકમ ફરમાવ્યો, "હોલિસ્ટર, તમે વધારે પડતો શ્રમ લઈ રહ્યા છો."

* નાતાલની રાતે ત્યાં છોકરાં માટે સાંતાક્લૉઝ આવીને ભેટ મૂકી જાય છે, એવી ખ્રિસ્તી બાળકોની માન્યતા છે. માબાપ જ છોકરાંઓ ભરતી રંગેલી ઓશી કે મોજાંમાં છાનાંમાનાં ભેટ મૂકી આવે છે.

"હવે ઓછું કે વધારે બોલવાનો કંઈ અર્થ છે ખરો, દાકતર? પણ તમારે લોકોએ છેવટ સુધી દરદીને ધમકાવવો જ જોઈએ, ખરુંને?"

"હા ભાઈ હા, હજુ 'અર્થ' છે. મિસિસ હોલિસ્ટર, તમારા પતિએ પોતાની શક્તિ જાળવી રાખવાની ખૂબ જ જરૂર છે. તમે થોડો વખત બહાર જાઓ તો સારું."

પેલી તરત જ ઊછળીને ઊભી થઈ ગઈ. "હેં દાકતર! તો તમને આશા છે ખરી?" હોલિસ્ટર અને દાકતરે એકબીજા સામે કરુણાભરી નજર કરી લીધી. દાકતરે કશો જવાબ ન આપ્યો, તે પરથી સમજી જઈને પત્ની બોલી, "તો પછી હવે શું કામ તેમનાથી છૂટી પડું?"

દાકતરને ઉતાવળ હતી. તેણે દરદીની નાડી પકડીને કંઈક અધીરતાથી કહ્યું, "ડિટેક્ટિવ સ્કૉફિલ્ડ તેમની સાથે વાત કરવા માગે છે."

"પણ એ તો મારી હાજરીમાં પણ કરી શકશે! તમે કંઈક મારાથી છુપાવો છો." પત્નીની અધીરતા જોઈ હોલિસ્ટરે તેનો હાથ પોતાના હાથમાં લીધો.

દાકતરે કહ્યું, "સ્કૉફિલ્ડે એક માણસ પકડી આણ્યો છે; તે એમ માને છે કે—"

પત્ની બંદૂકની ગોળી વાગી હોય તેમ તરત ઊછળીને ઊભી થઈ. "મારા પતિને તેણે ગોળી મારી હતી, એમ ને?"

"હા; એ માણસ એ ટોળીનો કદાચ હોય અને તેણે કદાચ—"

"અરે જલદી તેને અહીં લાવો; એક મિનિટ પણ ન ખોશો. મારા પતિ હજુ તેને ઓળખી શકશે. અરે, ઉતાવળ કરો, ઉતાવળ કરો!" તે જાણે દાકતરને ઓરડા બહાર ધકેલતી હોય તેમ કરવા માંડી.

હોલિસ્ટર પણ આ સમાચારથી કંઈક ઉત્તેજનામાં આવી ગયો હોય એમ લાગ્યું. તેના મોં ઉપરનો ભૂખરો રંગ જાણે ખસવા લાગ્યો. તેણે પોતાની પત્ની અને દાકતરને મના કરવાની નિશાની કરીને ધીમા અવાજે કહ્યું, "તેને અહીં ન લાવતા!"

ગભરી બનીને પત્ની બોલી ઊઠી, "નહિ, નહિ; તમે હજુ ઓળખી શકો તેમ છો. મારે ખાતર તમે એટલો પ્રયત્ન કરો. એ બદમાશ જીવતો છટકવો ન જોઈએ." એમ બોલતી તે પોતે જ બારણા બહાર ડિટેક્ટિવને બોલાવવા તૈયાર થઈ.

"કેટ! અહીં આવ." પતિએ જાણે તાકીદનો હુકમ કર્યો.

પત્ની તરત પતિ પાસે આવી. પતિએ પોતાનો બરફ જેવો ઠંડો હાથ તેના હાથમાં મૂકયો અને કહ્યું, "મારે સૌ સાથે સદ્‌ભાવ રાખીને જવું છે."

"ના, ના! આ તો તમે મને વધેરવા જેવું કરો છો. તમે નહિ હો, ત્યારે મારો એકમાત્ર આધાર—"

"વેરનો બદલો હશે? વહાલી કેટ, તું શું બોલે છે?"

"વેરનો બદલો નહિ, પણ ન્યાય! અરે તમારે જે શબ્દ વાપરવો હોય તે વાપરો. પણ તેને અહીં આવવા દો. અત્યારે તમારી બુદ્ધિ ઠેકાણે નથી—" આટલું બોલ્યા પછી, આવા શબ્દો વાપરવા બદલ પસ્તાતી હોય તેમ, તેણે કહ્યું, "પ્રિય, મને ક્ષમા આપો; પરંતુ તેને તો બોલાવવા જ દો. તમારો ખૂની જીવતો છટકી ગયો એ જાણીને આખી જિંદગી મને નિરાંત નહિ રહે."

પતિએ કરુણાભરી આંખોએ વહાલી પત્ની તરફ નજર કરી; અને પછી પેલાને બોલાવવા સંમતિ આપતી નિશાની કરી.

બે કૉન્સ્ટેબલોની વચ્ચે પકડાયેલો હોગન ઓરડામાં દાખલ થયો કે તરત જ કેટ તેને જાણે પોલીસોના હાથમાંથી આંચકી લેવા તેના તરફ ધસી ગઈ અને બોલી, "અરે આ જ છે; હું તેને ઓળખું છું!"

સ્કૉફિલ્ડે પૂછયું, "બાનુ, તમે સોગંદપૂર્વક એમ કહો ખરાં?"

"ના, ના; મેં તો તેને દાદરો ઊતરીને ભાગતો માંડ જોયો હતો. પણ મારા પતિએ તો તેને મોઢામોઢ જોયો હતો, એટલે તે જરૂર તેને ઓળખી શકશે. તેને પાસે લાવો અને પડદા જરા ખસેડો, જેથી તેનું મોં મારા પતિ બરાબર જોઈ શકે."

હોગન આ સૌની આંખમાં અને આકૃતિમાં પોતાને ફાંસીને માંચડે ચઢાવનાર યમદૂતની આકૃતિ સાક્ષાત્ નિહાળી રહ્યો. તેણે હોલિસ્ટર તરફ ગભરી નજર નાંખી. હોલિસ્ટર તેના તરફ તાકીને સ્થિર નજરે જોઈ રહ્યા હતા. તેમની આંખોમાં હોગન વેરની આગ જોવાની જ અપેક્ષા રાખતો હતો; તેને બદલે તેનેએ આંખોમાં કંઈક બીજું જ દેખાયું. તે એ નજરને ઓળખી જ ન શકયો. કારણ કે, એ નજર શત્રુ ઉપર પણ પ્રેમ વરસાવતી સ્વર્ગીય નજર હતી!

"એનું મોં જરા વધુ પ્રકાશ તરફ લાવો." હોલિસ્ટરે કહ્યું. કૉન્સ્ટેબલોએ તરત હોગનની ગરદન પકડીને તેનું મોં બરાબર પ્રકાશમાં આણ્યું. દરેક જણનો શ્વાસ થંભી ગયો. હોગન ઉપર ચારે તરફથી ધિક્કાર અને તુચ્છકારની નજરો તોળાઈ રહી; અને તે પણ સામી તેની જ નજર સૌની સામે મિલાવતો, છેવટે હોલિસ્ટરની નજર સાથે પણ મિલાવવા ગયો. પણ આ શું? હોલિસ્ટરની નજર જાણે હોગનના અંતર સુધી પહોંચી ગઈ. એ દૃષ્ટિ તે વધુ વાર ઝીલી શકયો નહિ.

હોલિસ્ટરે ધીમે અવાજે જણાવ્યું, "હું આ માણસને ઓળખતો નથી."

હોગને પોતાની તીણી નજર હોલિસ્ટર ઉપર ઠેરવી, અને મનમાં જ તે બોલ્યો, "સાચો ગધેડો!"

કેટ તો હોલિસ્ટરના શબ્દો સાંભળી એકદમ ચીસ પાડી ઊઠી, "નહિ, નહિ, તમે બરાબર નિહાળીને જુઓ. જરા વધુ અજવાળું કરો તો! દાક્તર, તમે જોતા નથી કે, આમને બોલવાનું ભાન જ નથી રહ્યું? મને ખાતરી છે કે, આ એ જ માણસ છે. પ્રિય! તમારે પગે પડું છું, તમે ફરી એક વાર બરાબર જોઈને કહો!"

હોલિસ્ટરે તેના કહ્યા પ્રમાણે ફરી જોયું પણ ખરું. પછી તેણે ઓરડામાં ઊભેલા સૌની તરફ શાંત નજર કરી લીધી અને ફરી વાર કહ્યું: "કેટ, સાંત્વન થા! હું આ માણસને નથી ઓળખતો." પછી સૌ જોનારનો સંશય દૂર કરતો હોય તેમ તેણે હોગન સાથે હાથ મિલાવવા પોતાનો હાથ જરા લંબાવ્યો. સૌનો સંશય દૂર થયો; માત્ર એક જણ સિવાય,—અને તે તરત દાક્તર તરફ બેભાન થઈને ગબડી પડી.

"ભાઈ, મારી સાથે હાથ મિલાવ. આપણી વચ્ચે કશી દુશ્મનાવટ નથી." કૉન્સ્ટેબલે હોગનને જરા આગળ ધકેલ્યો. બંનેના હાથ મળ્યા. હોલિસ્ટરની શાંત, પ્રેમાળ દૃષ્ટિ સાથે હોગનની નજર ફરી એક વાર મળતાં જ તેના અંતરમાં અચાનક કશુંક થઈ આવ્યું.

"ભાઈ, તારા જીવનનો કંઈક સદુપયોગ કરવા પ્રયત્ન કરજે, જ્યારે માણસ મારી પેઠે મરણપથારીએ

પડે છે, ત્યારે તેને એમ લાગ્યા વગર નથી રહેતું કે, 'મેં મારા જીવનનો સદુપયોગ કર્યો હોત તો કેવું સારું!'" તરત જ તેના હાથની પકડ ઢીલી પડી ગઈ. હોગન બંને હાથના પંજાની સખત મૂઠીઓ વાળી ઓરડામાંથી બહાર ભાગ્યો. પાછળ માત્ર ગળાની ખરેરીનો અવાજ તેને સંભળાયો—એક ધબાકો, અને પછી સ્ત્રીના ગળાની એક ચીસ.

નદીકિનારે ભેજ અને ધૂમસમાં હોગન ખાબોચિયાં ડહોળતો ઘેર છેક ઉપરના માળે પોતાની ઓરડીમાં આવ્યો, ત્યારે તે ધબ દઈને પોતાની ખાટલીમાં તૂટી પડયો. તરત જ ઉંદરડા જેવું એક બાળક ખાટલીના એક ખૂણા નીચેથી સરકી ગયું, અને ઓરડીના ખૂણામાં લપાઈ ગયું. એક છોલાયેલા અને ફૂલેલા ચહેરાવાળી બાઈ પાછળ પાછળ તરત અંદર આવી અને હોગન તરફ તાકીને નવાઈથી જોઈ રહી. પછી પેલા છોકરા તરફ જોઈને બોલી, "અલ્યા, આ તો તને નહિ મારે!" અને પછી હોગન તરફ જોઈને બોલી, "એના શેઠે માર્યો છે એટલે અહીં સંતાઈ ગયો છે. પણ મને તો જીમ, અહીં તને પાછો જોવાની આશા નહોતી!" બાઈના અવાજમાં કર્કશ રીતે પણ માયાળુતાનો ભાવ પ્રગટ થતો હતો.

હોગને કંઈ જવાબ ન આપ્યો. પેલીએ ડરથી આમ તેમ નજર કરીને તરત બારણું બંધ કર્યું. અને પછી પથારી પાસે આવીને તે ધીમે અવાજે બોલી, "તું ભાગી આવ્યો છે કે શું?" છતાં કશો જવાબ ન મળ્યો. પેલીએ તેનો હાથ બહાર ખેંચ્યો. તેની બાંય ભીની થઈ ગઈ હતી. "આ શું? પીધેલી અવસ્થામાં પણ જીમને મેં કદી રડતો જોયો નથી."

"અને અત્યારે કયો તારો બાપ રડે છે? પણ રાંડ, તું મને જરા જંપવા દઈશ?"

જીમ તેની જાત ઉપર ગયો એટલે પેલીને જરા શાંતિ થઈ. પછી ધીમેથી તે બોલી, "તો પછી મને કહે કે, તું છૂટયો શી રીતે?"

"પેલા ડોસલાએ મને ઓળખ્યો નહિ, એટલે વળી."

"તને ન ઓળખ્યો? તો શું તે ડચરો ભાનમાં જ આવ્યો નહિ, ખરું?"

હોગન ગુસ્સાથી ફાટી પડતો બેઠો થઈ ગયો. "કૂતરી, તારો બાપ તો બરાબર ભાનમાં જ હતો. અને જો, તું એને માટે એક પણ ખરાબ શબ્દ બોલી, તો તારું માથું જ ભાંગી નાંખીશ." આમ કહી તેણે એક મુક્કી પેલીના માથા ઉપર ઉગામી.

"મને ચોક્કસ ખાતરી છે કે, તેણે મને ઓળખ્યો જ હતો. મારી તો છાતી જ ધબકની બંધ પડવા આવી'તી, પણ પછી તે બોલ્યો, 'હું આ માણસને ઓળખતો નથી,'—જાણે કોઈ 'બાદશાહ' બોલતો હોય એમ!"

"તારાથી બીનીને એણે આમ કહેલું ત્યારે."

"લે, આ કૂતરીની અક્કલ તો જુઓ! અરે, તારો બાપ તો આખરની ઘડીએ હતો. પછી એને મારાથી ડરવાનું શું રહ્યું'તું? અરે એ ડુક્કરે તો મારી સાથે હાથ મિલાવ્યા; એનું સત્તાનાશ જાય . . . ."

"તો તો તેને સનેપાત જેવું થઈ ગયું હશે!"

"સનેપાત? તારા બાપને . . . તારી માને સનેપાત ભલે થાય! જો દેડકી, એણે હાથ મિલાવતી વખતે મને શું આપી દીધું તે—" આમ કહી હોગને ઝપાઝપીમાં પોતાના કોટ ઉપરના કાપલા ઉપર લગાડેલું બટન હોલિસ્ટરના હાથમાં રહી ગયેલું, તે કાઢી બતાવ્યું.

પેલી તો જોઈને આભી જ થઈ ગઈ. "તારી સામેની ઓળખની સાબિતી જ તને આપી દીધી! તો એ ગાંડોબાંડો હતો કે શું?"

"જો તને કહું છું કે, એ તારા બાપને ગાળ ન ભાંડીશ. પાછો તે મને કહે છે, 'અલ્યા, તારી જિંદગીનું કંઈ ભલું કરજે.' એની તો આખર ઘડી જ આવી ગઈ હતી, અને એની બાયડી તો મને કાચો ને કાચો ખાવા જ તલપાપડ થઈ ગઈ હતી. એ તો એને પાણી જ ચડાવ્યા કરતી'તી કે, 'ઓળખો છો એમ કહી દોને.'! પણ પેલાએ તો મને કહ્યું, 'ભાઈલા, મારી સાથે હાથ મિલાવ! આપણે દુશ્મન નથી.' બસ, હું તો એનું એ સાંભળીને ઠંડો જ થઈ ગયો છું." થોડી વાર રહી અચાનક પેલી સામે નજર પડતાં જ તે પાછો બોલી ઊઠયો,

"લે, તું શું કામ રડે છે વળી? તારું ભટોળિયું મરી ગયું પછી મેં તને કદી રડતી જોઈ નથી!"

"એ તો અમથી, જીમ. હું તો મૂરખ છું—મૂરખ. મારી વાત જવા દે. પણ જીમ. મને તો તારા બચવાની ખાતરી જ ન હતી; આ વખતે તો જાણે.તું લાકડે લટક્યો જ હતો!"

"'તારી જિંદગીનું કંઈ ભલું કરજે' એમ એ બોલ્યો હતો. અને જો મોલી, તારે જે કહેવું હોય તે કહે, પણ હું કંઈક કરવાનો છું, એ નક્કી."

"શું કરવાનો છે, વળી?"

"એણે કહ્યું'તું તેમ કંઈ ભલું કરવાનો જ. અને નહીં કરું એમ? જોજે કરું છું કે નહિ. હું કશું ના કરું તો એનું મોં મારાથી ભુલાય જ નહિ. એની આંખો! મારી સામે ટગર ટગર જોતી હજુ હું ભાળું છું. પણ મોલી, શું કરવું એ મને કંઈ સમજાતું નથી."

"જો જીમ, હું કહું?" આમ કહી, તે જરા આનાકાની કરતી ચૂપ થઈ ગઈ; પછી બોલી પડી, "તું મારાથી જ શરૂ કરને!"

"એટલે શું?" પેલો એની સામે તાકી રહ્યો. પેલી શરમાઈને મોં નીચું કરી ગઈ પછી પોતાની શરમથી પણ શરમાતી હોય એમ બોલી, "હા, મને જ—મારો ઉદ્ધાર કર, મને તારી ..." પણ એથી વધુ શબ્દ તેના ગળામાંથી નીકળી શક્યા નહિ.

"બોલી નાખ, મોલી, તને મારી પરણેતર બનાવું એમ ને?" પેલીએ હકારમાં ડોકું હલાવ્યું.

"તું ગાંડી તો નથી થઈને? મારા જેવા સાથે? તારું પણ ચસક્યું છે કે શું? તને આ શો વિચાર આવ્યો, મોલી? પણ . . . તારું મોં જ મને કંઈ બદલાયેલું લાગે છે!"

"જેવું તારું મોં અત્યારે બદલાયું છે, જીમ."

મોલીનું આ વાક્ય સાંભળી લોગન ચૂપ થઈ ગયો. પછી ધીમેથી બોલ્યો, "લે ત્યારે; આ મારો હાથ મૂકું છું. હું જરૂર તને પરણીશ; જેમ બને તેમ જલદી, બસ!"

પેલી તરત ડુસકે ચઢીને લોગનને ખભે વળગી પડી. લોગન પણ ઓછો ડુસકે નહોતો ચડ્યો. આ ધોળકામાં માણસ જેવું માણસ હૃદય ભરીને રડે એ જાણે બનાવ હતો! નવી પ્રગટેલી માનવતા બંનેનાં હૈયાંને તેમ જ બંનેના ચહેરાને ઉજાળી રહી હતી. બંને નવ-જુવાન, નવાં આદમી બની રહ્યાં હતાં.

"તું કામ શોધવા ક્યાંક બહાર જ જઈશ, ખરું ને? તો મને તું સાથે જ લેતો જજે. મારો શેઠ તો મને મારી જ નાખશે."

"ભલે, તારે આવવાનું મન હોય તો મારી સાથે આવજે. પણ મોલી, આપણે મૂરખ જ છીએ. આપણે ક્યાં જવાનાં? આપણને કોણ ઊભુંય રહેવા દે?"

"જીમ, જીમ, હવે તું વિચારને રવાડે ચઢી, પાછી પાની ન કરીશ."

"પણ, હું વિચાર ન કરું તો શું કરું? છતાં હું પ્રયત્ન કરીશ. આપણે ભલે ભૂખ્યાં મરીશું, પણ હવે હું કાંઈ કામે જ લાગીશ. મારા આ બધા ધંધા તો આજથી બંધ, બસ?"

"અને હું તમને લોકોને મદદ કરીશ," એક નવો આવનાર બોલી ઊઠ્યો. "અલ્યા જીમ લોગન, તારી મુઠ્ઠી ખોલી નાખ જોઉં. પહેલી વાત તો તારે એ જ શીખવાની છે કે, કોઈ સારો માણસ તારી સાથે વાત કરવા માંડે કે તેના મોં ઉપર ફેંટ લગાવવા તૈયાર ન થઈ જવું!" ડૉક્ટર ગ્રાન્ટે આટલું કહી, લોગન પાસે જઈ, તેના ખભા ઉપર હાથ મૂક્યો, અને કહ્યું, "હું જોસફ હોલિસ્ટરને ૨૦ વર્ષથી ઓળખતો હતો—પણ આજે મેં તેને ઓળખ્યો એવો કદી નહોતો ઓળખ્યો. જો તારે માટે સારી જિંદગી જીવવાનો કોઈ રસ્તો હશે—અને હું માનું છું કે છે,—તો તે શોધવામાં હું તને મદદ કરીશ. મારા સદ્‌ગત મિત્ર હોલિસ્ટરને એ મારી નાતાલની ભેટ હશે."

આ પ્રમાણે મૃત હોલિસ્ટરની માનવ આત્મા પ્રત્યેની શ્રદ્ધાએ રાજ્યને એકને સ્થાને ત્રણ ભલા નાગરિકો મેળવી આપ્યા: કેટ હોલિસ્ટર શાંતિ અને ક્ષમાનો પાઠ શીખી; ડૉ. ગ્રાન્ટ શીખ્યા કે, દરેક માનવ હૃદયમાં એક ચેતન ક્યાંક ક્યાંક છુપાઈને રહેલો છે જ, અને છેલ્લે લોગન કે જેના કુટુંબે અપમાનના કીચડમાંથી બહાર નીકળવાની ધીમી પણ મક્કમ મજલ આરંભી.

(અંગ્રેજી ઉપરથી)

—'ન્યૂ આઉટલુક', ડિસે૦ '૬૦] સં૦

# यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥

૧

ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને આ વાક્ય કુરુક્ષેત્રના મેદાન પર (ગીતામાં) કહ્યું હતું. અર્જુન એમ મૂંઝાયો હતો કે, યુદ્ધ જેવું નિર્ભેળ પાપકર્મ તો કેમ જ કરાય? અને તેમાંય જો સગાંસંબંધી વચ્ચેનું યુદ્ધ હોય, તો તો કેવો જુલમ! એટલે કકળી ઊઠીને તેણે શ્રીકૃષ્ણને કહ્યું,

"अहो बत महत् पापं कर्तुं व्यवसिता वयम्"

"અરેરે! અમે તે કેવું મહાપાપ કરવા કમર કસી છે!"

શ્રીકૃષ્ણે અર્જુનની આ મૂંઝવણ દૂર કરવા તેની સાથે આર્યજાતિનાં જ્ઞાનવિજ્ઞાનનો મહાસાગર ખેડી વળીને કહ્યું, "ભાઈ અર્જુન, આ તને શું થઈ આવ્યું? તું એમ કેમ નથી સમજતો કે, કર્મ કોઈને છોડતું નથી; કોઈથી છૂટી પણ ન શકે એવો કર્મ પદાર્થ છે? હા, એ ખરું કે, માણસને મોહમાં નાખીને, બંધન કરનારું પણ કર્મ જ છે. પણ એ તેનું અનિવાર્ય ફળ નથી. કર્મ કરવાની એવી કુશળતા છે, કે જેનો આશરો લેવાય તો બંધન ટળે; અને તેની સાથેસાથે નિર્મળ કાર્યલાભ અને લોકસંગ્રહ પણ સધાય. એમ કર્મ કરી શકાય છે. જનકાદિ જેવાના પ્રાચીન દાખલા પણ આ અંગે પડેલા છે

અર્જુને કહ્યું, "તો એ કુશળતાની ચાવી મને કહો. તેને માટે માણસે કયું કર્મ છોડવું અને કયું કર્મ કરવું?"

શ્રીકૃષ્ણ આ પ્રશ્નના ઉત્તરમાં ઉપરનું કૃતાંત-વચન કહે છે કે, યજ્ઞ-દાન-અને તપ-કર્મ મનુષ્યને પાવન કરનારાં સત્ત્વો છે. કેવી રીતે?—એ પ્રશ્નના જવાબનો સાર ગીતામાં આમ મળે છે:—

કર્મની અંદર માણસને બાંધનારી બાજુ તેના ફળની આસક્તિ કે તે વડે થતો ભોગૈશ્વર્ય-લાલસાનો સ્વાર્થ છે. સ્વાર્થી સુખથી પ્રેરાઈને કર્મ કરનારો માણસ લપટાય છે. માટે સૌના સુખમાં પોતાનું સુખ સમાયેલું છે એવી જે યજ્ઞભાવના છે, તે-વાળું યજ્ઞ-કર્મ ધ્યાન રાખવું; અને તેવું કામ તો કરવું જ જોઈએ. નહિ તો જગતનું અને કોઈનું જીવન ન નભે. કર્મ વસ્તુ નિંદ્ય નથી; બ્રહ્મમાંથી જ તેની ઉત્પત્તિ છે.

આવું યજ્ઞ-કર્મ કરવા જતાં, લોભલાલચ કે ગૃધ્યાથી પ્રેરાઈને જેમ જીવો કરે છે તેમ, પારકાનું ધન હરવાનું તો ન હોય; તેને બદલે કાંઈક સામાને પોતાનામાંથી આપવું પડે છે. તેથી આવું દાનભાવથી ભરેલું કર્મ પણ કદી ન છોડવું. દાન કરવું એ કોઈ ઉપર દયા કરવાપણું નથી; તે તો આપણો પવિત્ર ધર્મ જ છે.

આમ સૌના સુખે સુખી થવા જતાં ઘસાવું પડે છે; તેમ વર્તતાં વેઠવું પણ પડે છે. આવી રીતે સમજપૂર્વક ઘસાવું કે વેઠવું એ જ તપ કહેવાય છે. એટલે આવા તપથી ભરેલું પવિત્ર કર્મ પણ કદી ન છોડવું.

આમ યજ્ઞ, દાન અને તપ ન છોડવાનું કારણ એ છે કે, દરેક કર્મમાં પાપનો અંશ રહેલો છે, તે વાત ખરી છે; પણ તેમાંથી બચીને ચાલવાનો ઉપાય કર્મ જ ન કરવું એ નથી; એવું અકર્મ જગતમાં જન્મીને શક્ય જ નથી. પણ કર્મના આવા દોષ કે ઝેરના ઉતારને કે નિવારણને માટે, તેને પવિત્ર કે પાવન કરે એવાં યજ્ઞ, દાન અને તપ એ ત્રણ પ્રકારનાં કર્મ છે, તે વિચાર-પૂર્વક અને પ્રયત્નથી કરવાં અને તેમને કદી ન છોડવાં. તેથી બીજી જાતનાં કર્મ ભલે છોડવામાં આવે.

આ જ આખા કૃષ્ણાર્જુન-સંવાદની ગીતામાં કહેલી કથા તેના નિચોડ રૂપે કહીને ઈશોપનિષદ અંતે કહે છે:—

"હે ક્રતુ, કર્મજીવી માનવ, તારી કરણીને યાદ કર, તારી કરણીને યાદ કર; તે પાપરહિત હોવી જોઈએ."

૨

ઉપરનું ઉદ્‌બોધન કેવળ વૈયક્તિક જ નહિ. સામુદાયિક કે સામાજિક સત્ય પણ છે. જે સમાજ કે સમૂહની ગતિ યા તેનાં કર્મ યા કામકાજની અંદર યજ્ઞબુદ્ધિ નથી હોતી, દાનવૃત્તિ અને ત્યાગ- કે બલિદાન- ભાવ નથી હોતાં, તે સમાજનાં કામકાજમાં પાપ કે પીડા યા કલેશ જન્મે છે અને તેને આવરી લે છે, એમ ઇતિહાસમાંથી બતાવી શકાય.

આપણો જ દાખલો લઈએ. ગાંધીજીની હયાતીમાં આપણાં સામુદાયિક કામકાજમાં આત્મશુદ્ધિના આ ત્રણે ભાવો હતા. સ્વાતંત્ર્યપ્રાપ્તિનું મહાયજ્ઞકર્મ જ આપણે આદર્યું હતું. તે અર્થે આપણે દાન કરતા; ને તપ-ત્યાગ પણ પોતપોતાના ગજા પ્રમાણે સૌ કેટલો બધો દાખવતા હતા!

આજે? બીજાની પ્રાપ્તિ કે લાભ જોઈ સ્વાર્થી અદેખાઈ જ્યાં ત્યાં ફેલાઈ છે. એ બીજાને દાન કરવાની તો વાત જ નથી. એક હાથે આપીએ તે બીજે હાથ ન જાણે — એ તો ક્યાં રહ્યું! આખું જગ જાણે એમ ઢોલ વાગે તો જ વળી આપીએ તો આપીએ, એવી દાનવૃત્તિ થઈ છે. ત્યાગની તો વાત જ નથી; કોણ કેટલો ભોગ માણે અને તે સારુ સત્તાની સાઠમારી કરે, એ જ હરીફાઈ ચાલે છે.

પરિણામે સમાજશુદ્ધિનો પ્રશ્ન થયો છે. બધે ફેલાવા લાગેલા પાપ-કલેશથી આપણે અકળાઈએ છીએ. કૉંગ્રેસ શું કે સરકાર શું— સૌને મૂંઝવણ આથી જ છે.

યજ્ઞ- દાન- તપ- કર્મની પાવક શક્તિ જ મનુષ્ય અને તેના સમાજનેય તારે છે, અને શાંતિ બક્ષી શકે છે.

૨૯–૧–'૬૧ મગનભાઈ દેસાઈ

# અબ્રહામ લિંકન અને દારૂબંધી

[આપણા કૉંગ્રેસી રાજ્યકર્તાઓ જ્યારે દારૂબંધી કરવી શક્ય નથી કે જરૂરી નથી એમ કહેવામાં એક બીજાની હોડ બકી રહ્યા છે, ત્યારે દારૂની મહેસૂલના બિલ ઉપર સહી કરવા કરતાં પોતાનો જમણો હાથ કપાઈ જાય તો સારું, એવું કહેનાર પ્રમુખ લિંકનના કેટલાક ઉદ્‌ગારો નીચે ઉતાર્યા છે. એ શબ્દો સાચે જ 'દિવસે સૂર્યનો પ્રકાશ ઝળહળે છે તેટલા વિસ્તારમાં' માત્ર અમેરિકામાં જ નહિ પણ આજે તો ભારતમાં જ્યાં જ્યાં કૉંગ્રેસ પક્ષનું રાજ્ય ચાલે છે તેવા દરેક રાજ્યમાં જાહેર કરવા જેવા છે.]

પ્રમુખ તરીકે ચૂંટાવા અગાઉ એકાદ વર્ષ પહેલાં અબ્રહામ લિંકને પોતાના એક મિત્રને વાતચીત દરમ્યાન જણાવ્યું કે, મેં આખી જિંદગીમાં કદી દારૂ ચાખ્યો નથી.

"શું?" પેલા મિત્રે કહ્યું, "તમે એમ કહેવા માગો છો કે, તમે કદી દારૂ ચાખ્યો નથી?"

"હા, મેં કદી ચાખ્યો નથી." લિંકને જવાબ આપ્યો.

લિંકન કહેતા કે, "દારૂના વેપારનો બચાવ કરનારા ઘણા છે; પણ તેનો કશો જ જ બચાવ નથી."

૧૮૫૪–૧૮૫૮ દરમ્યાનમાં પોતાનાં ભાષણોમાં તેમણે જણાવ્યું છે—

"દારૂની દુકાનો અને પીઠાંમાં ચાલતો આ કાયદેસર ઠરાવાયેલો દારૂનો વેપાર એ તો આપણી સંસ્કૃતિની વિપદા છે સાચો નાગરિકધર્મ તો આપણી પાસે એવી માગણી કરે છે કે, જે સાચું હોય તે માત્ર જાહેર કરવું જોઈએ એટલું જ નહિ, પણ તેને 'પ્રચલિત' કરવું જોઈએ; અને જે અનિષ્ટ છે તેને પરાજિત કરવું જોઈએ એટલું જ નહિ, પણ તેને નાબૂદ કરવું જોઈએ. દારૂનું પીઠું એ તો આધુનિક સંસ્કૃતિનો સૌથી મોટો દુશ્મન— સૌથી મોટો વિઘાતક શાપ પુરવાર થયું છે, અને તેથી હું દારૂબંધીનો અમલી પક્ષકાર બન્યો છું.

"જ્યાં સુધી આ રાજ્યનો જાહેર લોકમત તથા વૈયક્તિક ભાવના એવાં ન ઘડાય કે, દારૂનો દરેક દુકાનદાર અને દારૂનો દરેક વેચનારો, ભલે તેને પરવાનો આપવામાં આવ્યો હોય તોપણ, સૌને એક અધિકૃત અપરાધી—એક ગુનેગાર જ લાગે, ત્યાં સુધી આપણે જંપવું ન જોઈએ.

"આ ચર્ચામાં ખરો મુદ્દો એ છે, — અને આ વિષયની કાળજીભરી વિચારણા કરનાર દરેક જણને એમ લાગ્યા વિના નહીં રહે, — કે, દારૂનું ઉત્પાદન, વેચાણ અને ઉપયોગ એ એક અનિષ્ટ છે; એ વેપારનો સમગ્ર ઇતિહાસ અને વિકાસ પુરવાર કરે છે તેમ, એ એક નૈતિક, સામાજિક અને રાજકીય ગુનો છે."

એક વખત સંઘ-સરકારના ટેકા માટે નશીલાં પીણાં ઉપર નાખવાના કરવેરા માટેના આંતરિક મહેસૂલના બિલની કલમનો તેમણે સખત વિરોધ કર્યો. છતાં પોતાની મરજીની ઉપરવટ જ્યારે એ બિલને કાયદા તરીકે જાહેર કરવા માટે લિંકનને પ્રમુખ તરીકે સહી કરવાની થઈ, ત્યારે તેમણે જણાવ્યું, "દારૂના વેપારને કાયમી બનાવનાર આ કાયદા ઉપર સહી કરવા કરતાં મારો જમણો હાથ કપાઈ જાય એમ હું વધુ ઇચ્છું; અને તેથી જ્યારે કટોકટી દૂર થશે કે તરત હું મારું સમગ્ર લક્ષ આ કાયદાને પાછો ખેંચવા માટે જ લગાવીશ."

અને ખરેખર જે દિવસે તેમનું ખૂન થયું તે દિવસે જ દારૂના પ્રશ્ન અંગેના તેમના છેલ્લા શબ્દો મેજર મેરવિન સમક્ષ તેમણે ઉચ્ચાર્યા. ન્યૂ યૉર્ક કોઈ કામસર મોકલવાના હોઈ, મેજર મેરવિનને લિંકને પોતાને ત્યાં જમવા બોલાવ્યા હતા. તે જ્યારે જવાના થયા, ત્યારે લિંકને આનંદથી ઊછળતા હૃદયે તેમને કહ્યું, "મેરવિન! આપણે લોકોની

મદદથી એક મહાન કાર્ય પાર પાડ્યું છે. ગુલામીનો નાશ થયો છે. અને હવે યુદ્ધોત્તર પુનર્રચનાનું કામ પતી જાય, એટલે આપણી સમક્ષ બીજો મહાન પ્રશ્ન દારૂના વેપારને નાબૂદ કરવાનો હશે. અને મેરવિન, તું જાણે છે કે, મારું માથું, મારું હૃદય, મારો હાથ અને મારું સમગ્ર ધન એ કામ પાછળ હું રોકીશ. ૧૮૪૨માં—પા સૈકાથી પણ ઓછા સમય પહેલાં—મેં ઈશ્વરના આવેશ હેઠળ ભવિષ્ય ભાખ્યું હતું કે, એવો સમય આવશે જ્યારે આપણા દેશમાં એક પણ ગુલામ કે એક પણ દારૂડિયો નહીં રહે. ઈશ્વરનો આભાર કે, એ ભવિષ્યવાણીમાંથી એકને પૂરી થયેલી જોવા હું જીવતો રહ્યો છું; બીજી પણ પૂરી થાય એ જોવાની હું આશા રાખું છું."

મેજર મેરવિન લિંકનના આ નોંધપાત્ર શબ્દોથી એટલા પ્રભાવિત થયા કે, તેમણે પૂછ્યું, "મિ. લિંકન, હું તમારા નામથી આ બધું જાહેર કરું?"

"હા, હા," લિંકને તરત જ ભારપૂર્વક જવાબ આપ્યો, "આપણા દેશમાં દિવસે સૂર્યનો પ્રકાશ જેટલા વિસ્તારમાં ઝળહળે છે, તે સમગ્ર વિસ્તારમાં મારા આ શબ્દ જાહેર કરજે."

પોતાના કાનમાં આ શબ્દોને ગાજતા તથા અનંત બ્રહ્માંડમાંથી પ્રગટતા દિવ્ય સૂરોની પેઠે પોતાના સમગ્ર શરીરમાં ધમકતા લઈને મેજર મેરવિન પ્રેસિડેંટ લિંકને સોંપેલા અગત્યના કામે ઊપડ્યો અને ન્યૂ યૉર્ક શહેરમાં બીજે દિવસે સવારે જ્યારે તે પહોંચ્યો, ત્યારે તેને ખબર પડી કે, એ શબ્દો ઉચ્ચારનાર કંઠને હંમેશને માટે મોતમાં ધરબી દેવામાં આવ્યો છે.

[કદાચ આપણા દેશમાં સ્વરાજ્ય મળ્યે પહેલું દારૂબંધી કરવાનું કામ હાથ લેવાનો ઈરાદો જાહેર કરનાર કંઠને હંમેશ માટે ધરબી દેવામાં આવ્યો છે તેમ!] 'લિસન', જાન્યુ૦-ફેબ્રુ૦ ૧૯૬૧]

ગો૦

# ૧૯૬૦નાં ગુજરાતી પ્રકાશનો

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયના કૉપીરાઈટ વિભાગમાં આ વર્ષમાં કુલ ૧૦૫૦ પ્રકાશનો આવ્યાં છે, જે ૧૯૫૯ કરતાં લગભગ ત્રણસો જેટલાં વધુ છે. મુખ્ય વિષયવાર તેમની સંખ્યા તથા ટકાવારી નીચે મુજબ છે.

| વિષય | સંખ્યા | ટકા |
|---|---|---|
| ૧. સાહિત્ય | ૪૫૬ | ૪૩ |
| ૨. કેળવણી | ૧૮૫ | ૧૮ |
| ૩. ધર્મ | ૧૫૨ | ૧૪ |
| ૪. વિજ્ઞાન | ૮૭ | ૮ |
| ૫. ગાંધીસાહિત્ય | ૨૨ | ૨ |
| ૬. પરચૂરણ | ૧૪૮ | ૧૪ |
| કુલ | ૧૦૫૦ | |

**૧. સાહિત્ય:—** સાહિત્યનાં ૪૫૬ પ્રકાશનોમાં મોટા ભાગનાં મૌલિક છે, અનુવાદિત માત્ર ૬૪ છે, જેમાં મુખ્યત્વે બંગાળી, હિંદી, અંગ્રેજી, મરાઠી વગેરેના અનુવાદો છે.

સાહિત્યના રૂપવિભાગ પ્રમાણે ૪૫૬ માં કાવ્યનાં ૯૨ પ્રકાશનો છે, જેમાં નીચેનાં નોંધપાત્ર ગણી શકાય—

૧. ગાવા જેવા ગરબા—(સંપા૦) હીરાબહેન પાઠક
૨. હરિસંહિતા ભાગ ૨-૩—નાનાલાલ દલપતરામ કવિ
૩. પ્રેમાનંદનાં ત્રણ આખ્યાન—(સંપા૦) કે. કા. શાસ્ત્રી; ચૈતન્યબાળા જ. દિવેટિયા
૪. વંદના—સોમાભાઈ ભાવસાર

નાટકનાં કુલ ૩૧ પ્રકાશનો મળે છે, જેમાં નીચેનાં ઉલ્લેખનીય છે—

૧. જીવન ઝંઝાવાત—રંભાબહેન ગાંધી
૨. એકને ટકોરે—શિવકુમાર જોષી
૩. કપૂરનો દીવો—ચંદ્રવદન મહેતા
૪. ઉદયપ્રભાત—મૂળજીભાઈ શાહ
૫. રૂપે રંગે રાણી—દુર્ગેશ શુક્લ

સાહિત્યમાં મુખ્યત્વે વાર્તાનાં પ્રકાશનો આવ્યાં છે, જેમની સંખ્યા ૨૮૮ છે. એમાં નીચેનાં નોંધપાત્ર છે—

૧. ગુજરાતી ટૂંકી વાર્તા—(સંપા૦) મનુસુખલાલ ઝવેરી
૨. સરસ્વતીચંદ્ર (બૃહત્ સંક્ષેપ)—(સંક્ષે૦) ઉપેન્દ્ર છ. પંડ્યા
૩. સર્વેશ્વર—ગુણવંતરાય આચાર્ય
૪. મોસમનાં ફૂલ—જયભિખ્ખુ

૫. સિતાર ભા. ૧-૨ — જયા ઠાકોર
૬. નિકુંજ — ધૂમકેતુ
૭. તિલોત્તમા — પન્નાલાલ પટેલ
૮. પ્રીત-વછોયાં — ચૂનીલાલ મડિયા
૯. ચૂનીલાલ વ. શાહની શ્રેષ્ઠ વાર્તાઓ — (સંપા૦) અનંતરાય રાવળ
૧૦. અખંડ દીપ — ઑલિવર ગોલ્ડસ્મિથ (અનુ૦) ગિરીશ ભટ્ટ
૧૧. પાનખર અને વસંત — સાને ગુરુજી (અનુ૦) જયંત પરમાર
૧૨. બાવન પત્રો — કૃષ્ણચંદ્ર; (અનુ૦) હરીશ નાયક

સાહિત્યમાં આ સિવાયનાં ઇતર ૪૧ પ્રકાશનો આવ્યાં છે, જેમાં નીચેનાં ધ્યાનપાત્ર છે —

૧. ભારતીય કાવ્યસિદ્ધાંત — જયંત કોઠારી; નટુભાઈ રાજપરા
૨. નાટ્ય વિવેક — ધનસુખલાલ મહેતા
૩. જીવનસૌરભ — બબલભાઈ મહેતા
૪. શૈલી અને સ્વરૂપ — ઉમાશંકર જોષી
૫. વિવેકાંજલિ — મગનભાઈ દેસાઈ

**૨. કેળવણી :**— શૈક્ષણિક ૧૮૫ પ્રકાશનોમાં પાઠ્ય-પુસ્તકો અને માર્ગદર્શિકાઓ સિવાયનાં માત્ર ૧૫ જ પ્રકાશનો છે, જેમાં નીચેનાં બે નોંધપાત્ર છે —

૧. બાળક સાથે વાતો કેમ કરશો ? — હરભાઈ ત્રિવેદી
૨. દીવાન લલ્લુભાઈ માધ્યમિક શાળા — સુવર્ણજયંતી મહોત્સવ સ્મારક અંક — (સંપા૦) ઠાકોરભાઈ ઠાકોર

**૩. ધર્મ :**— ૧૫૨ જેટલાં ધાર્મિક પ્રકાશનોમાં હિંદુ ૮૦, જૈન ૪૦ અને ઇતર ધર્મનાં ૩૨ છે, જેમાં નીચેનાં ઉલ્લેખનીય છે —

૧. તૈત્તિરીય ઉપનિષદ — (અનુ૦) વાસુદેવ મહાશંકર જોષી
૨. જૈન પરંપરાનો ઇતિહાસ-૨ — ત્રિપુટી મહારાજ
૩. જૈન શ્વેતાંબર કોન્ફરન્સનો ઇતિહાસ — નાગકુમાર મકાતી
૪. ગીતા ત્રિપુટી — (પ્રકા૦) નવજીવન પ્રકાશન મંદિર

**૪. વિજ્ઞાન :**— ૮૭ જેટલાં વૈજ્ઞાનિક પ્રકાશનોમાં વૈદકનાં ૩૬, કળાકારીગરીનાં ૧૫, ગણિતશાસ્ત્રનાં ૧૦, ને ઇતર ૨૬ આવ્યાં છે; જેમાં નીચેનાં નોંધપાત્ર છે—

૧. અનંતની ભીતરમાં — છોટુભાઈ સુથાર
૨. અવરોધ અને ઓહમનો કાયદો — હરિલાલ મં. ત્રિવેદી
૩. જીવ ક્યાંથી આવ્યો ? — બંસીધર હી. ગાંધી
૪. શરીરની સાચવણ — શિવપ્રસાદ ત્રિવેદી
૫. ટ્રૅક અને ફીલ્ડ — (સંપા૦) ચિનુભાઈ પુ. શાહ

**૫. ગાંધી-સાહિત્ય :**— આ વિષયનાં આવેલાં ૨૨ પુસ્તકોમાં નીચેનાં ત્રણ ધ્યાનપાત્ર છે —

૧. રચનાત્મક રાજકારણ — આચાર્ય કૃપાલાની (અનુ૦) ચંદ્રશંકર શુક્લ
૨. મારો સમાજવાદ — ગાંધીજી; (સંપા૦) આર. કે. પ્રભુ
૩. વાલીપણાનો સિદ્ધાંત — ગાંધીજી; (સંક૦) રવીન્દ્ર કેળેકર

**૬. પરચૂરણ :**— ઇતર ૧૪૮ પ્રકાશનોમાં સમાજ-શાસ્ત્રનાં ૩૩, ઇતિહાસનાં ૨૫, તત્ત્વજ્ઞાનનાં ૨૪, ને પરચૂરણ ૬૬ જેટલાં આવ્યાં છે, જેમાં નીચેનાં નોંધપાત્ર છે —

૧. કલા મંદિરે — અંબુભાઈ પુરાણી
૨. અપભ્રંશ વ્યાકરણ — (સંપા૦) હરિવલ્લભ ભાયાણી
૩. ગુજરાત દર્શન — (સંપા૦) ભોગીલાલ ગાંધી
૪. સરદારની અનુભવવાણી — (સંપા૦) મુકુલભાઈ કલાર્થી
૫. અર્થતંત્રની આંટીઘૂંટી — મનુ સુબેદાર
૬. સમાજ-૧ — મેક આઈવર; પેજ (અનુ૦) અક્ષય-કુમાર દેસાઈ
૭. હિંદુસ્તાનની જ્ઞાતિસંસ્થા — જે. એચ. હટન (અનુ૦) પાંડુરંગ દેશપાંડે

આ આખાયે વર્ષ દરમ્યાન આવેલાં ૧૦૫૦ પ્રકાશનોમાં ચરિત્ર-સાહિત્યના ગ્રંથો ૧૧૪ આવ્યા છે, જેમાંથી નીચેના ઉલ્લેખનીય છે —

૧. બાપુના પત્રો-૫ કુ. પ્રેમાબહેન કંટકને — (સંપા૦) કાકા કાલેલકર
૨. પ્રો. ગજ્જરની જીવનકથા — અશ્વિન મા. ત્રિવેદી ને અન્ય
૩. મોરારજીભાઈ દેસાઈ ભા. ૧-૨ — અંબેલાલ જોષી
૪. બંગકેસરી — ચૂનીલાલ પુ. બારોટ
૫. શહીદ વીર વિનોદ કિનારીવાળા — બિપિન સાંગણકર

દશરથલાલ શાહ

# દવાશાળા—ફાર્મસી

[ગયે વર્ષે અમદાવાદમાં અખિલ ભારતીય ફાર્મસી કોંગ્રેસનું સંમેલન, હિંદી સરકારના 'ડ્રગ કન્ટ્રોલર' શ્રી. બોરકરના પ્રમુખપદે મળેલું. ત્યારે તેમણે પ્રમુખ-સ્થાનેથી આપેલા પ્રવચનને આધારે.]

૧

## 'વૈદ્ય ગાંધીનું સહિયારું'

આપણે ત્યાં આ કહેવત પ્રચલિત હતી. વૈદ ઓસડિયાં લખી આપે અને ગાંધીની દુકાનેથી એ ખરીદવાનાં હોય. વિલાયતી દવા માટે પરિસ્થિતિ જુદી છે. દાકતર દવાનું નામ લખી આપે અને ફાર્મસી કે દવા-બજારની દુકાનેથી તે ખરીદવાની હોય. આ બે પરિસ્થિતિમાં અગત્યનો ફેર એ છે કે, દવાશાળા કે ફાર્મસીમાં વેચાતી વિલાયતી દવા ઉપર તેમાં વપરાયેલાં ઓસડિયાં અને તેમના કસનું પ્રમાણ આપેલું હોય. ગાંધીની દુકાને મળતાં ઓસડિયાં તાજાં છે કે જૂનાં, તેમાં ઔષધગુણ રહ્યો છે કે નહિ, તેની કંઈ પરીક્ષા હોતી નથી. વૈદ્ય જાતે ઓસડિયાં ઘેર લાવી દવા બનાવી આપે તોપણ તેના ગુણ કે કસની ખાતરી કરવા વૈદ્ય પાસે કોઈ સાધન નથી. વનસ્પતિમાંનો કસ જમીનના કસ ઉપર આધાર રાખે છે. તમાકુ તમાકુના કસમાં જેમ ફેર પડે છે, તેમ ઔષધિમાં રહેલા ગુણ કે કસમાં ફેર પડે. ઓસડના આ ગુણ કે કસને અંગ્રેજીમાં તેનો 'ઍક્ટિવ પ્રિન્સિપલ' કહે છે. એ ઍક્ટિવ પ્રિન્સિપલ શોધવાનું કામ વૈદ્યો કે દાકતરો ન કરી શકે. તે કામ રસાયણશાસ્ત્રના નિષ્ણાતોનું છે. પરદેશમાં જેમ જેમ વિજ્ઞાનની શાખાઓ વિકસતી ગઈ, તેમ તેમ તેમનાં જુદાં જુદાં સંશોધનોનો લાભ ત્યાંની પ્રજાને મળતો ગયો. આપણે ત્યાં 'હરડે'ના ગુણ ગમે તેટલા ગાઈએ પણ હરડેના જુદા જુદા નમૂના તપાસીએ તો તેમના ગુણ કસમાં ઘણો તફાવત દેખાય. ઓસડિયાં ઓળખવાં, તેમનો કસ જાણવો, દરદીની પ્રકૃતિ પારખી તેને ઔષધ આપવું, એ બધું કામ આપણા વૈદ્યોને કરવું પડતું. તેમની મદદમાં રસાયણશાસ્ત્રનાં સંશોધનો નહોતાં.

પરદેશમાં પણ તેવું જ હતું. ત્યાં પણ તેજાના વેચનારા, દવા બનાવનારા અને દવા લખી આપનારા દાકતરો હતા. તેમનું પણ વૈદ્ય-ગાંધી જેવું સહિયારું જ ચાલતું હતું. તે દરેક ત્રણેનું કામ બજાવી લેતા. તે ત્રણે ધંધાદારીઓ એકબીજાને દોષારોપણ કરતા. તે દરેક ધંધાદારીનાં જુદાં જુદાં મહાજન હતાં. એક વખત ઇંગ્લંડના રાજાએ એ ત્રણે મહાજનો ઉપર મોટો વેરો નાખ્યો. તે સમયે એ ત્રણે ધંધાદારીઓએ જુદાં જુદાં મહાજનો વિખેરી નાખીને પોતાનું એક જ મહાજન સ્થાપ્યું. પરંતુ કાળે કરી તે જુદા પડયા. પરસ્પર હિતોની અથડામણ ચાલુ જ રહી.

પરંતુ રસાયણશાસ્ત્ર અને વૈદકશાસ્ત્રમાં નવાં નવાં સંશોધનો થતાં ગયાં. આ સંશોધનમાં પડી ગયેલા દાકતરોને દવા જાતે બનાવવાની ફુરસદ નહોતી. રસાયણશાસ્ત્રનો અભ્યાસ કરી દવા બનાવનારાઓએ પ્રગતિ સાધી અને તેમાંથી ફાર્મસી કે દવા-શાળા અસ્તિત્વમાં આવી. એટલે દાકતરોને ફાર્મસીવાળાએ બનાવેલી દવા ઉપર જ આધાર રાખવાનો રહ્યો. પરંતુ દાકતરો સફળ ન થાય તો ફાર્મસીની બનાવટોનો દોષ કાઢયા કરે. પરિણામે અંકુશો આવ્યા, તેમાંથી દવાની નુસખા-પોથી કે 'ફાર્માકોપિયા' અને 'ડ્રગ ઍક્ટ' અમલમાં આવ્યાં.

આપણે ત્યાં પણ આવી જ અરાજકતા હતી. આયુર્વેદની મહાન સિદ્ધિઓનાં ગુણગાન થતાં. પણ જરૂરી ચીવટને અભાવે તેમ જ રસાયણશાસ્ત્રના સંશોધનને અભાવે આયુર્વેદની અવગણના થઈ. તે પ્રગતિ સાધી શક્યો નહિ. કેટલાક વૈદ્યોએ પેટંટ દવા બનાવવાનું શરૂ કર્યું. કેટલાક હાલીમવાલી લોકોએ પણ પેટંટ દવાના ક્ષેત્રમાં ઝંપલાવ્યું. અને જાહેરાતના જોરે તેમાંના કેટલાક કમાયા પણ ખરા. કેટલાક તો એમ પણ કહેતા કે, તે ત્રીસ કરોડની વસ્તીમાંથી એક લાખ મૂરખ પણ નહીં મળી આવે? અને તેથી તેઓ ભારતની તમામ ભાષાનાં વર્તમાનપત્રોમાં પોતાની પેટંટ બનાવટોની જાહેરાત આપતા.

આપણો દેશ પરાધીન હતો. પરદેશી દવાઓનાં બજાર સારાં જામ્યાં હતાં. છેક ૧૯૪૦માં, બ્રિટિશ અમલની સંધ્યાએ, આપણે ત્યાં 'ડ્રગ ઍક્ટ' પસાર થયો.

તેનો મુખ્ય ઉદ્દેશ ઓષધોનું નિયમન, અછતની પરિસ્થિતિમાં જરૂરી આયાત, તેમ જ તેમની યોગ્ય પ્રકારની બનાવટ અને વાજબી ભાવે વેચાણ થાય, તે હતો. તે ઍક્ટ અંગેના નિયમો ૧૯૪૫થી અમલમાં આવ્યા.

૨

## ફાર્મસી ઉદ્યોગના પાયા

પરદેશી હકૂમત તળે આયુર્વેદને મરણતોલ ફટકો વાગ્યો. તેનું સ્થાન મરતું જ ગયું. દવાઓની પરદેશી આયાત વધતી જ ચાલી. અફીણ, ઝેરકચોલું ઇ૦નાં ઔષધતત્ત્વો

'ટિંક્ચર મૉર્ફિયા' અને 'ટિંક્ચર નકસવૉમિકાં'ના નામે આયાત કરવામાં આવતાં. કન્યાકુમારીથી કાશ્મીર અને જગન્નાથપુરીથી દ્વારકા સુધી પથરાયેલા આપણા વિશાળ દેશમાં અનેક ઔષધિઓ થાય છે અને થતી. પણ એનો કસ કાઢી દવા બનાવવાની વાત નહોતી. આપણી ઔષધિઓ પરદેશ જાય અને પરદેશથી દવાઓ અહીં આવે. આ પરિસ્થિતિથી ઘણા અકળાઈ ઊઠયા. સ્વ. ત્રિભુવનદાસ ગજ્જરે વડોદરામાં વિલાયતી દવાઓ બનાવવાનું એલેમ્બિક વર્કર્સ શરૂ કર્યું. બંગાળમાં બંગાળ ફાર્માસ્ટ્યૂટિકલ વર્કર્સની સ્થાપના કરીને તેના નિભાવ પાછળ ડૉ. પી. સી. રાયે પોતાનું સર્વસ્વ હોમી દીધું. ક્રમે ક્રમે નવી નવી દવાશાળાઓ આપણે ત્યાં સ્થપાતી રહી. વળી ૧૯૧૪ના પ્રથમ વિશ્વયુદ્ધ સમયે પરદેશી આયાત બંધ થઈ. હિંદ સરકારને પણ ભારતમાં તે ઉદ્યોગને વિકસાવવાની જરૂર લાગી. વળી કલકત્તામાં 'સ્કૂલ ઑફ ટ્રૉપિકલ મેડિસિન'માં સંશોધન ચાલુ જ હતું. કર્નલ ચોપરાએ આપણી ઔષધિઓમાંના ગુણ-કસનું સંશોધન ત્યાં સારું એવું કર્યું. ૧૯૪૨માં બીજું વિશ્વયુદ્ધ આવ્યું, ત્યારે પરિસ્થિતિ ઘણી જ વિકટ બની ગઈ. દેશી વનસ્પતિઓ વગર ફાર્મસીને ટકવું મુશ્કેલ બની જાય એવી પરિસ્થિતિ આવી રહી. ભેળાગુ બનાવટો ખૂબ વધી પડી. તે સામે 'ડ્રગ ઍક્ટ' આવીને ઊભો રહ્યો. આમ અહીં ફાર્મસીના દવાઉદ્યોગને વેગ મળ્યો. પરદેશી આયાતને અભાવે તેમને ઇંદ્રજવ, અરડૂસી અને એવી બીજી ઔષધિઓ ઉપર જ આધાર રાખવો પડયો. પરંતુ તેમાં એક મહત્ત્વની મુશ્કેલી રહી. દેશી ઔષધિઓનું સંશોધન કરવાનું કામ કીડીની ગતિએ જ ચાલતું રહ્યું. મુશ્કેલ પરિસ્થિતિમાં પણ પરદેશી દવાઓ આયાત કરવી પડતી. દેશી ઔષધોમાં સારી રીતે સ્થાન પામેલી જેઠીમધ જેવી સાદી ચીજ આપણે આજે પણ પરદેશથી મંગાવવી પડે છે. આજે તો આ બાબત પરત્વે 'કાઉન્સિલ ઑફ સાયન્ટિફિક ઍન્ડ ઇન્ડસ્ટ્રિયલ રિસર્ચ'ના આશ્રયે 'સેન્ટ્રલ ઇન્ડિયન મેડિસિનલ પ્લૅન્ટ્સ ઑર્ગેનિઝેશન' નામની સંસ્થા ઊભી કરવામાં આવી છે. પરદેશોમાંથી આયાત કરાતી ઔષધિ ભારતમાં ઉગાડવી જરૂરી હોઈ, ઉપરની સંસ્થા આવી ઔષધિ ઉગાડવામાં રસ લેનારાઓને સારાં બીજ કે રોપા અને સલાહસૂચનો આપવાનું કામ ઉપાડી લે છે.

## ૩

## આજની પરિસ્થિતિ

ફાર્મસી ઉદ્યોગમાં આપણે આજે કયાં ઊભા છીએ એ જાણવું જરૂરી ગણાય. આપણે ત્યાં ૩,૬૦૦ ફાર્મસીઓ કામ કરી રહી છે. તેમાંની ૧૨૫ તો મોટા પાયા ઉપર ચાલી રહી છે. આપણા દવાઉદ્યોગમાં ૬૦ કરોડ રૂપિયાની હેરફેર થતી રહે છે. છતાં આપણે કેટલા પરતંત્ર છીએ તેનો આપણે ખ્યાલ કરવો જોઈએ.

પેનિસિલિન આપણે ત્યાં બને છે ખરું, પણ તેના કુલ ઉત્પાદન કરતાં બીજું દોઢું તો આપણે બહારથી મંગાવવું પડે છે.

'પી. એ. એસ.'નું ઉત્પાદન આપણે ત્યાં છે ખરું. પણ જેટલું ઉત્પાદન થાય છે તેટલું જ બીજું બહારથી મંગાવવું પડે છે.

૧૪૫ ટન જેટલાં 'સલ્ફા'-ઔષધો આપણે ત્યાં તૈયાર થાય છે, પણ તેની સામે ૫૦૦ ટન સલ્ફા-ઔષધોની આયાત કરવી પડે છે. સવા ત્રણ ટન એસ્પિરિન આપણે ઉત્પન્ન કરીએ અને ૪૧૩ ટન પરદેશથી મંગાવીએ. આશરે ૩૧ ટન જેટલું આપણે સ્ટ્રેપ્ટોમાઈસીન પરદેશથી મંગાવીએ છીએ. એ. પી. સી.ની ગોળીઓમાં વપરાતું ફિનાસેટીન ૧૮૫ ટન જેટલું આયાત કરવું પડે છે.

જ્ઞાનતંતુના શામક તરીકે સર્પગંધા આપણે ત્યાં સૈકાંઓથી વપરાતી આવી છે. હવે તો તેને દવાપોથી – ફાર્માકોપિયામાં પણ સ્થાન મળી ચૂકયું છે, અને તેની કેટલીયે બનાવટો વપરાશમાં છે. તેમ છતાં ઊંઘ અને ઘેન માટેનાં ઔષધોની આયાત સવા સાત ટન જેટલી કરવી પડે છે. આવી જ કથા ડાયાબિટીસ (મીઠી પેશાબનું દર્દ)માં વપરાતા ઇન્સ્યુલિન અને વિટામિન બી–૧, બી–૨ અને વિટામિન 'સી'-ની ગણાય.

## ૪

## હવે શું?

આપણા ફાર્મસી ઉદ્યોગે ફક્ત નફા તરફ જ નજર રાખવાને બદલે સંશોધન તરફ નજર દોડાવવી જોઈએ. જો આપણી દરેક ફાર્મસી બે ત્રણ ઔષધિ પરત્વે પણ વિગતવાર સંશોધન આરંભે, તો આ મહત્ત્વના ઉદ્યોગમાં એક નવો જ યુગ સ્થાપી શકાય. દર વર્ષે થતા નફાના અમુક ટકા તેણે સંશોધન માટે ફાજલ પાડવા જોઈએ.

આપણે ત્યાં સંશોધન-નિષ્ણાતો ઓછા છે. તે પણ મોટે ભાગે મોટા ઉદ્યોગોમાં જ રોકાયેલા રહે છે. શિક્ષણસંસ્થાઓની સરખામણીમાં ઉદ્યોગો તેમને વધારે સારું વેતન આપી શકે છે. પરંતુ ઉદ્યોગસંસ્થાઓ, વૈદ્યકીય શિક્ષણ આપનારી સંસ્થાઓ અને આપણી હૉસ્પિટલો એ ત્રણેના સહયોગથી ફાર્મસી કે દવાવિદ્યામાં ઘણી પ્રગતિ સાધી શકાય.

આપણે ત્યાં ડાયાબિટિસના ઔષધ તરીકે જાંબુનાં ગુણગાન સારાં થાય છે. વળી થોડા દિવસ ઉપર લાંભામાં નીરા કેન્દ્રની ઉદ્ઘાટન વિધિ સમયે એવી પણ જાહેરાત કરવામાં આવેલી કે, નીરો ડાયાબિટિસના દરદી માટે ઉત્તમ પેય છે. આવી આવી બાબત ફક્ત લોકજીભે ગવાય એ પૂરતું નથી. દવાશાસ્ત્રના નિષ્ણાતોએ આવી બાબતો પરત્વે સંશોધન આરંભી તેનું તથ્ય જાહેર પ્રજા આગળ તેમ જ દાકતરો સમક્ષ મૂકવું જોઈએ. એકાદ ગોપકન્યાને મોઢે ઊડતી વાત સાંભળી જેનર કામે લાગી ગયો અને શીતળાની રસી તેણે શોધી કાઢી, તેવું જ કંઈક આપણે ત્યાં કરવાનો સમય પાકી ગયો છે.

સંશોધન અકસ્માત જ હોય છે એમ માનવું ખોટું છે. કેટલીક વખત અકસ્માત્ કોઈક શોધ થઈ જાય છે ખરી. પણ તેવી શોધોમાં તે શોધ કરનારનું જ્ઞાન અને તીવ્ર નિરીક્ષણ જ કારણભૂત હોય છે.

યોજનાપૂર્વક કામ કરવામાં આવે તો શું શું થઈ શકે તે સમજવા આપણે એકાદ ઔષધિનો દાખલો લઈએ. રસાયણવિજ્ઞાનીઓ તેમાં રહેલાં જુદાં જુદાં ઔષધસત્ત્વો (Active principles) નક્કી કરી આપે, તે ઔષધસત્ત્વોને જુદાં જુદાં પ્રાણીઓને આપી તેથી તેમનાં શરીરનાં જુદાં જુદાં તંત્રો ઉપર થતી અસરો ઇ૦નું કામ દવાવિદ્યા શિખવાડનાર મહાશાળાઓ ઉપાડી લઈ શકે અને તે બધા ઉપરથી મનુષ્યને માટે ક્યા રોગમાં કેટલા પ્રમાણમાં તે આપી શકાય તે નક્કી કરી શકાય. આટલું થતાં જ હોસ્પિટલો તે દવાનો ઉપયોગ અનેક દરદીઓ ઉપર કરી તેમના અનુભવો જાહેર કરે. આમ આ બધાના સહકારથી છેવટે પ્રત્યેક નવા ઔષધની ચકાસણી થઈ શકે. ત્યાર બાદ તેને નુસખા-પોથીમાં સ્થાન મળે અને તેની બનાવટો બજારમાં મૂકી શકાય. મે બેકર અને પાર્ક ડેવીસ જેવી દવા બનાવનારી ફાર્મસીઓ આવાં સંશોધન પાછળ સારું એવું ખર્ચ કરે છે અને તેમનાં સંશોધનથી જ તેઓ પ્રતિષ્ઠા પામે છે. આમ સંશોધન માટે ખરચેલાં નાણાં નકામાં નથી જતાં. તે ઉપયોગી મૂડીરોકાણની જ ગરજ સારે છે. એટલું જ નહિ પણ આપણા ઔષધિવિજ્ઞાનમાં ઉમેરો કરે છે, અને તેનું ઉચ્ચ ધોરણ સ્થાપવામાં પોતાનો ફાળો આપે છે.

સંશોધન થતું જ રહે, નવાં નવાં ઔષધો કસોટીની સરાણે ચડી પોતાનું સ્થાન જમાવતાં રહે, તો આપણે ત્યાંનો દવા-ઉદ્યોગ ઘણી પ્રતિષ્ઠા પામે, બીજા દેશોમાં ચાલતા તે ઉદ્યોગની કક્ષામાં ઊભો રહી શકે અને આપણે પરદેશથી દવાઓની આયાત કરવાની રહે નહિ. આ પરિસ્થિતિ સર્જવા હવે આપણે કટિબદ્ધ થવું જોઈએ.

બંસીધર ગાંધી

# શહીદ હે!

શહીદ હે ! માનવકુલશ્રેષ્ઠ
ઝોળી અમારી ગઈ છેક ખાલી :
તને કર્યો દૂર ધરા પરેથી—
આવી વસ્યો તું સહુ અંતરોમાં.
ઈસુ અને બુદ્ધ ગયા પછીથી
પડ્યો વિસામો બહુ કાલ કેરો;
કારુણ્યમૂર્તિ ! ઝડપી લીધું તેં
શહીદીનું આસન વીરતાથી.
હજીય આ માનવજાત કેવી
અપંગ, અન્ધાન્ધ અને બધિર;
તેને સુપંથે કરવા અધીર
બની ખપ્યો શેષ ન રાખ્યું કાંઈ.
"હે રામ !" બોલી અવિરામ પ્રેમે
દૃષ્ટિ ઢળી મંગલ ભાવનાથી;
પોઢ્યો પછી ભારત માત અંકે
અણુ અણુ વ્યાપી બન્યો સુધન્ય.
સુધન્ય થાતી ફરીને ધરા આ.

શાંતનૂ માહેશ્વર

# વિજ્ઞાનની રજોટી

## ૧

### ઘટતી જતી આવક

બીજી ખેત-મજૂર-તપાસ સમિતના અહેવાલમાં જણાવ્યું છે કે, ૧૯૫૦–'૫૧માં એક ખેડૂતપરિવારની સરેરાશ વાર્ષિક આવક ૪૪૭ રૂપિયા હતી, તે ૧૯૫૬–'૫૭માં ઘટીને ૪૩૭ રૂપિયા થઈ છે.

૧૯૫૦–'૫૧માં પુરુષની મજૂરી ૧૦૯ નયા પૈસા હતી, તે ૧૯૫૬–'૫૭માં ઘટીને ૯૬ નયા પૈસા થઈ છે. સ્ત્રીની મજૂરી ૬૮ નયા પૈસાથી ઘટીને ૫૯ નયા પૈસા થઈ છે.

૧૯૫૦–'૫૧માં દરેક ખેડૂત-પરિવારના કરજની રકમ સરેરાશ ૧૦૫ રૂપિયા હતી, તે ૧૯૫૬–'૫૭માં વધીને ૧૩૮ રૂપિયા થઈ ગઈ છે.

ખેડૂતપરિવારોનું ૧૯૫૦–'૫૧માં કુલ દેવું ૮૦ કરોડ રૂપિયા હતું, તે ૧૯૫૬–'૫૭માં ૧૪૩ કરોડ રૂપિયા થયું છે.

આ કરજવધારામાં ૪૬ ટકા વધારો તો ઘરનું ખર્ચ વધી જવાથી થયો છે.

—ઉપરના આંકડાઓથી સ્પષ્ટ થાય છે કે, ખેત-મજૂરની વાર્ષિક આવક ૮૮ રૂપિયા અથવા તેથી પણ ઓછી છે. જો તે અંબર ચરખાથી પોતાની વાર્ષિક આવકમાં માત્ર ૫૦ રૂપિયા વધારો પણ કરી શકે, તો તે કેટલો મોટો વધારો થયો કહેવાય? અંબર ચરખો એક કુટુંબને વર્ષે ૧,૨૦૦ થી ૧,૮૦૦ રૂપિયા આવક આપી શકે છે, એ તો અનેક જગાએ સાબિત થઈ ગયું છે.

—'જાગૃતિ', ૧૯–૧–'૬૧]

### આપણી રાષ્ટ્રીય આવક કયાં જાય છે?

પંચવર્ષીય યોજનાઓથી વધેલી કહેવાતી આવક કોની પાસે જાય છે, એ જાણવું જોઈએ. એ માટે એક કમિટી પણ નીમવામાં આવી છે. તેનો અહેવાલ બહાર પડે ત્યારે ખરો. પણ ત્યાર પહેલાંય 'સેન્ટ્રલ સ્ટૅટિસ્ટિકલ ઑર્ગેનાઇઝેશન', 'નૅશનલ સૅમ્પલ સર્વે' તથા રિઝર્વ બૅંકના આંકડાઓ ઉપરથી પણ કેટલોક અંદાજ બાંધી શકાય છે.

જેમ કે, ૧૯૫૧–'૫૩ દરમ્યાન વર્ષે ૨૦૦ રૂપિયાથી ઓછી આવકવાળા માણસોની સંખ્યા વસ્તીના ૫૦ ટકા હતી; ૧૯૫૩–'૫૪ દરમ્યાન તે ૫૫ ટકા થઈ; ૧૯૫૪–'૫૫ દરમ્યાન તે ૬૨ ટકા થઈ; અને ૧૯૫૫–'૫૬ તથા ૧૯૫૬–'૫૭ દરમ્યાન તે અનુક્રમે ૫૯ તથા ૬૫ ટકા થઈ.

આવકવેરો ભરનારાઓની સંખ્યા ઉપરથી પણ કેટલોક અંદાજ તારવી શકાય. જેમ કે, ૧૯૪૮–'૪૯ અને ૧૯૫૪–'૫૫ વચ્ચેના ગાળાના આંકડા જોઈએ, તો વરસે ૫,૦૦૦ રૂપિયા સુધીની આવકવાળાઓની સંખ્યા ૫૩ ટકા ઘટી; ત્યારે રૂ. ૪૦,૦૦૦ થી રૂ. ૭૦,૦૦૦ની આવકવાળાઓની સંખ્યા ૩૯ ટકા વધી; અને રૂ. ૧,૫૦,૦૦૦ થી રૂ. ૨,૦૦,૦૦૦ સુધીની આવકવાળાઓની સંખ્યા ૧૪ ટકા વધી. ત્યારે, રૂ. ૧૦,૦૦૦ થી રૂ. ૧૫,૦૦૦ આવકવાળાઓની સંખ્યા ૬૫ ટકા વધી અને રૂ. ૨૫,૦૦૦ થી રૂ. ૪૦,૦૦૦ આવકવાળાઓની સંખ્યા ૫૫ ટકા વધી.

અર્થાત્ રૂ. ૫,૦૦૦ સુધીની વાર્ષિક આવકવાળાઓની સંખ્યા ઘટતી જાય છે, અને વધુ આવકવાળા ઉપલા વર્ગોની સંખ્યા વધતી જાય છે.

—'ઇંડિયન રીવ્યૂ', જાન્યુ૦ ૧૯૬૧]

## ૨

### ખાદીગ્રામોદ્યોગ

સન ૧૯૫૩થી, કે જ્યારથી અખિલ ભારત ખાદી-ગ્રામોદ્યોગ મંડળે ખાદીકામ સંભાળ્યું છે, ત્યારથી ખાદી-કાર્યક્રમ ઉપર કુલ ૪૬.૮૫ કરોડ રૂપિયા ખર્ચ થયું છે. તેમાંથી ૨૧.૩૨ કરોડ રૂપિયા (૪૭·ટકા) પ્રશિક્ષણ, સરંજામ, ગોદામ વગેરે અન્ય નિર્માણકાર્ય જેવા આવશ્યક 'પ્રસાર-કાર્ય'માં થયું છે.

ખાદીનાં ઉત્પાદક-કામો, જેવાં કે, સૂતર-ખરીદ, ચરખાબનાવટ તથા પરચૂરણ વેચાણ વગેરે ઉપર ૨૩.૧૮ કરોડ (૫૦ ટકા) રૂપિયા આપવામાં આવ્યા છે.

વ્યવસ્થાખર્ચ માત્ર ૨.૩૫ કરોડ રૂપિયા આવ્યું.

કુલ ખર્ચમાં કારીગરોના પ્રશિક્ષણ ઉપર થયેલું ૬.૦૮ કરોડ રૂપિયાનું ખર્ચ પણ આવી જાય છે. તે જ પ્રમાણે મકાનોનું બાંધકામ, ગોદામ, સરંજામ વગેરે ઉપરનું ખર્ચ

પણ આવી જાય છે. તેમ જ કરજ તરીકે અપાયેલા ૩.૯૯ કરોડ રૂપિયા પણ સામેલ છે, જે પાછા આવી જશે.

સન ૧૯૫૯–'૬૦માં બધી જાતની ખાદીનું ઉત્પાદન ૧૪.૧૫ કરોડ રૂપિયાની કિંમતનું (૭૧૬.૮૫ લાખ ચોરસ-વારનું) થયું. કુલ વેચાણ ૩૦.૬૮ કરોડ રૂપિયાનું થયું. અર્થાત્ લાગત અને વેચાણનું પ્રમાણ ૨ : ૩થી વધુ છે.

ઉત્પાદનના કુલ ખર્ચમાંથી આશરે ૭૨ ટકા કારીગરોને મળે છે.

—'જાગૃતિ,' ૧૯–૧–'૬૦]

## ન વેચાતી ખાદી

ડૉ. યુધવીરસિંહ જણાવે છે કે, ૧૯૫૯–'૬૦માં ૫ કરોડ રૂપિયાની ખાદી—સહકારી મંડળીઓએ કે વ્યક્તિઓએ તૈયાર કરાવેલી—વેચાયા વિના પડી રહી છે.

૧૯૫૯–'૬૦માં ખાદીની કુલ પેદાશ ૧૩ કરોડ રૂપિયાની હતી; અને તેણે ૧૫ લાખ માણસોને રોજી આપી હતી. ત્યારે દેશભરની મિલોમાં ૫ લાખ માણસોને જ રોજી મળે છે.

લોકોને ખાદીનો ઉપયોગ વધુ કરવા સમજાવવામાં આવે, તો વધુ લોકોને રોજી મળે, એ ઉઘાડું છે.

—ટા. ઑફ. ઇં., ૨૦–૧–'૬૧]

## ખાદી અને મિલ

અખિલ હિંદ હાથસાળ કાપડ વેચાણ સહકારી મંડળીના અને અખિલ હિંદ હાથસાળ સંઘના પ્રમુખ શ્રી. સોમપ્પાએ હૈદરાબાદમાં તા. ૧૭–૧–'૬૧ના રોજ બોલતાં જણાવ્યું કે, હાથસાળ-ઉદ્યોગને ફાળવેલું કાપડ તે પેદા કરી શકે તેમ નથી, એમ મિલઉદ્યોગવાળા જણાવે છે. પરંતુ બીજી યોજના વખતે જ્યારે મિલો માટેનો કાપડ-ઉત્પાદનનો હિસ્સો ફાળવવામાં આવ્યો હતો, ત્યારે મિલોએ વધુ હિસ્સાની માગણી કરી હતી અને એમ જણાવ્યું હતું કે, કાપડની વપરાશ જણ દીઠ ૨૨ વાર થશે. પરંતુ બીજી યોજનાના આખા ગાળામાં કાપડની વપરાશ ૧૮.૫ વાર કરતાં વધી નથી. મિલકાપડના અતિ ઉત્પાદનને કારણે પછી માલનો ભરાવો થતાં સરકાર મિલોની મદદે દોડી ગઈ અને કાપડ ઉપરની જકાત ૨૦ કરોડ રૂપિયા જેટલી ઓછી લીધી.

એ મિલોના માલના ભરાવાને લીધે હાથસાળ-ઉદ્યોગને પણ બહુ સોસવું પડ્યું હતું.

હવે ત્રીજી યોજના ગોઠવાઈ રહી છે તે વખતે મિલઉદ્યોગે વળી પાછા હાથસાળ-ઉદ્યોગ ઉપર પ્રહાર કરવા માંડ્યા છે અને પોતાને માટે વધુ હિસ્સો માંગવા માંડ્યો છે. પરંતુ શ્રી. સોમપ્પાએ ત્રીજી યોજનાના ગાળામાં દર વર્ષે ૫૦,૦૦૦ લાખ વાર કાપડથી વધુ માલનું ઉત્પાદન ન કરવા દેવા માટે ચેતવણી આપી હતી. હાથઉદ્યોગના કારીગરોની સ્થિતિ તપાસવા એક કમિટી નીમવાની પણ તેમણે માગણી કરી હતી.

—ટા૦ ઑફ૦ ઇં૦, ૧૮–૧–'૬૧]

## ખાદી અને કરકસર!

હાથસાળ-સપ્તાહ નિમિત્તે ભરવામાં આવેલા પ્રદર્શન વખતે પ્રમુખસ્થાનેથી શ્રી. હંસાબહેન મહેતાએ જણાવ્યું કે, "એવો એક પરિપત્ર છે કે, પ્રધાનોનાં મકાનમાં બારી-બારણાંને જે પડદા અને સોફા વગેરેને જે કવર હોય તે ખાદીનાં જ હોય; તેમાં હાથસાળ ન ચાલે. પરંતુ મારું કહેવું છે કે, હંમેશાં બધે જ સ્થળે ખાદી ન ચાલે. હાથ-વણાટનું કાપડ મજબૂત અને ટકાઉ હોય છે. અને વળી ગુજરાત જેવા આર્થિક ખોટ ધરાવતા રાજ્યમાં તેને વાપરવું કરકસરભર્યું પણ લેખાશે."

—'સંદેશ', ૬–૨–'૬૧]

—હિંદી માધ્યમને બહાને પહેલાં માતૃભાષાના માધ્યમને ખતમ કરવું, અને પછી અંગ્રેજી માધ્યમ ઉપર જ ગોઠવાઈ રહેવું, એ ભણેલા વર્ગની આજકાલની નવી રાજકીય રમત છે. એવું જ ખાદીની બાબતમાં થતું ઉપર જોવા મળે છે. કરકસરને બહાને — ગરીબ ગુજરાત રાજ્યની ખોટને બહાને, પહેલાં ખાદીને ખતમ કરવી અને હાથસાળના કાપડને આગળ કરવું; અને પછી હાથસાળ તો મિલ કાપડથી ખતમ થયેલી છે જ!

ગરીબ ગુજરાત રાજ્યને સધ્ધર બનાવવું હોય તો, લોકોમાં રોજગારી જો વધુ વહેંચાય તો જ તેમ [illegible] આજકાલ નીચલા વર્ગના ૭૦ ટકા ગરીબ [illegible] મૂકી, અમુક લોકોને જ 'ભારત' ગણીને [illegible] છે. આ માનસ તેનો જ એક વધુ [illegible] જીવરાજ મહેતા હાથસાળ કાપડની [illegible] સજીવન કરવાનો અને તે કાપડની [illegible] રોધ કરે છે — કદાચ વધુ લોકોને [illegible]

પરદેશમાં પણ પડદા કવર વગેરેનું જે ખાદીકાપડ શ્રેષ્ઠ તરીકે વખણાયું છે, તે કળા-કારીગરીને સુવાડી દેવાની અપીલ તે જ સભામાં અને તેમની જ સાથે શ્રી. હંસાબહેન મહેતા કરે છે, અને તે ગરીબ ગુજરાતના નામ ઉપર! જમાનાની બલિહારી જ ને! .

૩

### પંચાયત સમિતિઓની ભાષા

પંચાયતરાજ જો બરાબર શરૂ થાય, તો જે રાજ્યો અંગ્રેજીને બદલે પોતાની પ્રાદેશિક ભાષાને હજુ રાજ્ય-ભાષા બનાવવા તૈયાર થતાં નથી, તેમને પણ પ્રાદેશિક ભાષાને રાજભાષા બનાવવી પડશે. રાજસ્થાનમાં પંચાયત-સમિતિઓ પોતાનું કામકાજ તથા સરકાર સાથેનો પત્ર-વ્યવહાર હિંદીમાં ચલાવે છે.

પરંતુ, આંધ્રમાં હજુ અંગ્રેજીને સ્થાને તેલુગુ ભાષા આવી નથી. પંચાયતસમિતિઓના સભ્યો હવે પોકાર પાડવા લાગ્યા છે કે, અમારામાંથી મોટા ભાગના જે ભાષા નથી જાણતા, તેમાં અમારું કામકાજ હજુ ચલાવાય છે! એવાં એંધાણ વરતાય છે કે, ઘણીખરી સમિતિઓ તેલુગુ વાપરવા માંડશે. જિલ્લા પરિષદોમાં પણ આ ફેરફાર હવે વધુ લાંબો સમય અટકાવી શકાય તેમ નથી.
—ટા૦ ઑફ૦ ઇં૦, ૧૮–૧–'૬૧ ]

[ 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' પત્ર પોતાના 'ચાલુ બનાવો'ની કતારમાં ઉપર પ્રમાણે લખે છે; પણ નહેરુ-સરકારના રાજ્યમાં પંચાયતનું કામકાજ પણ અંગ્રેજીમાં જ ચલાવ્યા કરવામાં આવે, તો નવાઈ નથી. હજુ પાંચેક દિવસ ઉપર જ ('સંદેશ', ૨૨–૧–'૬૧) ખેડા જિલ્લાના ડી. એસ. પી.એ ભાડુતી ઘોડાગાડીઓ અંગે બિલ્લા અને નંબરનાં પતરાં માટે બહાર પાડેલી એક જાહેર નોટીસ પણ અંગ્રેજી ભાષામાં જ જાહેરમાં ચોટાડવામાં આવી હતી! દારૂ અને અંગ્રેજીનું રાજ્ય હજુ આ દેશમાંથી ક્યારે જશે એ કલ્પી શકાતું નથી.]

### આખા હિંદમાં યુનિવર્સિટીઓનું એક માધ્યમ!

નવી દિલ્હીમાં તા. ૧૭–૧–'૬૧ના રોજ મળેલી સેન્ટ્રલ એડવાઇઝરી બોર્ડ ઑફ એજ્યુકેશનની બેઠકમાં, આખા દેશની યુનિવર્સિટીઓમાં એક જ ભાષાને માધ્યમ તરીકે ઉપયોગમાં લેવાની વાતનો ખાસ આગ્રહ કરવામાં આવ્યો હતો.

અંગ્રેજીને બદલે પ્રાદેશિક ભાષાઓને માધ્યમ તરીકે અપનાવવાની તીવ્ર ચર્ચા વખતે એવું જણાવવામાં આવ્યું કે, દેશમાં ભાષાવાદ પરત્વે પ્રવર્તતો ઉશ્કેરાટ અને ભાષા-ઓની અનેકતા જોતાં, પ્રાદેશિક ભાષાઓને શિક્ષણના માધ્યમ તરીકે અપનાવવી એ હાનિકારક નીવડશે.

કોઈએ અંગ્રેજી ભાષાનું નામ લીધું ન હતું, પણ જો આખા દેશમાં એક જ ભાષાને માધ્યમ તરીકે અપનાવવી હોય, તો તે ભાષા ભવિષ્યમાં કેટલાંક વર્ષ સુધી સ્પષ્ટપણે અંગ્રેજી જ હશે.

જોકે, છેવટે જતાં અંગ્રેજીને માધ્યમ તરીકેના સ્થાનેથી હઠાવવી પડશે એવું સામાન્યપણે કબૂલ રાખવામાં આવ્યું; છતાં કેટલાક સભ્યોએ, ધોરણને હાનિ પહોંચાડ્યા વિના, નજીકના ભવિષ્યમાં તેમ થઈ શકશે કે કેમ, એ બાબત શંકા વ્યક્ત કરી હતી.

કશો નિર્ણય લેવામાં ન આવ્યો, પણ અંતે એમ નક્કી કરાયું કે, એક ખાસ બેઠકમાં આ આખો સવાલ તપાસી જોવામાં આવે.
—ટા૦ ઑફ૦ ઇં૦, ૧૮–૧–'૬૧ ]

[ રાષ્ટ્રભાષા હિંદીને શિક્ષણનું માધ્યમ બનાવવાનો આગ્રહ રાખનારાઓ ખરેખર તો પ્રચ્છન્ન-અંગ્રેજી-માધ્યમ-વાદી જ છે, એમ જે કહેવાય છે, તે ગુજરાત રાજ્યમાં તો વડોદરાની અને વલ્લભ વિદ્યાનગરની યુનિવર્સિટીઓમાં પુરવાર થઈ ચૂકેલું છે. અત્યારની વડી સરકારની કારવાઈઓ જોતાં, થોડા વખતમાં એટલો આંચળો પણ અંગ્રેજી માધ્યમવાળાઓને નહીં પહેરવો પડે, એવું લાગે છે ]

૪

### બંધારણનો અમલ!

સ્વતંત્ર થયા બાદ ભારત દેશ પરદેશી ભાષાની ગુલામીમાં ચાલુ ન રહે તથા દેશના બધા લોકો સ્વતંત્ર ભારતના રાજવહીવટમાં સમજપૂર્વક ભાગ લઈ શકે કે સહકાર આપી શકે તે માટે, તા. ૧૪મી ડિસેમ્બર ૧૯૪૯-માં હિંદીનો રાજભાષા તરીકે સ્વીકાર કરવામાં આવ્યો. અને અચાનક એ ફેરફાર કરવામાં વિવિધભાષી લોકોને મુશ્કેલી ન આવે તે હેતુથી ૧૫ વર્ષનો વચગાળો ઠરાવવામાં આવ્યો, જે દરમ્યાન તૈયારી કરીને ૧૯૬૫ સુધીમાં ભારત અંગ્રેજી ભાષાને હઠાવી હિંદીને પૂર્ણરૂપે રાજભાષાનું સ્થાન આપી શકે.

એ બધું બરાબર ક્રમસર થાય છે કે નહિ તે તપાસતા રહેવા માટે રાષ્ટ્રપતિ પાંચ પાંચ વર્ષે સરકારી ભાષા-પંચનીમી શકે એવી કાનૂની જોગવાઈ પણ બંધારણમાં કરવામાં આવી.

પરંતુ બંધારણનો અમલ કરવાની વાત તો કયાં ગઈ, પણ કેન્દ્ર સરકાર એનો ભંગ કરવાની પેરવીમાં જ જાણે લાગી ગઈ. અને ૧૯૬૫ની મર્યાદાને ઉડાવી દઈ, ત્યાર પછી પણ અંગ્રેજી મનમાની અવધિ સુધી સહભાષા તરીકે ચાલુ જ રહે એવી જાહેરાત કરવામાં આવી.

નીચેના કેટલાક આંકડા પરથી ભારત સરકારની તૈયારી કેવી ચાલી રહી છે, એની એક ઝલક મળશે! રાજકર્તાઓ જ આ અગત્યની પ્રજાકીય બાબતમાં કેવો સહકાર આપી રહ્યા છે, તેનો નમૂનો તે ઉપરથી જણાશે.

હિંદીમાં પત્રવ્યવહાર

| કચેરી | હિંદીમાં મળેલા પત્રો | હિંદીમાં આપેલા ઉત્તરો |
|---|---|---|
| ગૃહખાતું | ૬૯૮૬ | ૧૫૪૯ |
| કેળવણી | ૧૫૨૫ | ૪૧૮ |
| ખેતી તથા અન્ન | ૧૬૦૮ | ૧૮૮ |
| નાણાંખાતું | ૧૬૮૫ | ૫૮૧ |
| આરોગ્ય | ૮૧૪ | ૪૯૩ |
| વિદેશખાતું | ૩૭૦ | – |
| સંરક્ષણ | ૨૬૭ | ૩ |
| પુનર્વસવાટ | ૨૫૮ | ૯ |
| સામુદાયિક વિકાસ તથા સહકાર | ૫૦૦ | ૧ |
| સીંચાઈ-વિદ્યુત્ | ૩૬૭ | ૨ |
| પોલાદ-ખાણ-બળતણ | ૧૯૦ | ૩ |

વિદેશખાતું તો અંગ્રેજીમાં ઘણો પત્રવ્યવહાર કરે એ સમજાય, પણ ખેતીખાતું પણ ૧૬૦૮માંથી માત્ર ૧૮૮ પત્રોના જવાબ જ હિંદીમાં આપે કે સામુદાયિક વિકાસ તથા સહકારખાતું ૫૦૦માંથી ૧ પત્રનો જ જવાબ હિંદીમાં આપે, એ તો એક ગજબ જ લાગે છે. જાણે ખેતી અને સહકાર એ દિલ્હીમાં બેઠેલા અંગ્રેજીભાષી અમલદારોને જ લગતી બાબત હોય!

ટાઈપરાઈટરો

| કચેરી | કુલ | હિંદી |
|---|---|---|
| ગૃહખાતું | ૫૯૭ | ૧૨ |
| વિદેશખાતું | ૫૨૫ | ૪ |
| સંરક્ષણ | ૩૪૩ | ૪૮ |
| કેળવણી | ૩૩૬ | ૧૧ |
| પુનર્વસવાટ | ૨૦૫ | ૪ |
| સામુદાયિક વિકાસ | ૧૨૪ | ૨ |
| ખેતી તથા અન્ન | ૫૬૩ | ૬ |
| વાણિજ્ય-ઉદ્યોગ | ૪૮૩ | ૯ |
| સીંચાઈ-વિદ્યુત્ | ૧૨૪ | ૨ |
| આયોજન | ૩૧૩ | ૫ |
| માહિતી તથા આકાશવાણી | ૯૧ | ૩ |
| નાણાંખાતું | ૯૨૬ | ૧૦ |
| મજૂરખાતું | ૧૫૫ | ૬ |
| બીજાં છ ખાતા | ૯૧૭ | ૨૭ |

સરકારી કર્મચારીઓ

(પ્રથમ ત્રણ શ્રેણીના ભેગા)

| કચેરી | કુલ કર્મચારી | હિંદી જાણનાર | હિંદી શીખનાર |
|---|---|---|---|
| ગૃહખાતું | ૧,૨૧૭ | ૭૦૪ | ૧૩ |
| સંરક્ષણ | ૭૨૦ | ૪૪૪ | ૩૫ |
| સીંચાઈ-વિદ્યુત્ | ૩૨૮ | ૧૯૭ | ૧૭ |
| આરોગ્ય | ૩,૬૯૪ | ૧,૯૮૮ | ૩૦૪ |
| માહિતી તથા આકાશવાણી | ૫,૮૮૫ | ૨,૫૩૫ | ૩૩૪ |
| બધાં ખાતાં મળીને | ૨૩,૭૮૪ | ૧૧,૬૧૨ | ૧,૨૦૫ |

ચોથી શ્રેણીના સરકારી નોકરો અંગ્રેજી જાણતા જ નથી હોતા. અને તેમાંના મોટા ભાગના હિંદી જાણતા હોય છે. એટલે તેમને માટે કાઢવામાં આવતા પરિપત્રો વગેરે હિંદીમાં કાઢવાનો સરકારે નિર્ણય કર્યો છે. છતાં હજુ તેનું પાલન કેવું થાય છે તે જુઓ—

ચોથી શ્રેણી માટેના પરિપત્રો

| કચેરી | કુલ પરિપત્રો | હિંદીમાં કેટલા |
|---|---|---|
| ગૃહખાતું | ૭૪૯ | ૭ |
| નિર્માણ આવાસ ઇ૦ | ૧,૧૫૭ | ૪ |
| સામુદાયિક વિકાસ | ૧૪૮ | ૧૧ |
| વિદેશ | ૧૦૯ | ૦ |
| કાયદો | ૯૯ | ૦ |
| સીંચાઈ-વિદ્યુત્ | ૪૫૫ | ૦ |
| સંરક્ષણ | ૧૧૨ | ૧૨ |

| | | |
|---|---|---|
| માહિતી તથા આકાશવાણી | ૨,૯૨૮ | ૫૫ |
| ખેતી તથા અન્ન | ૩,૫૩૩ | ૨૬ |
| વાણિજ્ય-ઉદ્યોગ | ૫૦૦ | ૧૩ |
| કેળવણી | ૧૭૭ | ૭ |

સરકારી રિપોર્ટો, કાર્યવાહી વગેરે દેશના લોકોની જાણ માટે હોય; પરદેશવાળા ન જાણે તેમ સારું ગણાય. છતાં દેશના જ લોકો ન જાણે અને પરદેશના જ જાણે એ રીતે એ બધાં સરકારી પ્રકાશનો વિદેશી ભાષામાં જ કરવામાં આવે છે!

**પ્રકાશનો**

| કચેરી | કુલ પ્રકાશનો | હિંદીમાં |
|---|---|---|
| ગૃહખાતું | ૧૮ | ૫ |
| વાણિજ્ય-ઉદ્યોગ | ૧૪૩ | ૫ |
| મજૂરખાતું | ૪૧ | ૬ |
| રેલવે | ૩૪૩ | ૬૨ |
| કેળવણી | ૨૨૧ | ૭૧ |
| નાણાંખાતું | ૧૧૨ | ૨ |
| પોલાદ-ખાણ-બળતણ | ૧૭ | ૭ |
| ખેતી તથા અન્ન | ૧૩૯ | ૩૮ |
| વૈજ્ઞાનિક અનુસંધાન તથા સાંસ્કૃતિક કાર્ય | ૬૭ | ૧૪ |
| આયોજન | ૩૩ | ૬ |

પટ્ટા, કાગળપત્ર વગેરે ઉપર મથાળાં અંગ્રેજી જ હોય છે. રબરના સિક્કા વગેરે તથા કાર્યાલયોનાં નામ પણ અંગ્રેજીમાં. અધિકારીઓનાં નામ પણ અંગ્રેજીમાં. સરકારી લાખો ફારમ પણ બધાં અંગ્રેજીમાં.

આ છે, બંધારણનો આદેશ અને તેનો અમલ!

—'વિશાળ ભારત', જાન્યુ૦ '૬૧]

## ૫

## અમેરિકામાં બેકારી

અમેરિકાના મજૂર ખાતાએ જાહેર કર્યું છે કે, અમેરિકામાં ડિસેમ્બર માસમાં ૪,૫,૪૦,૦૦૦ માણસો બેકાર હતાં. બીજા વિશ્વ-યુદ્ધ પછીનાં વર્ષોમાં એ બાબતની પરાકાષ્ઠાનો મહિનો આ હતો. ચાલુ માસમાં પણ બેકારોની સંખ્યામાં વધારો થશે, એવી અપેક્ષા રખાય છે.

મોટાભાગની બેકારી પોલાદ, મોટર અને બીજા ઉત્પાદક ઉદ્યોગોમાં નોંધાઈ છે. પોલાદ ઉદ્યોગ તેની માત્ર અર્ધી તાકાતથી જ કામ કરી રહ્યો છે અને છેલ્લા દશ મહિનામાં જ તે ઉદ્યોગમાં ૨ લાખ મજૂરોને છૂટા કરવામાં આવ્યા છે.

દરમ્યાન બ્રિટનના મોટરઉદ્યોગમાં પણ કટોકટી ઘેરી બનતી જાય છે. ઘણાંય કારખાનાંએ અઠવાડિયામાં ૨ા દિવસ જ કામ કરવાનું શરૂ કર્યું છે.

— ટા૦ ઑફ૦ ઇં૦, ૧૮–૧–'૬૧]

## ૬

## લશ્કર અને ખર્ચ

| | પશ્ચિમના દેશો | સામ્યવાદી દેશો |
|---|---|---|
| લશ્કર | ૮૬ લાખ | ૯૩ લાખ |
| વિમાનો | ૨૯ હજાર | ૨૫ હજાર |
| જહાજો | ૩૭૦૦ | ૩૦૦૦ |

**લશ્કરી ખર્ચ (રૂપિયામાં)**

| | |
|---|---|
| અમેરિકા | ૨૨,૮૦૦ કરોડ |
| રશિયા | ૨૦,૦૦૦ કરોડ |
| ઇંગ્લંડ | ૨,૧૦૦ કરોડ |
| પોલૅન્ડ | ૧,૭૦૦ કરોડ |
| પશ્ચિમ જર્મની | ૧,૩૦૦ કરોડ |
| ચીન | ૧,૨૦૦ કરોડ |
| કૅનેડા | ૮૫૦ કરોડ |
| ઝેકોસ્લોવેકિયા | ૬૦૦ કરોડ |
| ઇટલી | ૫૦૦ કરોડ |
| યુગોસ્લાવિયા | ૩૫૦ કરોડ |
| રૂમાનિયા | ૩૦૦ કરોડ |
| હિંદ | ૩૦૦ કરોડ |
| સ્વીડન | ૨૫૦ કરોડ |
| પશ્ચિમના દેશોનું કુલ | ૩૧,૫૫૦ કરોડ |
| સામ્યવાદીઓનું કુલ | ૨૪,૪૫૦ કરોડ |
| નિષ્પક્ષ દેશોનું | ૧,૮૫૦ કરોડ |
| કુલ વાર્ષિક લશ્કરી ખર્ચ | ૫૭,૮૦૦ કરોડ |
| અલ્પવિકસિત દેશોની કુલ વાર્ષિક આવક | ૬૨,૫૦૦ કરોડ |

— 'લિંક', ૨૯–૧–'૬૧]

**એક માણસને મારવાનું ખર્ચ!**

રિયર એડમિરલ હેન્રી એલ. એક્લ્સ (નિવૃત્ત) એવો અંદાજ કાઢે છે કે ઇ. સ. પૂર્વે ગાજમાં જુલિયસ સીઝરને શત્રુના એક માણસને મારવામાં ૭૫ સેન્ટ ખર્ચ આવતું (૩ાા રૂપિયા).

ત્યારે, ઇ. સ. ૧૮૦૦માં નેપોલિયનને લગભગ ૩,૦૦૦ ડોલર ખર્ચ આવ્યું હતું; જ્યારે પહેલા વિશ્વ-યુદ્ધમાં ૨૧,૦૦૦ ડોલર અને બીજામાં ૨ લાખ ડોલર!

— 'અવેક', ૨૨–૧૨–'૬૦]

૭

**'જનતા-ગાડી'**

જનતા માટે નાની અને સસ્તી મોટર બનાવવાનુ ભારત સરકારે માથે લીધું છે. તે અંગે પ્રો. થૉમસ બેલોઘ આ પ્રમાણે અર્થશાસ્ત્રીય વિચારણા રજૂ કરે છે—

"જે સમાજ કે રાષ્ટ્ર તીવ્ર ઔદ્યોગિક પલટો પામી રહ્યો હોય, ત્યાં જો આવકની વહેંચણી અને ઉત્પાદનની ગતિ ઇષ્ટ લક્ષ તરફ દોરવામાં ન આવે, તો જે ઔદ્યોગિક ઇમારત ઊભી થાય, તેનો ઘાટ ચાલુ વિસંગત અને તદ્દન અસમાન એવી આવકની વહેંચણી દ્વારા જ ઘડાય . . . જાહેર વિભાગમાં 'જનતાગાડી'ના ઉત્પાદન માટે જે કારખાનું નાખવાનો વિચાર ચાલે છે, તે ઉપરથી આ સાદું સત્ય સમજવામાં લોકો કેવા નિષ્ફળ નીવડે છે તેનો પુરાવો મળી રહે છે. ૪૦ કરોડની વસ્તી, કે જેની વાર્ષિક સરેરાશ આવક ૪૦૦ રૂપિયા છે, તેને માટે વાર્ષિક ૧૦,૦૦૦ મોટરોના ઉત્પાદનને 'જનતાગાડી' કે જનતા માટેની મોટરનું ઉત્પાદન કહેવું, એ છેક જ વિપરીત વસ્તુ છે. આ નવી ગાડીનો નમૂનો દાખલ કરીને નવી માગ ઊભી કરવામાં આવશે. વાહનના માલિક બનવા માટેનું સામાજિક દબાણ વિસ્તૃત થશે, બચત ઓછી થશે, ધીરધાર ઉપરનું નિયંત્રણ વધુ મુશ્કેલ બનશે, અને નવો ઉઘાડો સામાજિક ભેદ ઊભો થશે, જેને પરિણામે ઊલટી વિસંગતિ વધશે."

— 'લિંક', ૨૯–૧–'૬૧]

૮

**દેવું તથા રોકાણ**

૧૯૫૭ થી આજ સુધી બ્રિટને ભારતને ૧ અબજ ૮૮ કરોડ રૂપિયા ઉધાર આપ્યા છે.

એ ઉપરાંત બ્રિટનને ભારતમાં કુલ ૩ અબજ, ૯૮ કરોડની પૂંજી રોકી છે. તે ભારતમાં રોકાયેલી કુલ પરદેશી પૂંજીનો ૬૯.૮ ટકા ભાગ થાય છે.

— 'ભારતીય સમાચાર', ૧૫–૧–'૬૧]

ગો૦

# નવું વાચન

**એકલતાના કિનારા :** લે૦ ચંદ્રકાંત બક્ષી; પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, મુંબઈ – ૩; પૃ૦ ૨૦૦; કિં. ૪.૦૦.

બીભત્સ રસના પાયા ઉપર કરેલા કામવાસનાના ઉઘાડા ચિત્રણનું આ પુસ્તક છે. સીધી ભાષામાં કહેવું હોય તો તેને 'ગંદું' જ કહી શકાય. અલબત્ત, ચિત્રકળામાં 'મૉડર્ન આર્ટ' જેમ નીકળી છે, તે રીતે નવલકથા-લેખનની જે એક નવી 'કળા' નીકળી છે, તેના બધા અંશો એમાં છે; એટલે ફૂટપાથિયા કામભોગનાં હલકાં પુસ્તકો જેવું આ ન કહેવાય. પરંતુ સુરુચિ અને શિષ્ટતા નામની પણ કોઈ ચીજ છે ખરી . . .

અલબત્ત, 'સુરુચિ કે શિષ્ટતા એટલે શું,' તથા 'તેનો ઇજારો કોની પાસે છે,' વગેરે દલીલોથી પ્રેરાઈ, સામો જવાબ આપવાના જુસ્સામાં આ પુસ્તકનાં વસ્તુમાંથી ઉતારા આપવા બેસવાની ભૂલ અમારે કરવી નથી; તેમ જ 'તમે તમારી મેળે જોઈ વાંચીને ખાતરી કરી લો,' એમ પણ અમારે વાચકોને કહેવું નથી.

આ પુસ્તકનું નામ 'એકલતાના કિનારા' છે. એ એકલતા શાની છે, ભલા, જાણો છો? દિવસે કામધંધો કરી, 'બાર બાય દસ'ના ઘોલકામાં રહેવાનું મળે કે પછી ત્રીજા માળ ઉપર નવો ફ્લૅટ વસાવવા જેટલા પૈસા થાય, તોપણ મોડી રાતે ઘેર આવી જેને કામવાસનાથી ગરમ એવી પત્ની જોઈએ, એવા માણસને ભણેલી ગણેલી, સામાન્ય રીતે ઘરરખ્ણ, મમતાવાળી, પરંતુ પેલા માણસને જોઈએ તેવી 'ગરમ' નહિ એવી સ્ત્રી મળે, તેથી એ માણસને એકલતા લાગ્યા કરે છે. અલબત્ત, ગૃહસ્થ કે બજારુ એવી ઘણી 'ગરમ' સ્ત્રીઓ ઉપલબ્ધ છે જ; પરંતુ આ માણસને એવી રખડપટ્ટીનો કંટાળો છે. તેની ઉપર ઘણી કુંવારિકાઓ, યુવતીઓ, ગૃહિણીઓ, અને બજારુ સ્ત્રીઓએ પોતાની કરામતો અજમાવી છે, પણ આ બાબતમાં આ માણસ ઠંડો છે!

આ જાતની – 'ગરમ' પત્ની ન મળવાને લીધે ઊભી થતી એકલતાના ચિત્રણની ભીંત તરીકે પાછો બીભત્સ રસ લેવામાં આવ્યો છે. વાર્તાના પ્રવાહમાં જરૂરી હોય કે ન હોય, તોપણ આપણો જૈન નાયક આપણને નીચેનું વર્ણન આપી જ દેવાનો—

"બીફ, હૅમ, મટન અને માછલી એ બધા કરતાં મને વિશેષ કોઈ વસ્તુ ગમી હોય તો 'ચિકન'. મારી દૃષ્ટિએ

કુદરતે એ ખરેખર ખાવાની જ એક વસ્તુ બનાવી છે... મુરઘીની સાથળ અને ટાંગ... ઘણી વસ્તુઓ ખાઈ લીધી છે અને ઘણી ખાવાની બાકી છે, પણ મને મુરઘીની ટાંગથી વધુ સરસ હજી કોઈ જ વસ્તુ લાગી નથી, અને એ પણ એ જ હોટલની,... વર્ષોથી એ એક જ હોટલમાં અચ્યુબના હાથે લાવેલી કલીઆની ટાંગ ચૂસી છે અને મજા આવી ગઈ છે. ટાંગ ચૂસવા જેવી મજા કોઈ વાર આવી નથી અને આવતી પણ નથી. આવશે કે કેમ એ ખબર નથી..."

તમે કહેશો કે, તમને માંસ ખાવાની સૂગ હશે, એટલે આ વર્ણનમાં 'રસ' નહિ આવતો હોય! એ તો ઠીક; આ લેખકની કામવાસનાની ભૂમિકા જ બીભત્સ રસમાં ખોડાયેલી છે. જુઓ વાર્તાપ્રવાહમાં નિરર્થક પણ પાનાં ભરીને આપેલું બીજું એક ચિત્ર —

"એક રાત્રે મેં નીમતલ્લા ઘાટની એક ચિતા પર એક બુઢ્ઢી સ્ત્રીના મૃતદેહને જલી જતાં જોયો.... હું રાતભર ચિતા પાસે બેસી રહ્યો... ઝળઝળતા ભડકાની સામે પગનાં આંગળાં કડક શેકાવા માંડ્યાં. વચ્ચે ચામડી ફાટીને પાણીની ધારો સળગતાં લાકડાં પર પડતી અને બળીને ઊડી જતાં પાણીનો અવાજ થતો... પગ પરના સોજા દબાઈ રહ્યા હતા અને પુષ્કળ પાણી ટપકતું હતું અને કોઈ કોઈ ઝૂલતાં ટીપાં અગ્નિની ગરમીમાં જ ઝળહળીને થીજી જતાં હતાં... તૂટેલા પગો લાકડીથી ઊંચકીને વચ્ચે નાંખ્યા. બળી રહેલી ખોપરીને વચ્ચેના ભાગમાં ખસેડી અને ઉપર નવાં લાકડાં દબાવ્યાં, એર-ગનના શૉટની જેમ ગાંઠ ફાટવાનો અવાજ આવ્યો... બુઢ્ઢીના શરીરના અવશેષો જલી રહ્યા હતા— કાળી ખોપરી સીધા બળી ગયેલા લાકડાં જેવા શરીરનો ભાગ અને કમરનો ગોળ ગઠ્ઠો, મરેલી બિલાડીનું પેટ ખેંચીને લાંબું કર્યું હોય એવો આકાર લાગતો હતો... બધાની સાથે હું પાછો ફર્યો; રસ્તાઓ પર ભાવિક સ્ત્રીઓ ગંગાસ્નાન કરવા જઈ રહી હતી, કૉર્પોરેશનના માણસો પાણી છાંટી રહ્યા હતાં અને ઉઘડતા તડકામાં સરકારી દૂધની ખાલી લૉરીઓ પાછી જઈ રહી હતી..."

આમ, મુરઘીની ટાંગ કે બળતી ડોશીની સળગી જતી આંગળીઓ — એ જાતની બીભત્સતાના વર્ણન વડે જ લેખકનો કામરસ પુષ્ટ થાય છે — વકરે છે.

અરે, આ લોકો તેમની કલ્પનાની 'ગરમ' સ્ત્રી વિષે નફ્ફટપણે કેવી વાત કરી દે!

લેખકે એવી કેટલીય ગરમ સ્ત્રીઓના ચાળાચસકા 'નવી કળા'થી ચીતર્યા છે. પણ આ જાતના રસને રસભ્રષ્ટતા જ કહેવી જોઈએ. નવી કળાવાળા આ'ાણને બહુ તો હસી કાઢશે. ભલે! પરંતુ પાછા દલીલ કરવા જતાં અને પુરાવાઓ ટાંકવા જતાં પુસ્તકની ગંદકીને આ પાનાં ઉપર લાવવી એ પણ અશક્ય છે. માની લઈએ કે, આ લેખકનાં સમાનધર્મી સ્ત્રીઓ-પુરુષો, જુવાનિયાં કે છોકરાંઓ ગુજરાતમાં અનેક છે. પણ તેથી, એ બધી આપણી 'ગરવી ગુજરાત' છે શું? પશ્ચિમી 'સુધારા'થી સડેલાં ચપટીક શહેરોની આ સાંસ્કૃતિક ગંદકી ગુજરાતને ખપે છે?

આજની લોકશાહીમાં ૨૦,૦૦૦ મહિલાઓએ કરેલી વિનંતી છતાં 'પ્રૌઢો માટે જ' એવાં પાટિયાંવાળી પરદેશી બીભત્સ ફિલ્મો આ દેશમાં (પરદેશી ચલણની તંગી હોવા છતાં તથા તે તંગી પૂરવા આપણા દેશનાં દેડકાં અને વાંદરાંને પરદેશ ચડાવવાં પડતાં હોવા છતાં) ઢગલાબંધ નહેરુ-સરકાર આવવા જ દે છે. એમ, ગમે તેવી ચોપડીઓ લખવાની છૂટ પણ આ દેશના અત્યારના મિજાજમાં રહેવાની જ. પરંતુ આપણે સૌ પણ સ્વતંત્ર જ છીએ ને? આપણે એ ગંદકીથી આપણી જાતને તથા આપણાં પોતાનાંને બચાવતા થઈએ તોપણ બહુ!

'વાચક'

**આંખ અને અંજન:** લે૦ રમણલાલ વસંતલાલ દેસાઈ; પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ-૨; કિં૦ રૂ.૨૫; પૃ૦ ૧૯૨.

સ્વ૦ રમણલાલ વ૦ દેસાઈની આ છેલ્લી નવલકથા છે. તે પ્રસિદ્ધ થતી જતી હતી તે જ અરસામાં તેમનું અવસાન થયું. એટલે તેને હજુ વિકસાવવાની તેમની ઇચ્છા હતી કે નહિ તે કહી શકાતું નથી. છતાં વાર્તાની દૃષ્ટિએ જોઈએ તો તે યોગ્ય જગાએ પૂરી થયેલી જ છે.

પલ્લવી નામે એક સુંદર છતાં શીલવાન કન્યા કૉલેજની પરીક્ષાનો ક્રમ પૂરો કરવાની તૈયારીમાં છે. તે જ અરસામાં એ કંદર્પ નામના એક છટાદાર યુવકને પોતાનો પ્રેમ અર્પે છે. કંદર્પની પેઠે બીજા પણ ઘણા આ શ્રેષ્ઠ સ્વરૂપવતી યુવતીનો પ્રેમ સંપાદન કરવા ઇચ્છતા હોય છે; પરંતુ પલ્લવી એ સામાન્ય યુવતી જેવી સૌંદર્ય-પ્રેમ-લગ્ન વગેરે બાબતો પ્રત્યે આંધળી કે છકેલી હતી નહિ. એટલે જ્યારે બધાને છોડી પહેલી વાર પલ્લવીએ પોતાનો પ્રેમ કંદર્પ પ્રત્યે જાહેર કર્યો, ત્યારે કંદર્પની કૃતાર્થતાનો પાર રહ્યો નહિ; સૌ કોઈને એ જોડી યોગ્ય જ લાગી. અલબત્ત, શીલા જેવી કંદર્પને મેળવવામાં નિષ્ફળ નીવડેલી યુવતીને કંઈક દુઃખ થયું હશે; પરંતુ તેણેય આ સુભગ જોડી જોઈને પલ્લવી માટે પોતાનું સ્થાન રાજીખુશીથી ખાલી કરી આપ્યું.

પરંતુ વિધિની વક્રતા કહો કે જીવનમાં આવી કસોટીઓ આવતી જ હોય છે એમ કહો, — બન્યું એવું કે, પરીક્ષાના છેવટના દિવસોમાં જ પલ્લવીની આંખોની જ્યોત બુઝાવા લાગી. કંદર્પ તે જાણી તરત પોતાનો પ્રેમ શીલા તરફ વાળી લે છે; પણ પલ્લવી તો પોતાને એવી અંધ સ્થિતિમાં

નભાગે અને સ્વીકારે એવો સાચો પ્રેમી કંદર્પ નીવડે એવું હૃદયથી ઇચ્છતી હોવા છતાં, તેને માથે એવો ભાર.નાખવો એ પ્રેમી તરીકે પોતાનું કામ નહિ, એમ માની તેને જાતે જ તેની પ્રેમ-પ્રતિજ્ઞામાંથી મુક્ત કરે છે! કંદર્પ અને શીલા પરણી પણ જાય છે.

પછી જીવનમાં હતાશા અનુભવતી પલ્લવી આપઘાત કરવા નદીકિનારે જાય છે, અને ભૂસકો મારે છે. તે વખતે પલ્લવીનો કૉલેજ-જીવનનો સહાધ્યાયી મન્મથ, જે માત્ર શારીરિક બળની અને ખાસ કરીને તરવાની કસોટીઓમાં 'વીર'નું બિરુદ મેળવ્યા કરતો હોય છે, અને યુવતીના પ્રેમનો જેને સ્પર્શ પણ થયો હોતો નથી, તે તેને બચાવવા પાણીમાં પડે છે. પરંતુ પલ્લવી બચવા ન ઇચ્છતી હોવાથી મન્મથને તરવામાં અવરોધ ઊભા કરે છે; એટલે કુશળ તરવયો મન્મથ પલ્લવીને માથામાં સખત પ્રહાર કરી બેભાન કરી નદી બહાર લાવે છે. પલ્લવી જ્યારે ભાનમાં આવી આંખ ઉઘાડે છે, ત્યારે તે સંપૂર્ણ આંધળી બની ગઈ હોય છે.

અજાણ્યો મન્મથ એ બીનામાં પોતે માથામાં મારેલા ફટકાને કારણભૂત માને છે; અને તેથી છેવટે જ્યારે બીજી વાર પલ્લવી ઘરને છજેથી કૂદી પડવાનો વિચાર કરે છે, ત્યારે મન્મથ તેની પાસે સારવાર માટે કાયમ સાથે રહેવાની પરવાનગી માગે છે. પલ્લવી એ મૂર્ખ લાગતા યુવાનને એ પરવાનગી આપે છે; પણ યુવાન સ્ત્રી સાથે સારવાર માટે બીજી રીતે કાયમ રહેવાય શી રીતે, એમ કહી મન્મથ તેની સાથે લગ્ન કરવાની માગણી કરે છે. તે વાક્ય આગળ વાત પૂરી થાય છે.

લેખકની ભાષા-છટા પણ બરાબર આમાં જોવા મળે છે. વાત એક જ મુદ્દા ઉપર ઊભી કરાઈ હોવા છતાં, વાચકને ગમે તેવી બની છે.

'વાચક'

**પૂર્ણા**: લે૦ 'કોલક'; પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ–૨; પૃ૦ ૨૪૦; કિં૦. ૪.૦૦.

ગ્રામજીવનનાં સાદાંસીધાં પાત્રોની વાર્તા ઊભી કરવાની શ્રી. 'કોલક'ની હથોટી હવે તો ગુજરાતી વાર્તાના રસિયાઓને કદાચ જાણીતી થઈ છે. તેમની 'ભાઈબીજ' નવલકથા પાંચસો ઉપર પાનની આઠે વર્ષે હમણાં જ ફરીથી છપાઈ. તેમાં પણ એવાં જ સીધાંસાદાં પાત્રો છે.

પરંતુ શ્રી. 'કોલક'નાં બધાં ગામડી પાત્રો 'ભણેલી' (છાપેલી!) ભાષા વાપરે છે! એ વસ્તુ તે પાત્રને નજર સામે રાખતાં એવી તો વિચિત્ર દેખાય છે કે, શ્રી. 'કોલક' પોતે જ કદાચ ઝટ એ કુટેવમાંથી આપોઆપ નીકળી જશે, એમ માનવું જોઈએ. એ દૃષ્ટિએ 'પૂર્ણા'માં થોડોક સુધારો થયેલો પણ જણાય છે. 'ભાઈબીજ' વાર્તાનો અંત લેખકે જાણી જોઈને એવો તો 'અઘટિત' આણ્યો હતો કે, એમ જ માનવું પડે કે લેખક કદાચ 'આત્મકથા' જેવું લખે છે, તેથી જ એ રીતનો અંત લાવવા પ્રેરાયા છે. એ હિસાબે 'પૂર્ણા'નો અંત ખામુખા કરુણ નથી બનતો.

આ ચોપડીનાં પાત્રો સુરત જિલ્લાનાં છે, એ નક્કી છે. (જોકે, ચિત્રકાર કાઠિયાવાડી હોય એમ પૂંઠા ઉપર તેમણે કાઠિયાવાડી સ્ત્રી-પુરુષ મૂકી દીધાં છે; ઉપરાંત પૂર્ણા જુવાન હોઈ, રામલાલ આધેડ છે; છતાં ચિત્રમાં પૂર્ણા કરતાંય રામલાલ વધુ જુવાન દેખાય છે!)

ઘણી દીકરીઓવાળો સામાન્ય સ્થિતિનો ગોવિંદજી પોતાની છેલ્લી દીકરી પૂર્ણાને ઠેકાણે પાડવાં મુશ્કેલી અનુભવે છે. પૂર્ણાને એક હાથે બે આંગળીઓ જોડાયેલી છે, એટલી ખોડ છે. છેવટે તે પાસેના ગામના રામલાલ નામના વિધુરને (બે છોકરાંના બાપને) પોતાની પુત્રી આપવાનું ગોઠવે છે. રામલાલ ઝટ કબૂલ થાય છે,–અને પૂર્ણા પણ. કોઈ જાતનો વાંધોવચકો એકે પક્ષે આવતો જ નથી. વાંધોવચકો આવે છે ગોવિંદજીના મોટાભાઈ તરફથી. તે આ લગ્ન થાય તો કુટુંબની આબરૂ જાય એમ માને છે. એટલે પછી પૂર્ણા કુંવારી અવસ્થામાં સગર્ભા બનેલી છે, વગેરે વાતો તે ઉરાડે છે. રામલાલ એ વાતોની ખાતરી કરવા પૂર્ણાને ઘેર આવે છે, અને ઊલટો પૂર્ણાની સાથે અરસપરસની દૃઢ પ્રેમગાંઠ બાંધીને જાય છે.

છેવટે સૌ સારાં વાનાં થાય છે. અને પૂર્ણા પરણી જાય છે.

આર. આર. શેઠની કંપની પ્રકાશનો મબલક કરે છે; બાહ્ય સુશોભન વગેરેથી ચોપડી મોંઘી પણ થઈ હોય છે. પણ છાપકામની શુદ્ધિની બાબતમાં પૂરતી ચીવટ રખાતી ન હોય એવું લાગે છે. 'ભાઈબીજ'માં કાશીનો ભાઈ 'વિલાસ' છે, પણ પા. ૨૮ ઉપર તેને બેધડક 'કિશોર' છાપી માર્યો છે. તેમ 'પૂર્ણા'માં પા. ૧૨૭ ઉપર 'શોભા'ને રંભા બનાવી દીધી છે; તથા પા. ૧૪૭ ઉપર 'રામલાલ અને એમની દીકરી'ની વાત છે, તેને બદલે ગોવિંદજી અને એમની દીકરીને છાપી મારી છે!

'વાચક'

**રસિકપ્રિયા** લે૦ વિઠ્ઠલ પંડ્યા; પ્રકા૦ પ્રદીપ પ્રકાશન, મુંબઈ–૩; પૃ૦ ૨૪૮; કિં૦ ૫.૫૦.

તેર વાર્તાઓનો આ સંગ્રહ ચોથી વાતના નામ ઉપરથી પોતાનું નામ પામે છે. લેખકોને પોતાની કૃતિઓનું નામ પાડવાનું શા આધારે મન થતું હશે, એ જાણવું એ પણ એક રસિક વિષય થઈ પડે ખરો. ચોથી વાર્તાનું 'રસિકપ્રિયા' નામ પણ શા માટે પડ્યું છે? કોઈ એ નામનું પાત્ર છે? ના હરગિજ નહિ. આ તો ગામડાગામની ચંદા, કનક, મણિકાકી, મોહન, મુરલી એવાં ગામડી નામોવાળાં પાત્રોની વાત છે. અને મુખ્ય બે પાત્રો મોહન અને મુરલી એ તો ભવૈયાની ટોળીના માણસો છે; અને તેમાં મુરલી તો 'ભાભી' બનતો ભવૈયો છે.

તો પછી રસિકપ્રિયા શું છે? કશું જ નહિ. ગામડાના શેઠની મોટી ઉંમરે કુંવારી રહેલી કનક નામની છોકરી ભવૈયાની ટોળીના કામણગારી 'ભાભી' બનતા મુરલી ઉપર 'ઇસક' કરીને ચિઠ્ઠી લખે છે અને તે ચિઠ્ઠીથી ખેંચાઈ શેઠને ઘેર આવતાં મુરલી અને તેનો સાથી માર ખાય છે—અને એ ભૂલી જાય છે!

પહેલી વાત 'અમૃતનું ઝેર'માં એક દમિયલ પતિની જુવાન ધણિયાણી મંજુ, પડોશમાં નવા રહેવા આવેલા ઇજનેર કપિલરાય ઉપર 'ઇસક' કરી મરે છે; પણ પેલો આવતો નથી ત્યારે મંજુ તેના ઘરમાં તેને ખોળવા નીકળે છે. તો તે તો મંજુની નોકરડી સાથે—'ઇસક' કરતો હોય છે. આમ મંજુનું બધું અમૃત ઝેર થઈ જાય છે!

'અંતર્ધાન' માં પણ આર્ટ્સ કોલેજના બારેક જુવાનિયા એકમેકને ગમતી જોડીમાં પુરાવિદ ડૉ. કૈલાસ સાથે દિલ્હીનું પુરાતત્વ જોવા નીકળે છે. ડૉ. કૈલાસ અશોકની માનીતી સુનંદા પાછળ ઘેલા થાય છે અને એકાદ ટોડરમલના મહેલની નીચેનું ભોંયરું બતાવવા તેને નીચે એકલી લઈ જાય છે......

પછી બીજી વાર રાતે આગ્રાનો તાજમહેલ જોતી વખતે પાછા ડૉ. કૈલાસ સુનંદાને એકાંતમાં છેડવા જાય છે ત્યારે પેલી કઠેરા ઉપરથી તેમને જમનામાં જ ધક્કો મારી, તેમનું કામ 'તમામ' કરી દે છે. પછી અશોક અને સુનંદા એ રાતે 'અંતર્ધાન' થાય છે અને બાકીની ટોળી એક હોટલે પાછી ફરે છે.

આમ જુદા જુદા ઈશ્કની આ વાતોમાં કેટલીક વાતો નિઃસ્વાર્થપણે સ્ત્રીને મદદ કરવા જતાં ખોટાં આળ મુકાયાની વાતો પણ છે.

લેખકની વાત લખવાની શૈલી મોહક છે; પણ એમનું વસ્તુ પણ ખરેખર મોહક હોત તો?

તો સવાઈટાઇપનાં માંડ અઢીસો પાનના સાડા પાંચ રૂપિયા આટલા બધા ખટકત નહિ.

'વાચક'

**પીતાંબર પટેલની શ્રેષ્ઠ વાર્તાઓ:** પ્રકા૦ ભારતી સાહિત્યસંઘ (પ્રા.) લિ૦, અમદાવાદ; પૃ૦ ૨૫૬+૨૦; કિં. ૫.૦૦.

લેખક ટૂંકી વાર્તા તથા લાંબી નવલકથાના ક્ષેત્રમાં જાણીતા છે. તેમની ૧૭ જેટલી સુંદર ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ છે. અર્ધો જેટલી (નવ વાર્તાઓ) ગામડાનાં વિવિધ પાસાંઓને સ્પર્શે છે; બે વાર્તાઓ મધ્યમ વર્ગની કહી શકાય તેવી છે; અને ૬ વાર્તાઓ શહેરી દુનિયાની, નાટકી દુનિયાની, ફિલ્મી દુનિયાની અને ગાનારી—નાચનારીની દુનિયાની છે. તેમાંથી ગામડાના વિષયોની વાતો પહેલાંની લખેલી છે, અને શહેર—ફિલ્મ—નાટક વગેરેની પછીની નવી છે કે કેમ, એ જાણવું કદાચ રસિક થઈ પડે.

પરંતુ એ જાતની કલ્પના કરવાની જરૂર નથી. ગામડાનું વસ્તુ હોય કે શહેરનું, પણ લેખક બરાબર સ્પષ્ટતાથી પોતાની વાર્તા વિકસાવે છે. તેમની ભાષા પણ ઘડાયેલી તથા જોઈએ તેટલા જ શબ્દોમાં મર્યાદિત રહેતી શુદ્ધ છે. ગામડું તેમ જ શહેર બંને તેમના જેવા આલેખક મળતાં પ્રસન્ન થઈ શકે છે.

આ રીતની પોતાનું વસ્તુ પસંદ કરી તેને યથોચિત ભાષામાં તથા મર્યાદામાં વિકસાવવાની શક્તિ કદાચ ઓછા લેખકમાં જડે. ખાસ કરીને લેખકને કશું પોતાનું ઢૂંપણું ઢીપવાનું નથી એટલે તે સ્વાભાવિક રીતે જ પોતાના વસ્તુને સ્વસ્થતાથી મલાવી શકે છે. અલબત્ત, લેખકને પોતાની વસ્તુ પ્રત્યે સહાનુભૂતિ હોય એટલામાત્રે પણ તેને કશું ઢૂંપણું ઢીપવાનું છે એમ કહેવાય જ. પરંતુ કેટલાક લેખકો પોતે શા હેતુથી લખી રહ્યા છે તે ભૂલી જ શકતા નથી અને તેમની વાર્તામાં ડગલે ને પગલે એ હેતુની હાજરી વરતાય છે; ત્યારે કેટલાક લેખકો વાચકને અને તેની લાગણીઓને જ બધું જાણે સોંપી દઈ, પોતે અછતા થઈ જાય છે!

પુસ્તકની છપાઈ, બંધામણી, રૂપરંગ બધું એવા સુમેળમાં આવ્યું છે કે ચોપડી ખરેખર બધી રીતે ગમે તેવી થઈ ગઈ છે.

કેટલાક જાણીતા ટૂંકી વાર્તાના લેખકોની વાર્તાઓના સંગ્રહો જુદા જુદા પ્રકાશકો તરફથી બહાર પડયા કરે છે. આ જ લેખકનો એક સંગ્રહ (જેમાં આમાંની છએક વાર્તાઓ આવી જાય છે) 'દેવનો દીધેલ' નામે મુંબઈની વોરા ઍન્ડ કંપની તરફથી પણ બહાર પડયો છે, એમ યાદ આવે છે.

'વાચક'

**ભાવો કેમ ઊંચા રહે છે?** લે૦ નરોત્તમ શાહ; પરિચય ટ્રસ્ટ, મુંબઈ—૧; પૃ૦ ૩૨; કિં૦ ૪૦ ન૦ પૈ૦.

શ્રી. વાડીલાલ ડગલીએ બે વરસ ઉપર સ્થાપેલા પરિચય ટ્રસ્ટ તરફથી પ્રગટ થતી પુસ્તિકાઓમાંની આ ૫૬મી પુસ્તિકા છે. રોજ—બ—રોજ વધતા જતા ભાવો એ આ જમાનાની ખાસિયત છે. તેનાં કારણો આ પુસ્તિકામાં જરૂરી આંકડા સાથે સરળ રીતે રજૂ કરવામાં આવ્યાં છે.

નાણાચલણનો ફુગાવો એ ભાવવધારાનું પાયાનું કારણ છે એ જાણીતી બાબત છે. તેના ઉપાય તરીકે લેખક અંકુશો—ભાવનિયમન—માપબંધી ચાલુ રાખવા કે વધારવા સૂચવે છે. તે સૂચવેલા ઉપાયમાંથી કેવી અછત—કાળાં બજાર—સંગ્રહખોરી—લાંચરુશ્વત—હાડમારી ઉદ્ભવે છે, તેનો ઉલ્લેખ લેખકે કર્યો નથી, જે કરવો જોઈતો હતો. સૂચવેલા ઉપાયનાં જોખમો પણ ઓછાં નથી. એટલે ઉપાયની વાત જવા દઈએ, તો કારણોની રજૂઆત સરળ અને સારી છે. સામાન્ય વાચકને તે સમજાય તેવી અને ઉપયોગી છે.

વિ૦

**કયો ધંધો પસંદ કરશો?**—લે૦ રિખવભાઈ શાહ; પ્રકા૦ જ્ઞાન—કૌશલ્ય પ્રચાર સમિતિ, ચાણસ્મા; પૃ૦ ૪૦; કિં૦ ૩૭ ન૦ પૈ૦.

સામાન્ય વાચકો માટે સામાન્ય જ્ઞાનની નાની પુસ્તિકાઓ હમણાં ઠીક ઠીક પ્રસિદ્ધ થવા લાગી છે. ચાણસ્મા (જિ. મહેસાણા) ના ગાંધી વિનય મંદિર તરફથી આવી

એક માળા શરૂ કરવામાં આવી છે તેની આ ત્રીજી પુસ્તિકા છે. પહેલી 'આપણું ગુજરાત' અને બીજી 'ઘર અને વિજ્ઞાન' વિષે છે. વધુ પણ પ્રસિદ્ધ કરવાની યોજના છે. આ પુસ્તિકામાં એસ. એસ. સી. થયેલા માટે આગળ કેવા પ્રકારના અભ્યાસક્રમો ચાલે છે અને તે અંગે કોને કેવી સગવડો મળે છે, તેની માહિતી આપવામાં આવી છે. મુંબઈની 'વોકેશનલ ગાઈડન્સ બ્યુરો' તરફથી પણ આવી કેટલીક પુસ્તિકાઓ માર્ગદર્શન રૂપે પ્રસિદ્ધ કરવામાં આવી છે. તે ઉપરથી અને બીજી રીતે જરૂરી માહિતી મેળવીને આ પુસ્તિકા તૈયાર કરવામાં આવી છે, તે એકંદરે ઉપયોગી છે.

વિ૦

**સનાતન રંગ :** લે૦ ચંદુલાલ શુક્લ; પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ૦ ૧૦૮; કિં૦ ૧.૫૦.

૩ નાટકોવાળી આ પુસ્તિકા છે.

પુસ્તિકાની પ્રસ્તાવનામાં લેખકે લખ્યું છે કે, "કંઈક એક મિત્રની મેં કરેલી મજાક અને તેને પરિણામે આવી પડેલ પડકાર 'challenge' માંથી આ નાટકોની ઉત્પત્તિ થયેલી છે; પરિણામે આ નાટકો પણ મજાક જેવાં બની ગયેલાં છે."

આ વિધાન સાવ સાચાં છે. આ ત્રણે નાટકોમાં મજાકનું તત્ત્વ એટલું બધું થઈ ગયું છે, અર્થાત્ એનો એટલો અતિરેક થઈ ગયો છે કે, નાટકો સુરુચિકર પણ નથી રહ્યાં, કંઈક 'ભવાઈ' જેવાં બની ગયાં છે.

ત્રણે નાટકોમાં નાટ્યનું પોત સાવ ફીસું રહ્યું છે. એમાં નથી જણાતો કોઈ જાતનો ઉચ્ચ ભાવ, નથી જણાતી ભાષાની પકડ, નથી જણાતી કોઈ જાતની મનોરમ પ્રસંગ-ગૂંથણી કે વસ્તુગૂંથણી.

આ નાટકો લખ્યાથી કયો શૈક્ષણિક હેતુ સરી શકે, તે પણ કોણ જાણે?

ચં૦ ઉપાધ્યાય

**ટાગોર આવા હતા; ટાગોરની પ્રસાદી:** બંનેના લે૦ મનુ પંડિત; પ્રકા૦ બાલગોવિંદ કુબેરદાસની કંપની, અમદાવાદ; પૃ૦ ૮૬ તથા ૮૦; કિં૦ ૧.૨૫ દરેકના.

ભાઈ પંડિતની આ બે ચોપડીઓના વસ્તુ વિષે કશું કહેવાપણું નથી. રવિબાબુના જીવનના કેટલાક પ્રસંગોનું, રવિબાબુનાં કેટલાંક કાવ્યોનું આ પુસ્તિકાઓમાં સંકલન કરવામાં આવ્યું છે. એટલે કહેવાપણું જો હોય તો તે સંકલન વિષે છે.

લેખકની શૈલી, સામાન્યત: સાદી ગણાય. પણ એમાં વાક્યરચનાના અને જોડણીના દોષો ઘણા જણાય છે. કર્તા, ક્રિયાનો સંબંધ બરાબર જળવાતો નથી. આ બંને ચોપડીઓમાં આવતા પ્રસંગોને લેખકે ઐતિહાસિક કાળક્રમમાં બરાબર ગોઠવવા જોઈએ.

કવિની કેટલીક કવિતાઓનું ગદ્ય રૂપાન્તર વાંચતાં (પાન ૬૧ થી ૭૨ 'ટાગોરની પ્રસાદી') પ્રસાદ અનુભવાતો નથી. એમાં રહેલ જોડણીદોષો અને વાક્યરચનાના અટપટાપણાને લીધે કવિતાના રસનું આસ્વાદન આપણે કરી શકતા નથી.

ચં૦ ઉપાધ્યાય

**નૂતન શાળોપયોગી નાટકો ભા. ૧, ૨:** લે૦ રાજેન્દ્ર મહેતા; પ્રકા૦ શિવ પુસ્તકાલય, વડોદરા; કિં૦ ૨.૫૦, તથા ૧.૫૦; પૃ૦ ૧૩૮ અને ૧૦૯.

પહેલા ભાગમાં ૭ અને બીજા ભાગમાં ચાર નાનાં નાટકોવાળો આ સંગ્રહ નાના કિશોરોને ઉપયોગી થઈ પડે એમ છે. પ્રસ્તાવનામાં લખ્યા મુજબ સંગ્રહમાંની બધી નાટિકાઓ નાટિકાનો આકાર ધારણ કરતી નથી. એમાં નાટ્યતત્ત્વ ઓછું જણાય છે. આ નાટિકાઓમાં ભાવ, કથાનો પ્રવાહ, અભિનયક્ષમતા ઇત્યાદિને બદલે સંવાદને વધુ મહત્ત્વ અપાયું છે. વસ્તુગૂંથણી પણ પ્રશંસાપાત્ર ન ગણાય.

પુસ્તિકાઓની કિંમત વધારે છે. અક્ષરો નાના કરી બે ભાગોનો એક ભાગ કરી શકાય. લેખકનો પ્રયત્ન આશાસ્પદ છે.

ચં૦ ઉપાધ્યાય

**પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરની જીવનકથા:** લે૦ ડૉ. અશ્વિન મા. ત્રિવેદી, પ્રો. સાંકળચંદ જે. શાહ, ડૉ. રસિકલાલ કે. શાહ; પ્રકા૦ મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા; પૃ૦ ૧૭૯; કિં૦ ૪.૭૫.

સદ્‌ગત ત્રિભુવનદાસ ગજ્જરનું જીવનચરિત્ર આટલું મોડું મોડું પણ બહાર પડ્યું તે આનંદની વાત છે. આ પ્રેરણાત્મક જીવનચરિત્ર સુંદર રીતે લખાયું છે. સ્વર્ગસ્થ ત્રિભુવનદાસનો સ્વદેશપ્રેમ, માતૃભાષા દ્વારા શિક્ષણનો આગ્રહ, સંશોધનવૃત્તિ અને કર્મરત સ્વભાવનું દર્શન પુસ્તક વાંચનારને થયા સિવાય રહેશે નહિ. લોકો તેમને એક સમર્થ રસાયણશાસ્ત્રી તરીકે ઓળખતા હતા, પરંતુ તેમનાં અન્ય પાસાંઓ પણ પુસ્તકમાં સરસ રીતે ઉઠાવ પામ્યાં છે. તેમના કર્મવીર સ્વભાવની ઝાંખી તો તેમણે એક માનપત્રના જવાબમાં આપેલા ભાષણમાં જણાઈ આવે છે:

"હું કર્મકર વર્ગમાં જન્મેલો હોવાને લીધે, મારી કર્મ તરફ પ્રવૃત્તિ વિશેષ હોય એ સ્વાભાવિક છે. મુત્સદ્દી વર્ગમાં વાક્ચાતુર્ય વધારે હોય છે. આ નિયમ વંશના પૂર્વસંસ્કારને લીધે જ છે. . . .

"અત્યાર સુધી દેશની સેવા બજાવવા મેં જે કાંઈ પ્રયત્ન કર્યો છે, તે કર્મ દ્વારા જ કીધો છે. એ પદ્ધતિને અનુસરવામાં કેટલીક વાર ફાયદો પણ છે, કેમ કે કેટલાક વાણીશૂરા ગૃહસ્થોના ઉપર તેમના ભાષણ અને વર્તન વચ્ચે જ્યારે જ્યારે અંતર પડે છે, ત્યારે 'પોથીમાંનાં રીંગણાં' કહીને દોષ મૂકવામાં આવે છે. એવા દોષને પાત્ર હું થઈ શકું નહિ. ઉપદેશથી આચાર વધારે બળવાન છે. એ પ્રમાણે મારો પોતાનો ધર્મ બજાવવામાં આચારને પ્રથમ ગણ્યો છે. આપના ઉપકારનો બદલો શબ્દોમાં પણ મારાથી આપી શકાશે જ નહિ, પણ પ્રસંગ આવ્યે કામ કરીને વાળવાને વધારે તત્પર રહીશ. . . .

“કર્મ કરનારાઓએ કૃતાર્થતા માનવાની છે. ઘણે પ્રસંગે એમ પણ જોવામાં આવે છે કે, નવા પ્રકારનાં સત્કાર્યોની ઘણા વખત સુધી અવગણના થાય છે. આમ જોતાં કાર્યની ગણના કે અવગણના ઉપર કાર્યસૌર્યનો આધાર રાખવો જોઈએ નહિ.”

જે લોકો શિક્ષણના માધ્યમ તરીકે અંગ્રેજીનો આગ્રહ રાખી રહ્યા છે, તેમણે સ્વ૦ ત્રિભુવનદાસના સ્વભાષા દ્વારા શિક્ષણ અંગેના વિચારો ખાસ મનન કરવા યોગ્ય છે. તેમણે તો તે જમાનામાં ગુજરાતી દ્વારા શિક્ષણ આપેલું પણ છે.

પુસ્તકમાં પા. ૧૭૨ ઉપર ઉલ્લેખ છે કે, આ ઉપરાંત રસાયણ પરિભાષા માટે એક નવી જ યોજના ઇંગ્લિશમાં લખીને બહાર પાડી છે’

એ યોજના કઈ હતી તે મેળવી શકાઈ હોત તો ઠીક થાત. સંપાદકો રસાયણશાસ્ત્રના નિષ્ણાત હોવા છતાં, આ બાબત તેમના ધ્યાન બહાર ગઈ હોય એમ લાગે છે; અગર તો પ્રયત્ન કરવા છતાં તે અપ્રાપ્ય રહી હોય.

A Junior Course of Practical Chemistry by Jones નું ભાષાંતર શિવરામ ગંગાધર સંતે કરેલું. ક્રિયાત્મક રસાયણશાસ્ત્ર તરીકે આ પુસ્તક સયાજી લઘુ જ્ઞાન મંજૂષાની ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થયેલું. મારા ખ્યાલ મુજબ, આ પુસ્તકમાં એ યોજના ગુજરાતીમાં આપવામાં આવેલી છે. તેને આ પુસ્તકની હવે પછીની આવૃત્તિમાં સમાવી લેવી જોઈએ.

આ પુસ્તક કંઈક મોઘું લાગે છે. તેની કિંમત ઓછી રાખી હોત તો તે ઘણું વધારે વંચાત.

માધ્યમિક શાળા, મહાવિદ્યાલય તેમ જ અન્ય પુસ્તકાલયોમાં આ પુસ્તકનું સ્થાન હોવું ઘટે. પ્રાથમિક કે બુનિયાદી શાળાનાં ઉપલાં ધોરણોમાં વિદ્યાર્થીઓએ પણ આ જીવનચરિત્ર વાંચી જવું જોઈએ.

લેખકો તેમ જ સંપાદકોએ લીધેલા શ્રમ બદલ તેમને અભિનંદન ઘટે છે.

બંસીધર ગાંધી

**કેળવણીનું તત્ત્વજ્ઞાન :** લે૦ જયાબેન શંભુપ્રસાદ પટેલ તથા શંભુપ્રસાદ મગનલાલ પટેલ; પ્રકા૦ અનડા બુક ડેપો, અમદાવાદ; પૃ૦ ૧૮૪; કિં૦ ૨-૫૦.

આ પુસ્તક બી. એડ. તેમ જ એમ. એડ.ના અભ્યાસક્રમને અનુલક્ષીને લખાયું છે. તેમાં પશ્ચિમી કેળવણીકારો તેમ જ હિંદના પ્રાચીન અને અર્વાચીન કેળવણીકારો તથા સાહિત્યકારોના લેખનનો આધાર લેવામાં આવ્યો છે.

પુસ્તક નવ પ્રકરણમાં લખાયું છે. પ્રથમ પ્રકરણમાં કેળવણી અને તત્ત્વજ્ઞાનની ચર્ચા કરવામાં આવી છે; બીજામાં માનવકેળવણીનાં પાંચ કેન્દ્રો—ઘર, શાળા, ધંધો, રાજ્ય અને ધર્મ; અને ત્રીજામાં શિક્ષણ-મીમાંસાનાં પાંચ અંગની ચર્ચા કરવામાં આવેલી છે. ચોથા પ્રકરણમાં વ્યક્તિ, સમાજ અને કેળવણી, અને ત્યાર પછીનાં ચાર પ્રકરણમાં કેળવણીના ક્ષેત્રમાં નિસર્ગવાદ, આદર્શવાદ, ઉપયોગિતાવાદ અને વાસ્તવવાદની ચર્ચા છે. નવમા પ્રકરણમાં અભ્યાસક્રમની ચર્ચા આવે છે.

લેખકોએ પુસ્તક લખવા પાછળ સારી મહેનત લીધેલી છે. કેળવણી પરત્વે દેશ કાળને અનુસરી સમય પરત્વે જુદી જુદી વિચારસરણીઓ ઉત્પન્ન થઈ. એ પ્રત્યેકમાં સામાન્ય તત્ત્વ, એક બીજાનું પૂરક તત્ત્વ, તેમ જ શિક્ષણ અંગેની જુદા જુદા તત્ત્વચિંતકોની કલ્પના કયા કયા રંગે રંગાયેલી હતી, તે સર્વનું સરસ અને વિશદ આલેખન પુસ્તકમાંથી મળી આવે છે. વળી પાશ્ચાત્ય કેળવણીકારો, તત્ત્વચિંતકો તેમ જ શ્રીમદ્ ભગવદ્ગીતા તેમ જ આપણા જાણીતા લેખકોએ એ જ વસ્તુને વિશિષ્ટ ઢબે કઈ કઈ રીતે કહેલ છે, તેનું પણ યોગ્ય પૃથક્કરણ કરવામાં આવેલું છે. પુસ્તક પાછળ લીધેલા શ્રમ બદલ લેખકોને તેમ જ તેના પ્રકાશન બદલ પ્રકાશકને અભિનંદન ઘટે છે.

સાથે સાથે પુસ્તકમાં કેટલીક વસ્તુ ખૂંચે એવી પણ છે. અવતરણોમાંની અનેક ભૂલો, આડંબરી ભાષા અને કંઈક ક્લિષ્ટતા પણ નજરે ચડે છે. પ્રૂફ-વાચનમાં થોડી વધારે કાળજી રાખી હોત, તો પુસ્તકનો ઉઠાવ સારો આવત.

પા. ૩૧ ‘મગજનું વજન ૧૫૦ ગ્રામનું મનાય છે, એટલે બુદ્ધિ દિનપ્રતિદિન સંવર્ધન પામે છે.’

આ વાક્ય બરાબર નથી. મગજના વજનને અને બુદ્ધિના સંવર્ધનને સીધો સંબંધ નથી.

‘પાંગરે છે’ ને બદલે ‘પાંગળે છે,’ ‘અવિકસિત’ ને ઠેકાણે ‘વિકસિત,’ ‘Children centered’ ને બદલે Childrentered ‘કિલ્બિષૈ:’ ને બદલે ‘કિલિવષૈ:’ ‘ભવતિ’ ને બદલે ‘ભવંતિ,’ ‘God’ ને બદલે ‘Gold’, ‘Liberal ને બદલે ‘Lriberal’ ‘પુરુષ’ ને બદલે ‘પુરુપ’ વગેરે પ્રૂફવાચનની ભૂલો થોડી વધારે કાળજીથી સુધારી શકાત.

પુસ્તકમાં જે જે ‘ઉતારાઓ’ કે ‘અવતરણો’ ટાંકવામાં આવ્યાં છે, તે કયા પુસ્તકમાં ક્યાંથી લેવામાં આવ્યાં છે, તે ફૂટનોટમાં જણાવવું જરૂરી ગણાય. એમ. એડ. ભણનાર વિદ્યાર્થીને એ અસલ ફકરા તેના સંદર્ભમાં જોવાની જરૂર જણાય તો તે જોઈ શકે.

બંસીધર ગાંધી

**આપણું અજાયબ શરીર :** લે૦ ડૉ. જે. ડી. પાઠક; પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, ૧૯/૨૧ હમામ સ્ટ્રીટ, મુંબઈ-૧; પૃ૦ ૩૨; કિં૦ ૪૦ ન૦ પૈ૦.

શરીરશાસ્ત્ર જેવા વિષયને ૩૨ પાનાંની નાની પુસ્તિકામાં ભાગ્યે જ ન્યાય આપી શકાય. ડૉ. જે. ડી. પાઠકે સરળ ભાષામાં શરીરનાં તમામ તંત્રોને નાની સરખી પુસ્તિકામાં સમાવી દીધાં છે. પુસ્તિકા વાંચવી ગમે એવી છે અને શરીરશાસ્ત્ર શીખનાર ધો. ૮, ૯ ના વિદ્યાર્થીઓને માટે તો સરસ વાચન પૂરું પાડી રહે. પ્રૌઢ શિક્ષણમાં પણ આ પુસ્તિકાનો ઉપયોગ થઈ શકે.

બંસીધર ગાંધી

# सरस्वतीचंद्र

[संक्षिप्त सरल कहानीके तौर पर]

[मूल गुजरातीके संपादक : गोपालदास जीवाभाई पटेल]

## नवीनचंद्रका निर्णय

नवीनचंद्र दरबारसे घर जानेको निकला तब उसका दिमाग़ अनेक विचारोंसे भरा हुआ था। उनमें एक दुःखदायी विचार फिर फिरसे उठता था।

अलककिशोरीका रक्षण करते समय उसे इजा हुई थी; इसलिए उपकारवश किशोरी स्वाभाविक तौरसे उसकी परिचर्यामें लगी रहती थी। उसकी माँ और सहेलियाँ उसे कभी कभी टोका करतीं कि दिनभर दूसरे लोगोंके सामने – कुछ भी हो वह है तो पराया आदमी – उसके पास बैठना अच्छा नहीं है। लेकिन उन सबके जवाबमें अलककिशोरी अपने बचानेवालेकी सेवामें और तनमनसे लग जाती।

एक दफ़ा अलककिशोरी नवीनचंद्रके कमरेमें आई। वह सो रहा था। दवा देनेका समय हो गया था, इसलिए उसे जगाया जाय या नहीं इसी पसोपेशमें वह थोड़ी देर खड़ी रही और नवीनचंद्रकी ओर देखती रही। थोड़ी देरके बाद वह उसके सिरकी ओर पलंगके पास बैठ गई। इतनेमें नवीनचंद्रने करवट ली। क़रवट लेते समय अचानक उसका हाथ पासमें बैठी हुई अलककिशोरीके कंधेपर पड़ा। इत्तफ़ाक़से उसी समय वनलीला खा पीकर ऊपर मिलने आई। उसने झाँका, तब अलककिशोरीके कंधे पर नवीनचंद्रका हाथ देखकर आश्चर्यचकित हो, वह यह बात कुमुदसुन्दरीसे कहनेके लिए भागी। 'भाभी-साहब, अब तक आप मानती नहीं थीं, तो आज अब बता दूं; चलिए!' कह कर दरवाज़ेकी ओर उसे खींचने लगी।

कुमुदसुन्दरीने वनलीलाका हाथ झटक दिया, "जा तुझे जाना हो तो चली जा; पराई लीला देखने मैं नहीं आती। तू तो वैसी की वैसी ही रही; हम भले और *हमारा काम भला।*"

वनलीलाको भगा कर कुमुदसुंदरी वापस लौटी। लेकिन उसकी आँखोंमें आँसू समा न सके। कुछ सोच कर, सारंगी लेकर, नवीनचंद्रके कमरेमें आवाज़ जाय इस तरह वह गाने लगी—

[१] शुभ्र स्वर्गमें रहनेवाली
वह गिर पडी हर-सिर।
गिरनेवाली गिर पड़ी
टिक न सकी हर! हर-सिर॥
गिरी गिरिपर; उच्च
गिरिवर तजकर गिरी फिर।
अवनिपर लोटने लगी धूलवाली होकर
मलिन गंगा! क्षार समुद्रमें समा गई॥
भ्रष्ट हुआ उसका शतमुख
विनिपात ही निर्माण हुआ।
भ्रष्ट हुई बुद्धि, उसका शतमुख
विनिपात ही निर्माण हुआ॥

---

१. शुभ्र स्वर्गमें रहनेवाली गंगा जब गिरी तब शंकरके सिरपर गिरी; वहाँसे हिमाच्छादित पहाड़ोंपर; वहाँसे पृथ्वीपर धूलमें; और आखिर जाकर खारे समुद्रसे मिली। इस तरह एक दफ़े आदमीका पतन हो जाय तो उसका अंत नहीं होता। इस आशयका भर्तृहरिका एक संस्कृत श्लोक है, उस परसे।

'सरस्वतीचंद्रको अधःपतनसे बचानेकेलिए इससे अधिक में क्या कर सकती हूँ?'—यह कहती कहती कुमुदसुंदरी बादमें बेहोश होकर कुर्सीपर गिर पड़ी।

धमाका होनेसे सब उस तरफ़ दौड़ गये। इससे नवीनचंद्र भी जग गया। वह भी वहाँ गया और गुलाबजल मंगवाकर, कुमुदसुंदरीके मुँहपर छिड़कने लगा। बेहोशीमें खुली आँखों कुमुदसुंदरी लेटी लेटी बड़बड़ा रही थी, 'हाय रे, विद्या. . . .सरस्वती. . . .भ्रष्ट हो गई।'

इस घटनाके बाद जब कुमुदसुंदरी नवीनचंद्रको देखती, तब कठोरतासे ही उसकी ओर देखती। नवीनचंद्रने कारणकी कल्पना कर ली थी। बेहोशीमें कुमुदसुंदरीका बड़बड़ाना उसने सुना था। अर्धजागृतावस्थामें कुमुदसुंदरीके गीतकी अलग अलग कड़ी उसके कान तक पहुँची थी। उसे मनमें विश्वास हो गया कि कुमुदसुंदरीको उसकेलिए संदेह हो गया है।

नींदसे जगनेपर अलककिशोरीके कंधेपर अपना हाथ पड़ा हुआ देखकर, और उसे अलककिशोरीने पकड़ा हुआ है यह देखकर नवीनचंद्रने उसे टोका था, 'बहन में तो तुम्हारा भाई होता हूँ!' ये शब्द वनलीलाने सुने थे। प्रसंग आनेपर उसने बादमें यह बात कुमुदसुंदरीसे कही थी। बादमें अलककिशोरीने भी भाभीका संदेह मिटानेके लिए सच्ची बात क्या थी, वह कही थी।

इससे कुमुदसुंदरीका संदेह समय बीतनेपर मिट गया था। इसके बाद वह खुद दुःखी हो गई और चिंता करने लगी कि मेरे बर्तावसे सरस्वतीचंद्रको कैसा दुःख हुआ होगा। लेकिन नवीनचंद्रको इसकी क्या खबर? कुमुदसुंदरीके बेहोश होनेके दिनसे उसने तो तय किया था कि अब उसे यह घर छोड़ना ही चाहिये। बादमें कहाँ जाना, ये विचार उसके दिमागमें दरबारसे घर जाते समय आ रहे थे।

कभी विचार आता कि घर जाऊँ और कभी यह कि परदेशमें चला जाऊँ। इतनेमें रास्ता फटा। साथमें चलनेवाले रामसेनने कहा, 'भाई इस गलीके रास्तेसे ज़रा चलिए।'

'क्यों? हम तो इस रास्तेसे आये थे।' नवीनचंद्रने पूछा।

'ज़रा अंदर जाकर उससे प्रमादधनभाईका संदेशा कहना है।' रामसेनने जवाबमें कहा।

कहनेको तो कह दिया; नवीनचंद्र इस बातसे बिलकूल अनजान है, यह देखकर बादमें वह रुक गया। आखिरमें किसीसे न कहनेकी शर्तपर उसने घर बताकर थोड़ेमें सारी बात कही कि प्रमादधनभाई और उनके मित्र कभी कभी इस पद्मा गणिकाके यहाँ आते जाते हैं। दरबारमें आज बुद्धिधनका विजय और उनके शत्रु शठरायका पतन हुआ इसकी खुशीमें आज खास जलसा रखा है। उसकी खबर पद्माको देनेकेलिए प्रमादधनने रामसेनसे कहा था।

नवीनचंद्रने पूछा, 'कुमुदसुंदरीको यह बात मालूम है?'

'पहले तो मालूम नहीं थी; लेकिन दो चार दिन पहले भाभीसाहब राजेश्वरमें गई थीं, तब वह बेवकूफ़ मूर्खदत्त कुछ बड़बडा गया था।'

'मूर्खदत्तको कैसे मालूम हुआ?'

'पद्माको लेकर घूमनेकेलिए प्रमादधनभाई कभी कभी राजेश्वरमें भी जाते हैं, इससे।'

नवीनचंद्रने गहरी सांस ली। 'अरेरे, कुमुदसुंदरी! अब जुल्मकी हद हो गई। सरस्वतीचंद्र यह सब पाप तुम्हारे सिर। तुमने कैसा अन्याय किया और कुमुदसुंदरीको हमेशाकेलिए कैसे आदमियोंके हाथमें धकेल दिया? बड़ोंकी संतान कैसी भाग्यहीन होती है? मांबापकी दौलतका पहला फल यह कि नौकरोंके हाथों उनके प्रिय पुत्रको शिक्षा मिली। इन नौकरों और दोस्तोंने अपने स्वार्थकेलिए मंत्रीके लड़केको कैसे बूरे मार्गपर डाल दिया है। बड़ा आदमी अपने घरकी परिस्थिति सँभाल नहीं सकता; राज्यतंत्र चलानेवालेका घर अंधेरेमें चल रहा है।'

इतनेमें बुद्धिधनका घर आया। डाकियेने उसके हाथमें एक लिफ़ाफा दिया उसे फ़ाड़ते फ़ाड़ते नवीनचंद्र मंत्रीके घरमें दाखिल हुआ।

— क्रमशः] अनु० निर्मला परळीकर

## हिन्दी अहिन्दी-भाषा-भाषियोंकी दृष्टिसे

(भारतीय हिन्दी परिषदका १८ वां अधिवेशन ता० २७, २८, २९ दिसम्बर १९६० को सरदार वल्लभभाई विद्यापीठ, वल्लभ विद्यानगरमें हुआ। श्री. बाबुभाई जशभाई उपकुलपति सरदार वल्लभभाई विद्यापीठ, ने स्वागत भाषण दिया। उस भाषणका बहुतसा भाग यहां दिया जा रहा है। इस भाषणकी एक विशेषता यह है कि श्री. बाबुभाई ने यह भाषण हिन्दीमें दिया, और इसकी दूसरी विशेषता यह है कि उन्होंने अ-हिन्दी भाषी लोगोंकी हिन्दी सम्बन्धी कुछ उलझनें हिन्दीके विद्वानोंके सामने रखीं।)

आज आप सब विद्वान यहाँ इकट्ठा होकर जब हिन्दी भाषा और साहित्यकी शिक्षा और प्रगति पर विचार कर रहे हैं तब मेरा इस संबंधमें कुछ कहना धृष्टता समझी जायगी। परन्तु मैं कई वर्षों से हिन्दी भाषामें दिलचस्पी रखता आया हूँ। इसी लिए एक अहिन्दी-भाषा-भाषीके नाते अपने विचार आप लोगोंके सामने रखना चाहता हूँ। अ-हिन्दी प्रांतोंमें हिन्दी प्रचारका श्रेय महात्मा गांधीजीको है, और लगभग ३० वर्ष पहले महात्माजीकी ही प्रेरणासे राष्ट्रभाषाके रूपमें हिन्दीकी शिक्षाका श्रीगणेश हुआ था। सन् १९३७में जब हमें प्रान्तीय स्वराज मिला और श्रीचक्रवर्ती राजगोपालाचार्य मद्रास प्रांतके मुख्य मंत्री बने तब उन्होंने ही सबसे पहले हिन्दी प्रचारकी ओर क़दम उठाया था और सारे दक्षिणमें राष्ट्रभाषाके सिखानेकी व्यवस्था की थी। आज तो देशभरमें राष्ट्रभाषाके केन्द्रोंका एक जाल-सा बिछ गया है शायद ही कोई ऐसा कोना रह गया हो जहाँके लोगोंमें हिन्दी सीखनेमें दिलचस्पी न हो।

सरदार वल्लभभाई पटेल जिनके नामसे इस विद्यापीठकी स्थापना हुई थी, स्वयं ही हिन्दीके प्रेमी और पुरस्कर्ता थे। हिन्दी भाषाका शास्त्रीय अभ्यास तो उन्होंने नहीं किया था, पर हिन्दीको उन्होंने अपना लिया था और वे हिन्दीमें अच्छी तरह बोल सकते थे।, उन्हींकी प्रेरणासे इन २५ सालोंमे हिन्दी हमारा संस्कार बन

गई है। लेकिन मैं महसूस करता हूँ कि आज हिन्दीवालोंमें संस्कृत-मिश्रित हिन्दीका आग्रह दिन पर दिन बढ़ता जा रहा है और उनमें अन्य भाषाके शब्दोंका निर्ममतापूर्वक बहिष्कार करनेकी प्रवृत्ति बढ़ रही है। एक हिन्दी-प्रेमीके नाते मुझे रंज है कि इस प्रकारकी हिन्दीके प्रचारका जिनका आग्रह है वैसे ही लोगोंकी कार्यवाही हिन्दीके विरुद्ध सिद्ध हो रही है। मैं सोचता हूँ कि हिन्दीका प्रचार तब ही अधिक हो सकेगा जब हर प्रदेश अपने अपने तरीकेसे हिन्दीको प्रोत्साहन दे। संभव है जब आजकी पीढ़ी तैयार हो जायगी तब उसके लिये शुद्धतर हिन्दीका प्रयोग करना उतना कठिन नहीं रहेगा जितना आजके लोगोंको महसूस होता है। इसलिये जब तक सारे देशमें हिन्दीका मानक एक ही प्रकारका नहीं हो जाता तब तक सब्र रखना चाहिये और दूसरोंको अपने अपने रास्तेसे तरक्क़ी करने के लिए प्रोत्साहित करते रहना चाहिए।

दूसरी बात यह है कि अ-हिन्दी प्रन्तोंमें हिन्दीका विरोध क्यों हो रहा है—इस बातको समझनेकी कोशिश करना भी बहुत ज़रूरी है।

क्या कारण है कि उन लोगोंने आज तक अंग्रेज़ीका इतना विरोध नहीं किया जितना वे हिन्दीका कर रहे हैं। उनके दिमाग़का भी हमें अध्ययन करना चाहिए। इसका उत्तर यही है कि अंग्रेज़ी सबके लिए परदेशी भाषा थी और अंग्रेज़ी ज्ञानकी अयोग्यता सबके लिए समान थी। उस पर प्रभुत्व पाने-का सबको समान मौक़ा था, और बाधा थी तो वह भी सबको समान थी। पर हिन्दीके बारेमें ऐसा नहीं कहा जा सकता। आज जब हिन्दी शिक्षा और परीक्षाका माध्यम हो रही है तब हिन्दी भाषियोंको दूसरोंके मुक़ाबिलेमें सरलता है—इस बातका इनकार नहीं किया जा सकता। और जब राज्यका कार्य हिन्दीमें होगा तब भी संभव है कि हिन्दी-भाषा-भाषी लोगोंको अहिंदी-भाषा-भाषी लोगोंके मुक़ाबिलेमें आसानी होगी और वे अधिक संख्यामें राज्यकी सेवामें शरीक हो सकेंगे। इस असरको उनके दिमाग़से हटाना पड़ेगा और इसके लिए हिंदीवालोंको कहना चाहिए कि परीक्षाके लिए विद्यार्थियोंकी योग्यता भाषा पर उनके प्रभुत्वसे न नापी जाय बल्कि विषय पर उनके अधिकारसे नापी जाय, तभी सबके लिए समानताकी आशा की जा सकती है। उसी प्रकार राज्यके कार्यमें नौकरी वग़ैरहके लिये भी इस बातका ध्यान रखना होगा कि अपनी अपनी भाषामें निष्णात होने पर उसे नौकरी की उतनी ही सुविधा रहनी चाहिए जितनी हिंदी जाननेवालोंको। इसके साथ साथ हिंदी-भाषा-भाषी लोग एक और भी क़दम उठा सकते हैं और वह यह कि वे स्वेच्छासे एक पर-प्रांतीय भाषा सीखकर अपनी उदारताका परिचय दें। इस प्रकारके प्रयत्नोंसे लोगोंके हृदयके संदेहका निवारण हो सकता है। मैं तो कहूँगा कि इस संदेहका निरसन होना ही चाहिए। तभी इस कार्यको वेग मिल सकता है।

बाबुभाई जशभाई पटेल

# કેટલાંક શાળોપયોગી પુસ્તકો

### ગાંધીજીનાં પુસ્તકો

અહિંસાનો પહેલો પ્રયોગ ૧.૦૦
આત્મકથા ૨.૦૦
સંક્ષિપ્ત આત્મકથા ૧.૦૦
આરોગ્યની ચાવી ૦.૪૫
નિત્ય મનન ૧.૦૦
'નીતિનાશને માર્ગે' ૦.૬૨
મારો જેલનો અનુભવ ૦.૬૦
યરવડાના અનુભવ ૧.૦૦
રચનાત્મક કાર્યક્રમ ૦.૩૧
હિંદ સ્વરાજ ૦.૩૭

### શ્રી મહાદેવ દેસાઈનાં પુસ્તકો

એક ધર્મયુદ્ધ ૦.૭૫
ત્રણ વાર્તાઓ ૧.૨૫
બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ ૨.૫૦
બે ખુદાઈ ખિદમતગાર ૦.૭૫
મહાદેવભાઈની ડાયરી ૧-૫ ૨૫.૦૦
મારી જીવનકથા — નેહરુ ૬.૦૦
વિરાજવહુ ૧.૨૫
સંત ફ્રાંસિસ ૦.૩૭

### શ્રી કાકા કાલેલકરનાં પુસ્તકો

ઉગમણો દેશ ૨.૦૦
ઓતરાતી દીવાલો ૦.૭૫
જીવતા તહેવારો ૨.૦૦
ધર્મોદય ૧.૨૫
પૂર્વ આફ્રિકામાં ૩.૦૦
બાપુની ઝાંખી ૧.૦૦
બ્રહ્મદેશનો પ્રવાસ ૦.૬૨
રવીન્દ્ર-સૌરભ ૨.૫૦
સ્મરણયાત્રા ૨.૦૦
હિમાલયનો પ્રવાસ ૧.૫૦

### શ્રી વિનોબા ભાવેનાં પુસ્તકો

જીવનદૃષ્ટિ ૧.૨૫
મહાનયજ્ઞ ૧.૨૫
મધુકર ૨.૦૦
શ્રાદ્ધના તેર દિવસ ૦.૩૦

### શ્રી કિશોરલાલ મશરૂવાળાનાં પુસ્તકો

ઈશુ ખ્રિસ્ત ૦.૬૨
કેળવણીવિકાસ ૧.૨૫
બુદ્ધ અને મહાવીર ૧.૦૦
રામ અને કૃષ્ણ ૧.૦૦
સમૂળી ક્રાંતિ ૧.૨૫
સહજાનંદ સ્વામી ૦.૬૨
સંસાર અને ધર્મ ૨.૦૦
સ્ત્રી-પુરુષ-મર્યાદા ૧.૦૦

### શ્રી નરહરિ પરીખનાં પુસ્તકો

કરંડિયો ૧.૨૫
પ્રાચીન સાહિત્ય ૧.૦૦
મહાદેવભાઈનું પૂર્વચરિત ૦.૭૫
શ્રેયાર્થીની સાધના ૩.૦૦
સરદાર વલ્લભભાઈ ભા. ૧-૨ ૧૧.૦૦

### શ્રી જુગતરામ દવેનાં પુસ્તકો

આશ્રમી કેળવણી ભા. ૧-૩ ૪.૫૦
આંધળાનું ગાડું ૦.૨૫
ખેડૂતનો શિકારી ૦.૩૭
ગાંધીજી ૦.૬૨

### શ્રી મગનભાઈ દેસાઈનાં પુસ્તકો

અપંગની પ્રતિભા ૧.૫૦
આપણા દેશમાં આપણું રાજ્ય ૦.૪૪
આપણું પરમ યંત્ર ૦.૩૭
ઈસપ અને તેની વાતો – ૧-૪ ૧.૭૦
જંગલમાં મંગલ ૦.૩૫
જેકિલ અને હાઈડ ૦.૭૫
સત્યાગ્રહની સપ્તપદી ૨.૦૦
સ્વરાજ એટલે શું ૦.૪૪

### શ્રી ગોપાળદાસ પટેલનાં પુસ્તકો

ગુનો અને ગરીબાઈ ૧.૫૦
નીતિ અને ધર્મ ૦.૩૭
પ્રાચીન શીલકથાઓ ૦.૪૪
વેર અને અવિચાર ૦.૩૭
વેર અને બદલો ૦.૪૪
સરસ્વતીચંદ્ર ૧.૨૫

### શ્રી મુકુલભાઈ કલાર્થીનાં પુસ્તકો

અવંતીનાં પરાક્રમો ૦.૩૦
ચીન દેશનાં કથાનકો ૦.૬૨
જાણવા જેવી વાતો ૦.૩૫
જીવન અને મરણ ૦.૩૭
ધર્મ-સંસ્થાપકો ૦.૩૭
નાની નાની વાતો ૦.૫૦
નીતિ અને વ્યવહાર ૦.૪૦
પચાસ પ્રેરક પ્રસંગો ૦.૬૨
પ્રતિભાનું પોત ૦.૩૭
બા અને બાપુ ૧.૫૦
બાપુજીની વાતો — ૧ ૦.૪૦
બોધક ટીકડીઓ ૦.૭૫
ભક્તરાજ ૧.૦૦
ભગવાન ઈશુની બોધકથાઓ ૦.૪૦
માનવજીવનનું ઝવેરાત ૦.૩૭
મોટા માણસોનાં મન ૦.૬૫
લોભ અને કરુણા ૧.૫૦
શીલ અને સદાચાર ૦.૩૭
શેખ સાદીની બોધકથાઓ ૦.૫૦
શ્રીમદ્ રાજચંદ્રની દૃષ્ટાંતકથાઓ ૧.૨૫
સરદારની અનુભવ વાણી ૦.૬૦
સરદારશ્રીની પ્રતિભા – ૧ ૦.૪૦
સંતસમાગમ ૦.૩૭
સંતોની જીવનપ્રસાદી ૦.૩૭

### શ્રી મનુબહેન ગાંધીનાં પુસ્તકો

એકલા જાને રે ૨.૦૦
કલકત્તાનો ચમત્કાર ૧.૭૦
બાપુ — મારી મા ૦.૫૦
બા બાપુની શીળી છાયામાં ૨.૨૫
બિહારની કોમી આગમાં ૩.૦૦

### અન્ય લેખકોનાં પુસ્તકો

અભિનવ રામાયણ ૨.૫૦
અમારાં બા ૧.૫૦
આપવીતી ૧.૫૦
ઇન્દુને પત્રો ૧.૦૦
ગાંધીજીના પાવન પ્રસંગો ૧-૩ ૧.૦૭
ગાંધીજીનો વિનોદ ૦.૬૫
ઘરમાખી ૦.૪૪
જીવનનું પરોઢ ૮.૦૦
જીવનનું ભાથું ૦.૫૮
ઠક્કરબાપા ૨.૫૦
બાપુની છાયામાં ૨.૫૦
બુદ્ધલીલા ૧.૭૫
મલેરિયા ૦.૪૪
મારું હિંદનું દર્શન — નેહરુ ૯.૭૦
લોકમાન્ય ટિળક ૩.૦૦
સરદારની શીખ ૦.૬૨
સંક્ષિપ્ત જીવનકથા — નેહરુ ૧.૫૦
હિંદના જવાહર ૧.૦૦
ખિસ્સાકોશ ૧.૦૦
વિનીત જોડણીકોશ ૭.૫૦
હિંદી-ગુજરાતી કોશ ૬.૦૦
વિજ્ઞાનની પરિભાષા ૦.૬૨

# ચિંતન અને મનન

જ્યારે ધનિકો ગરીબો વિષે પંચાત કરવા એકઠા થાય, ત્યારે તે દયાધર્મ કહેવાય; પરંતુ જ્યારે ગરીબો ધનિકો વિષે વિચાર કરવા એકઠા થાય, ત્યારે તે બંડખોરી કહેવાય.

—પૉલ રિશાર

જો તમારે અન્નનો સ્વાદ માણવો હોય, તો તે ખાતા પહેલાં તે માટે મજૂરી કરો; જો તમારે કપડાંની મજા માણવી હોય, તો તે પહેરતા પહેલાં તેની કિંમત ચૂકવો; જો તમારે ગાઢ નિદ્રા માણવી હોય, તો પથારીમાં તમારી સાથે સાફ અંતરાત્મા લઈને જાઓ.

—બેન્જામિન ફ્રેંકલિન

જ્યારે ગોરાઓ આફ્રિકામાં આવ્યા ત્યારે તેમના હાથમાં બાઇબલ હતું, અને અમારા હાથમાં મુલક હતો; હવે તેમના હાથમાં મુલક આવ્યો છે અને અમારા હાથમાં બાઇબલ !

—આફ્રિકન કહેવત

દેવું કરીને પૈસા લાવનારા હંમેશાં લગભગ ખોટું ખર્ચ કરનારા હોય છે; અને ઊછીના લવાયેલા પૈસાથી જ બધું અનિષ્ટ સામાન્ય રીતે આચરાય છે તથા અન્યાયી યુદ્ધો લંબાવાય છે.

—જૉન રસ્કિન

મોટા ભાગની વૈભવ-વિલાસની ચીજો અને ઘણી કહેવાતી સુખસગવડો જીવન માટે અનિવાર્ય નથી હોતી; એટલું જ નહિ પણ માનવજાતની ઉન્નતિમાં વિઘ્નકર્તા હોય છે.

—હેન્રિ ડેવિડ થોરો

મોઝિઝે હીબ્રૂ લોકોને આખી નીતિ ૧૦ આજ્ઞાઓમાં આપી દીધી. થોડા વખત બાદ જિસસે વધુ કઠોર ધોરણ બે આજ્ઞાઓમાં જ જણાવ્યું. અને હવે આપણા સૈકામાં આલ્બર શ્વિટ્ઝરે આખો નીતિનિયમ ત્રણ શબ્દોમાં આપણને આપ્યો છે: "જીવન માટે આદર"

—અર્થાત્ ઈશ્વર અને તેનાં સરજેલાં બધાં પ્રાણીઓ માટે આદર અથવા પ્રેમ.

એલિસ ફ્રેંકલિન બ્રાયાં

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૧૪

# નવજીવન

सा विद्या या विमुक्तये

તંત્રી
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ



વર્ષ ૨૦ | અંક ૧

જાન્યુઆરી | નવજીવન, અમદાવાદ | ૧૯૬૧

# નવજીવન


જાન્યુઆરી, ૧૯૬૧

વર્ષ ૨૦ અંક ૧


## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન ટ્રસ્ટની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફ રોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર): રાજકોટ (લાખાજીરાજ રોડ); નવી દિલ્હી (યુ. એસ. કોમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, કૅનોટ સરકસ); ઇંદોર (૫, ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક); પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના-૪); મદ્રાસ (૨૨/૧૧૧ માઉન્ટ રોડ, મદ્રાસ-૬); કલકત્તા (૪૧, ઈડન હૉસ્પિટલ રોડ, કલકત્તા-૧૨) અને જયપુર (ચૌડા રસ્તા) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬

અથવા શિ૦ દસ. છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
'નવજીવન'
નવજીવન ટ્રસ્ટ,
પો. નવજીવન, અમદાવાદ-૧૪

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૯ — અમદાવાદ — ઈ. સ. ૧૯૬૦

## વાર્ષિક અનુક્રમણિકા

### ૧. લેખસૂચિ

## ૨. નવું વાચન – પુસ્તકસૂચિ

## ૩. વિચારતરંગિણી

## ૪. છેલ્લું પૂંઠું

## ૫. લેખકસૂચિ

# કેટલાંક શાળોપયોગી પુસ્તકો

**ગાંધીજીનાં પુસ્તકો**

અહિંસાનો પહેલો પ્રયોગ 1·00
આત્મકથા 2·00
સંક્ષિપ્ત આત્મકથા 1·00
આરોગ્યની ચાવી 0·44
નિત્ય મનન 1·00
'નીતિનાશને માર્ગે' 0·62
મારો જેલનો અનુભવ 0·60
યરવડાના અનુભવ 1·00
રચનાત્મક કાર્યક્રમ 0·31
હિંદ સ્વરાજ 0·37

**શ્રી મહાદેવ દેસાઈનાં પુસ્તકો**

એક ધર્મયુદ્ધ 0·75
ત્રણ વાર્તાઓ 1·25
બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ 2·50
બે ખુદાઈ ખિદમતગાર 0·75
મહાદેવભાઈની ડાયરી 1–5 25·00
મારી જીવનકથા — નેહરુ 6·00
વિરાજવહુ 1·25
સંત ફ્રાંસિસ 0·37

**શ્રી કાકા કાલેલકરનાં પુસ્તકો**

ઉગમણો દેશ 2·00
ઓતરાતી દીવાલો 0·75
જીવતા તહેવારો 2·00
ધર્મોદય 1·25
...ં આફ્રિકામાં 3·00
...ુની આંખો 1·00
...દેશનો પ્રવાસ 0·62
...ન્દ-સૌરભ 2·50
રણયાત્રા 2·00
...માલયનો પ્રવાસ 1·50

**શ્રી વિનોબા ભાવેનાં પુસ્તકો**

...નદૃષ્ટિ 1·25
...નયજ્ઞ 1·25
...ક્ર 2·00
...ન્દના તેર દિવસ 0·30

**...ી કિશોરલાલ મશરૂવાળાનાં પુસ્તકો**

ઈશુ ખ્રિસ્ત 0·62
કેળવણીવિકાસ 1·25
બુદ્ધ અને મહાવીર 1·00
રામ અને કૃષ્ણ 1·00
સમૂળી ક્રાંતિ 1·25
સહજાનંદ સ્વામી 0·62
સંસાર અને ધર્મ 2·00
સ્ત્રી-પુરુષ-મર્યાદા 1·00

**શ્રી નરહરિ પરીખનાં પુસ્તકો**

કરંડિયો 1·25
પ્રાચીન સાહિત્ય 1·00
મહાદેવભાઈનું પૂર્વચરિત 0·75
શ્રેયાર્થીની સાધના 3·00
સરદાર વલ્લભભાઈ ભા. 1–2 11·00

**શ્રી જુગતરામ દવેનાં પુસ્તકો**

આશ્રમી કેળવણી ભા. 1–3 4·50
આંધળાનું ગાડું 0·25
ખેડૂતનો શિકારી 0·37
ગાંધીજી 0·62

**શ્રી મગનભાઈ દેસાઈનાં પુસ્તકો**

અર્પણની પ્રતિભા 1·50
આપણા દેશમાં આપણું રાજ્ય 0·44
આપણું પરમ યંત્ર 0·37
ઈસપ અને તેની વાતો – 1 – 4 1·70
જંગલમાં મંગલ 0·56
જેકિલ અને હાઈડ 0·75
સત્યાગ્રહની સપ્તપદી 2·00
સ્વરાજ એટલે શું 0·44

**શ્રી ગોપાળદાસ પટેલનાં પુસ્તકો**

ગુનો અને ગરીબાઈ 1·50
નીતિ અને ધર્મ 0·37
પ્રાચીન શીલકથાઓ 0·44
વેર અને અવિચાર 0·37
વેર અને બદલો 0·44
સરસ્વતીચંદ્ર 1·25

**શ્રી મુકુલભાઈ કલાર્થીનાં પુસ્તકો**

અવંતીનાં પરાક્રમો 0·30
ચીન દેશનાં કથાનકો 0·62
જાણવા જેવી વાતો 0·35
જીવન અને મરણ 0·37
ધર્મ-સંસ્થાપકો 0·37
નાની નાની વાતો 0·50
નીતિ અને વ્યવહાર 0·40
પચાસ પ્રેરક પ્રસંગો 0·62
પ્રતિભાનું પોત 0·37
બાપુજીની વાતો — 1 0·40
બોધક ટીકડીઓ 0·75
ભક્તરાજ 1·00
ભગવાન ઈશુની બોધકથાઓ 0·40
માનવજીવનનું ઝવેરાત 0·37
મોટા માણસોનાં મન 0·65
લોભ અને કરુણા 1·50
શીલ અને સદાચાર 0·37
શેખ સાદીની બોધકથાઓ 0·50
શ્રીમદ્ રાજચંદ્રની દૃષ્ટાંતકથાઓ 1·25
સરદારની અનુભવ વાણી 0·60
સરદારશ્રીની પ્રતિભા – 1 0·40
સંતસમાગમ 0·37
સંતોની જીવનપ્રસાદી 0·37

**શ્રી મનુબહેન ગાંધીનાં પુસ્તકો**

એકલો જાને રે 2·00
કલકત્તાનો ચમત્કાર 1·70
બાપુ — મારી મા 0·50
બા બાપુની શીળી છાયામાં 2·25
બિહારની કોમી આગમાં 3·00

**અન્ય લેખકોનાં પુસ્તકો**

અભિનવ રામાયણ 2·50
અમારાં બા 1·50
આપવીતી 1·50
ઇન્દુને પત્રો 1·00
ગાંધીજીના પાવન પ્રસંગો ભા. 1–3 1·07
ગાંધીજીનો વિનોદ 0·65
ઘરમાખી 0·44
જીવનનું પરોઢ 8·00
જીવનનું ભાથું 0·50
ઠક્કરબાપા 2·50
બાપુની છાયામાં 2·50
બુદ્ધલીલા 1·75
મલેરિયા 0·44
મારું હિંદનું દર્શન — નેહરુ 9·00
લોકમાન્ય ટિળક 3·00
સરદારની શીખ 0·62
સંક્ષિપ્ત જીવનકથા — નેહરુ 1·50
હિંદના જવાહર 1·00
ખિસ્સાકોશ 1·00
વિનીત જોડણીકોશ 7·50
હિંદી-ગુજરાતી કોશ 6·00
વિજ્ઞાનની પરિભાષા 0·62

નવજીવન ટ્રસ્ટ, પોસ્ટ નવજીવન, અમદાવાદ–14

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૨૦ : અંક ૧ ] અમદાવાદ [ જાન્યુઆરી, ૧૯૬૧


"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વે મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું. . . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

# વિચારતરંગિણી

## ૧

### આભાર

ગુજરાત યુનિ૦ની સેનેટે મને તેની સિન્ડિકેટના એક સભ્ય તરીકે ચૂંટયો, તેને માટે તેનો આભારી છું.

એક રીતે જોઈએ તો આ બનાવ એક લાંબી ઘટનાનો છેલ્લો તબક્કો કહેવાય. ગુજરાતના જાહેર જીવનના આ ક્ષેત્રમાં એક નાનકડી ક્રાંતિ થઈ તેનો શુભ અંત હવે આવ્યો.

ગયા મે માસમાં ગુજરાત રાજ્ય શરૂ થયું, તેની સાથે અંગ્રેજી તથા માધ્યમનો પ્રશ્ન ઊપડયો. સરકારે એકમાં યોગ્ય સુધારો કર્યો, પણ તેની જ જોડે બીજા પ્રશ્નમાં ગરબડ કરી. તેણે એવો ગોળો ગબડાવ્યો કે, હજી અંગ્રેજી માધ્યમ ચાલુ રાખવું પડશે, કેમ કે પુસ્તકો નથી. આથી એક એવું આંદોલન જન્મ્યું કે જેમાં નવા રાજ્યની પ્રજા તથા સરકારની સારી પેઠે કસોટી થઈ.

તેનું પરિણામ સારું આવ્યું; પ્રશ્ન શો છે તે ગુજરાતભરમાં સ્પષ્ટ થયું. સરકારે પણ પોતાની વાત નવો કાયદો આપીને જણાવી : માધ્યમના પ્રશ્નને પુસ્તક-પ્રકાશન જોડે સંડોવવાથી ડામાડોળ થયેલી મતિ સ્થિર થઈ.

આ જ અરસામાં નવી સેનેટ ચૂંટાઈ, નવા વા૦ચા૦ નિમાયા, અને અંતે હવે સિન્ડિકેટમાં પણ પેટાચૂંટણી જરૂરી બની તે થઈ ચૂકી. સાત મહિને શમેલી આ ક્રાંતિ ગુજરાતના જાહેરજીવનને આગળ લેવામાં કલ્યાણમય થાઓ, એ જ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

૨૩–૧૨–'૬૦

## ૨

### નવી ઈશુ-સાલ

૧૯૬૧નું વર્ષ ભારે ધડાકા-ભડાકાની સાથે ઊઘડે છે. પશ્ચિમમાં ખ્રિસ્તીઓ તેમની દિવાળી કે નાતાલ વખતે આપણી પેઠે ફટાકડા નથી ફોડતા; પણ છેલ્લાં ત્રણ-ચાર સૈકાંમાં તેમણે જે જગત-સંસ્કૃતિ સ્થાપી છે. તેમાં તોપ-બંદૂક અને હવે અણુ-જીવાણુ-બૉમ્બ-ના ધડાકા ભડાકા ઓતપ્રોત રહેલા છે, અને તે અવારનવાર થતા જ રહે છે. ૧૯૬૧ની ઈશુ-સાલ એના ભણકારા મારતી શરૂ થાય છે.

પંડિત જવાહરલાલજીએ ટૂંકમાં કહ્યું તે સાવ સાચું છે કે, આંતરરાષ્ટ્રીય સ્થિતિ બહુ ગંભીર જોખમમાં આવેલી છે; ન-કરે-નારાયણ ને વિશ્વયુદ્ધના ઓળા તો એ ન હોય! ભગવાન એથી બચાવે!'

પણ આ જોખમ અણધાર્યું તો ન જ કહેવાય. ગયા વરસે 'યુનો'ના માંધાતાઓની ઉચ્ચ પરિષદ ન મળી શકી, ત્યારથી તોફાની વાદળો તો ઘેરાવા લાગ્યાં જ હતાં. અને બીજા વિશ્વયુદ્ધ બાદ હજી સુલેહનામું નથી થયું; તેથી કરીને બે બર્લિન, બે જર્મની, બે કોરિયા, બે વાયેટનામ, બે ચીન, બે હિંદ-પાકિસ્તાન, વગેરે જેવી સુરંગો તો રાજકીય જગતમાં જ્યાં ત્યાં ભારેલી આગ પેઠે પડી જ છે. એટલે આંતરરાષ્ટ્રીય રાજકારણનું નાવ આમાંની કઈ સુરંગ જોડે ક્યારે અથડાઈ જશે, એ ભીતિ હરઘડી છે જ અને તે નવાઈ ન પમાડે.

આ બધાની પાછળ વિશ્વદેવનો છૂપો સંકેત તો હશે જ, એમ આસ્તિક બુદ્ધિ કહે. પણ એ બુદ્ધિ જો જુનવાણી લાગે, તો ઇતિહાસબુદ્ધિ પણ એ જ બતાવે છે. ૧૮-૧૯મા સૈકાની યુરોપીય ગોરી સંસ્કૃતિની (જેમાં અમેરિકા પણ ઇંગ્લંડના ફણગા રૂપે ગણતાં સમાય છે) અત્યારે બોલબાલા છે. જગતની જાહોજલાલીની પાઘડી એને માથે બંધાય છે. આપણી કહેવત પ્રમાણે, તેનો વળ હવે છેવટે ઉકેલવાનો આવ્યો છે. તેથી તે ચકરડી-ભમરડી ખાય એ કુદરતી છે. આજે જગતનાં રાષ્ટ્રોમાં અને તેના સારાંશે આંતરરાષ્ટ્રીય 'યુનો'-દરબારમાં જે કડાકા-તડાકા થાય છે, તે ઇતિહાસના આ રંગની પાઘડીનો છેવટનો વળ ઉકેલીને આગળ વધવા જેવી જ વાત છે.

આથી ૧૯૬૧નું ખ્રિસ્તી વર્ષ શાંતિના ફિરસ્તા સમા ભગવાન ઈશુને બરોબર યાદ કરાવે એવું ઊઘડે છે. જગતના બે ભાગ પડયા કહેવાય છે — ૧. સામ્યવાદી, ૨. પ્રજાવાદી. છતાં બંને ભાગ ઈશુના ઇન્કારમાં લગભગ સરખા જ છે: બંનેને વિશ્વ-વર્ચસ મેળવવા માટે સરખી જ વાસના છે; બંને તે પાર પાડવા માટે શસ્ત્રસજ્જ બનીને અડીખમ ઊભા રહેવામાં માને છે; આ અર્થે બંને બીજાનાં રાષ્ટ્રોમાં સામ-દામ-ભેદ અને જરૂર પ્રમાણે દંડ પણ ખેલવા તત્પર છે; અને એ બધાની પાછળ બેઉની મૂળ વાસના પોતાના જ રાષ્ટ્રને વધારે ભોગ-ઐશ્વર્યવાન કરવાની છે. એટલે ખરેખર બે રાક્ષસી વિભૂતિઓનો દ્વંદ્વ જ આ છે. લૉર્ડ ઍક્ટને કહેલો ઇતિહાસ-ન્યાય અહીં યાદ આવે છે કે, *ક્રાંતિ કાંઈ* ઇતિહાસની સંક્રમણ-ગતિનો ઇન્કાર નથી; તે માત્ર તેના વચગાળા રૂપી ગાંઠા કે સંકડામણ જ હોય છે. ૧૯૬૧નું વર્ષ આવી સંકડામણનું લાગે છે.

૨૩–૧૨–'૬૦

## ૩

## નવું બાઈબલ

ગોરા ખ્રિસ્તીઓના સામ્રાજ્યવાદની એડી તળે આવેલા આપણા જેવા દેશોને કોઈ કહે કે, સામ્રાજ્યવાદ નરી નઠારી જ વસ્તુ નથી, તેમાંય સારો અંશ રહેલો છે, — આમ કોઈ કહે, તો માનવું મુશ્કેલ પડે. પણ જો વિચારીએ તો સાવ કાઢી નાંખવા જેવું એ વિધાન નથી. ગીતાકાર કહે છે એમ, દરેક વસ્તુમાં ગુણ અને દોષ બેઉ રહેલા છે.

રિન્હોલ્ડ નીબુર કરીને એક લેખકે, કોન્ગોની અત્યારની દશા પર વિચાર કરતાં, આવું જ વિધાન કર્યું છે. ('ધી ન્યૂ લીડર' સાપ્તાહિક – તા. ૧૪–૧૧–'૬૦.) તે કહે છે, બેલ્જિયન કરતાં અંગ્રેજ સામ્રાજ્યવાદ સારો કે એકે કોન્ગો કર્યું, પણ બીજાએ નાઈજીરિયા સર્જ્યું! અને આગળ પૃથક્કરણ કરીને —

સામ્રાજ્યવાદના ત્રણ હેતુ તે ગણાવે છે —

૧. પછાત દેશોને અગાત રાષ્ટ્રોના સુધારાના લાભ ચખાડવાનો 'મિશનરી' કે ગોરાનો ગુરુ-ભાવ;

૨. ઐશ્વર્ય કે સત્તાનો મદ ચાખવાનો સમ્રાટ્ અભિમાન-ભાવ, — દા૦ ત૦ ચર્ચિલને હતો તેવો; — અને

૩. પછાત દેશની સંપત્તિનું શોષણ કરવાનો આર્થિક લાભ.

આ પૃથક્કરણ સાચું છે. મિશનરી ભાવથી પ્રેરાઈને પશ્ચિમના દેશો ૧૬મા સૈકાથી બાઈબલ લઈને નીકળ્યા હતા. અલબત્ત, તેની જોડે બાટલી અને બૅયોનેટ હતાં જ. ૨૦મા સૈકા સુધી આવતાં, બાઈબલના જૂના નવા બેઉ કરારને બદલે ગોરાનું યંત્રોદ્યોગી વિજ્ઞાન-બાઈબલ હવે તેનું સ્થાન લે છે અને બૅયોનેટ બૉમ્બે પહોંચ્યું છે.

અને આ યંત્રોદ્યોગી સુધારો ગોરા જગતનો એક નવો ધર્મ જ આવ્યો છે, એમ જાણો. કેમ કે, પછાત દેશો સ્વતંત્ર બનીને અને તેમ થતાં છતાં એમના માજી સમ્રાટ્ની નવી ઓશિયાળી એ શોધે છે કે, 'અમારે પણ તમારી પેઠે યંત્રોદ્યોગી બનવું છે; તે સારુ તમારી મદદ અમને ખપે છે; અમને ન ખપે માત્ર તમારી જાતિ-અભિમાન-ભરેલી તુમાખી અને અપમાનકારક ગુલામી; કેમ કે, અમેય તમારા જેવા જ માનવો છીએ.'

આથી કરીને, ઉપરોક્ત બીજો હેતુ જ માત્ર હીન ઠર્યો છે; તેથી, જેમ કે, ચર્ચિલ જેવાને પણ હિંદ અંગે મને-કમને તે છોડવો પડયો. એટલે 'યુનો'માં પણ સિદ્ધાંત બન્યો છે કે, સમ્રાટ્ દેશોએ પોતાનો કબજો છોડવો જોઈએ. પણ દુઃખ એ વાતનું છે કે, "ત્યાગ ન ટકે રે વૈરાગ વિના!" તે કબજાથી મળતા લાભનું — સામ્રાજ્યના ઉપરોક્ત ત્રીજા આર્થિક હેતુનું શું? સ્વતંત્ર થતા દેશોએ સમજી લેવું જોઈએ કે, આ ત્રીજો હેતુ હવે નવી રીતે ગોઠવાશે. એટલે તે વિષે પછાત દેશો જો યંત્રોદ્યોગી યુરોપ-અમેરિકાનું મોટા-ભાઈ-પણું માનશે, — અને હિંદ

જેવો દેશ પણ આજે તેમ માનીને ચાલે છે, — તો તેમાંથી ૧૮-૧૯મા સૈકાનો સામ્રાજ્યવાદ માત્ર નવું રૂપ જ ધરીને આવશે, એ નક્કી છે; અને આ નવા મિશનરી ધર્મનો સ્વાંગ એવો છે કે, તેનાથી પછાત લોકો ભરમાશે. પરિણામે ગોરાઓનો ગુરુભાર અને ગુરુભાવ (એ જે પહેલો હેતુ ઉપર કહ્યો છે, તે) નવે રૂપે કાયમ રહે છે. કેમ કે, યંત્રોદ્યોગ-સંસ્કૃતિ અર્વાચીન દુનિયાનો નવો ધર્મ બન્યો છે.

અને આજે આપણે આ લક્ષણો જોઈએ છીએ. રશિયા અમેરિકા નવું સામ્રાજ્યવાદી રાજકારણ ચલાવે જ છે, અને તેનું પીઠબળ કેવળ શસ્ત્રાસ્ત્રબળ છે, — કે જેવું અગાઉના ગોરા સામ્રાજ્યવાદમાં પણ હતું. એટલે કે, મૂળ પ્રકૃતિએ જોઈએ તો, ગોરા સામ્રાજ્યવાદની જાત ફરતી નથી. માત્ર તે વધારે દારુણ અને વિશ્વવ્યાપી બન્યો છે. માનવ જગતનો હવે પછીનો પ્રશ્ન ૨૦મા સૈકાના આ યંત્રોદ્યોગી સામ્રાજ્યના વિશ્વ-વાદમાંથી બચીને 'વસુધૈવ કુટુંબકમ્' બનવાનો છે—રાષ્ટ્રવાદને સ્થાને વિશ્વૈકવાદ લાવવાનો છે.

૨૩–૧૨–'૬૦

## ૪

### "ઉહુરુ" — આફ્રિકન ક્રાંતિમંત્ર

નૂતન આફ્રિકાનો જન્મ થયો છે, એમ જણાવી એક દક્ષિણ આફ્રિકન લેખક (એલન પેટન — 'ધી ન્યૂ લીડર' ૧૪–૧૧–'૬૦ અંક, પા. ૧૪) કહે છે કે, પૂર્વ આફ્રિકન ભાષાનો 'ઉહુરુ' શબ્દ (તેનો અર્થ છે—આઝાદી) દક્ષિણ આફ્રિકાનાં મકાનોની ભીંતો પર લખાવા લાગ્યો છે; 'ઉહુરુ' શબ્દ આખા આફ્રિકાની હાકલ કે પોકારસૂત્ર બન્યો છે.

તે ઉપરાંત એ લેખક નવ આફ્રિકા ખંડના બીજા બે તેને જ મળતા અને સમાન વ્યાપક બનેલા ભાવો ગણાવે છે—

"એવી ઇચ્છા કે નિશ્ચય કે, અર્વાચીન યંત્રોદ્યોગી દુનિયામાં બરોબર સ્થાન મેળવવું, ગરીબી દૂર કરવી, દરેક બાળકને કેળવણી આપવી, અમે સૌ સ્ત્રીપુરુષોને એવી તાલીમ આપવી કે જેથી તેઓ અર્વાચીન સમાજનું પોતાનું કારભારું સંભાળી શકે." અને

ત્રીજો ભાવ છે ઉગ્ર ક્રોધ; માજી ગોરા રાજવીઓનો તુમાખીભરેલો રાજકારભાર અને તેમનું રંગદ્વેષાભિમાન વગેરેને લઈને પશ્ચિમ યુરોપ માટે સખત વેરભાવ.

આજે ૧૯મા સૈકાનો રાજકીય સામ્રાજ્યવાદ નાબૂદ થાય છે, ત્યારે ઉપરના ત્રણ ભાવો બધે જ પ્રગટે છે. હિંદમાં પણ આપણે એમ નથી જોતા? પણ આપણે તેમાં સંકલ્પપૂર્વક એક ફરક સાધ્યો અને તે ત્રીજા ક્રોધ-ભાવ કે વેરભાવ વિષે. ગાંધીજીએ આ બાબતમાં નવીન યુગ-કાર્ય જે કર્યું તે વ્યાપક સામુદાયિક અવેર કે અહિંસાના ધર્મપ્રવર્તનનું. હિંદની આ ક્રાંતિનો ઇતિહાસકાર જનમવો બાકી છે; કેમ કે, ફ્રેંચ ક્રાંતિ કરતાં જરાય ન ઊતરે એવી આ વસ્તુ હિંદમાં બની છે. આફ્રિકાની 'ઉહુરુ' હિલચાલ ફ્રેંચ ક્રાંતિનો રાહ છોડી હિંદી ક્રાંતિનો રાહ નહિ પકડે, તો વિશ્વયુદ્ધ નોતરશે કે શું, એમ કોન્ગો ચેતવે છે.

ફ્રેંચ ક્રાંતિએ 'સ્વતંત્રતા, સમતા અને બંધુતા'નો પોકાર જગવ્યો, અને તેની સીમા પોતાના રાષ્ટ્ર જેટલી જ માની; પરિણામે તેણે લોહી રેડવામાં પાછું વળીને ન જોયું. હિંદની ક્રાંતિનો પોકાર અહીં જ જુદો પડે છે. તેણે ગોરાના રાષ્ટ્રવાદને સુધાર્યો અને ફ્રેન્ચ પોકારની બંધુતા સમતાને બદલે માનવતાનો ભાવ આગળ કર્યો. તેણે કહ્યું કે, બંધુતા-સમતાનો સાચો અર્થ અહિંસકતા, અવેર, અને પરસ્પર સહાય-વૃત્તિ છે. હિંદની ક્રાંતિ પણ સામ્રાજ્ય-નાશ અને સર્વોદય માટેની હતી, પણ તેનો પોકાર છે — स्वतंत्रता, मानवता, अने अहिंसकता । આ વસ્તુ સ્વતંત્ર હિંદ પણ બરોબર ન સમજે, તેનો ભણેલો વર્ગ, — અંગ્રેજીની છૂપી વિચાર-ગુલામીને લઈને જ કદાચ, — છતે ભણતરે ન સમજે, એ આપણી આજની દુઃખદ નિષ્ફળતા છે. છતાં, હવે જગતના ચાલુ યુગનું ક્રાંતિસૂત્ર ગયા યુગનું ફ્રેંચ નહિ, પણ ગાંધી-પ્રણીત સ્વતંત્રતા, માનવતા, અને અહિંસકતાનું ભારતીય સૂત્ર બને છે. જગતનો પ્રશ્ન અહીં જ આવીને અટક્યો છે. પણ હિંદમાં જ આપણે આ ક્રાંતિ આગળ ન લઈ જઈએ, તો કયે મોઢે જગત આગળ તેની વાત કરીએ!

૨૪–૧૨–'૬૦

## ૫

## અજ્ઞાન, બેકારી અને ગરીબાઈ

ગયા અંકમાં એક વિચાર કરવાનું બાકી રાખ્યું હતું: પં૦ જવાહરલાલજીએ કહ્યું કે, 'આપણે અત્યારે અજ્ઞાન, ગરીબી, અને બેકારીની બલા-ત્રિપુટી સામે મહાયુદ્ધ ખેલીએ છીએ; માટે તે યુદ્ધમાં ત્યાગપૂર્વક એકાગ્ર બનો.'

એમાં ઇશારો એમ કહેવાનો છે કે, જેમ સ્વરાજ માટે ત્યાગપૂર્વક એક બનીને લડ્યા, તેમ જ આજેય કરવાની જરૂર છે.

વાત બરોબર છે. આ વસ્તુ આપણી દેશદાઝ અને રાષ્ટ્રપ્રેમને પડકારરૂપ છે. પણ ત્યારે લોકો તેમ વર્તતા કેમ નથી? શું ગાંધીજીએ શીખવેલા પાઠો પરવારી ચૂક્યા છીએ? પરરાજ્ય જવાની સાથે શું આપણે બદલાઈ ગયા છીએ?

સ્વરાજ માટેના અહિંસક યુદ્ધમાં લોકો આપોઆપ વળતા હતા, કેમ કે તેમને તેનું સત્ય સ્પષ્ટ દેખાતું હતું. વળી, તે એક ત્રીજા ત્રાહિત પક્ષ અંગ્રેજ સામ્રાજ્ય સામે હતું. આજે જે નવું યુદ્ધ બતાવાય છે, તે વિષે લોકદૃષ્ટિ એવી બની છે?

અજ્ઞાન, બેકારી અને ગરીબીનું યુદ્ધ આપણી અંદરના આંતર વર્ગ-વિગ્રહ કે ગૃહક્લેશ જેવું છે. રાષ્ટ્રને વળગેલી અજ્ઞાન વગેરેની બલાઓમાં સૂક્ષ્મ અવ્યક્ત એવો ત્રીજો પક્ષ જોઈ શકાય છે; પણ એ અઘરું કામ છે. "अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिः अवाप्यते ।" સંસારમાં અર્થજડ બનેલી સ્વાર્થી નજર એવું ઝીણું જોઈ નથી શકતી. અને ચાલુ જે આજે જોવા મળે છે, તેમાં એ યુદ્ધનો વ્યૂહ ગોઠવાતો હોય એમ લોકોને લાગતું નથી. આજે કોંગ્રેસની નિષ્ફળતા હોય તો આ છે. તેથી આવી સૂક્ષ્મ હાકલ કામ નથી દઈ શકતી.

પણ એથી આગળનું કારણ એ પણ છે કે, આ યુદ્ધ માટે જે કાર્યક્રમ દેશમાં નેહરુ-સરકારે રજૂ કર્યો છે, તેની અસર શી પડે છે? એવી પડે છે ખરી કે, તે સાચો સફળ છે? ટૂંકમાં, જે આર્થિક સામાજિક તથા શૈક્ષણિક વગેરે કામકાજ ચાલે છે, તેની આયોજન-નીતિ વિષે પ્રજામાં શ્રદ્ધા જન્મી છે કે? જો કાંઈ જન્મી હોય તે કાંઈકેય વધતી જાય છે કે? એનો જવાબ ઝટ દઈને 'હા' નથી આપી શકાતો. આથી આ નવા ધર્મયુદ્ધમાં પ્રજા જોઈએ તેટલી સાથે નથી થઈ શકતી. પરિણામે, જે રાષ્ટ્રવ્યાપી સેવા-પુરુષાર્થની હવા આજે જરૂરી છે, તેને સ્થાને રાજકીય ક્ષેત્રે સત્તાની સાઠમારી, આર્થિક ક્ષેત્રે ધનિક-શાહીની લોભી સ્વાર્થપરાયણતા, અને શિક્ષણક્ષેત્રે અંગ્રેજી ભણેલાની એકાંગી નોકરી-દૃષ્ટિ કે નફાખોર ધંધા-બુદ્ધિ મુખ્યત્વે જોવા મળે છે. સરકારક્ષેત્રે,—એટલે કે કોર્ટ-કચેરી વગેરે સરકારી કાર્યાલયોમાં,—આ જ ભાવ ઊંડી લાંચખોરી અને વ્યાપક કામચોરી રૂપે વકરેલો દેખાય છે. અને લોકમાનસનું સૂત્ર તો જાણીતું છે કે, "महाजनो येन गतः स पन्थाः ।" શ્રેષ્ઠજનો જેમ વર્તે તેમ ઇતરજનો ચાલશે.

એટલે, ઉપરના બધા ઉપદ્રવો આજે ચોમેર જોવા મળે છે. તેમાં જનતા પેલું ધર્મયુદ્ધ નહિ, પણ કરપીણ સ્વાર્થયુદ્ધ કે વર્ગયુદ્ધ જોઈને સ્તબ્ધ ઊભી છે.

જવાહરલાલજી આ સામે મુખ્યત્વે સરકારી સત્તા-બળ વડે લડે છે. અગાઉનું સ્વરાજયુદ્ધ સાત્ત્વિક ત્યાગ-બળનું હતું. આજે ત્યાગ- કે આત્મ- બળની વાત કરવી પણ મુશ્કેલ લાગે, એવી જડવાદી પાર્થિવ દૃષ્ટિ લોકોનાં મન પર સવાર થતી જાય છે.

ટૂંકમાં, આવું કંઈક ઊંડે ઊંડે આજની પરિસ્થિતિમાં નડતું હોય એવું લાગે છે. સેવા અને સત્તા વચ્ચેનો ગજગ્રાહ એનું જ એક બાહ્ય લક્ષણ ગણાય.

૨૬–૧૨–'૬૦

## ૬

## ગાંધીજી અને જવાહરલાલજી

*ડિસેમ્બર ૧૬મી તારીખે દિલ્હીમાં મળેલી, હિંદના ઉદ્યોગપતિઓની એક સભામાં પં૦ જવાહરલાલજીએ કહ્યું ('ટાઇમ્સ ઑફ ઇંડિયા' તા. ૧૭–૧૨–'૬૦)—*

"દરેક દેશને, પોતપોતાની પ્રકૃતિ અને ખાસ જરૂરિયાતો મુજબ, વિકાસ કરવાનો હક છે. અર્થક્ષેત્રે જોઈએ તો, એક દેશને માટે સારું હોય તે બીજાને માટે બિલકુલ તેવું ન પણ હોય એમ બને.

"ગાંધીજીનો રેંટિયાનો વિચાર હિંદની ઔદ્યોગિક પુનરુદ્ધારણાના પાયા તરીકે હતો. આ વિચાર ઘણાને કદાચ બેહૂદો લાગે. પરંતુ, ઉપરથી લાગે તેના કરતાં તેમાં ઊંડે ઘણું તથ્ય રહેલું હતું. જે દેશની અફાટ આમપ્રજા બેકાર રહે—કાંઈ પેદાશ ન કરતી હોય, તેવા દેશમાં બીજું શું કરવાની આશા રખાય? હિંદમાં

આપણા પ્રશ્નો અમેરિકાના સમૃદ્ધ સમાજના પ્રશ્નો સાથે કોઈ હિસાબે સરખાવી ન શકાય."

જવાહરલાલજી કોક કોક વાર કાંઈ વિલક્ષણ વાત કરી પાડે છે, એવી આ વસ્તુ કહેવાય. જંગી યંત્રોદ્યોગી યોજનાઓ પાછળ આયોજનને ગાંડું કરવા જેવી નીતિ લઈ બેઠેલો માણસ આમ તે કહે!—એમ જ લાગે.

પણ ગાંધીજીએ કહેલું કે, મારા ગયા પછી મારી વાત મારા જેવી ભાષામાં જવાહરલાલ કરશે,—એ સાચું લાગે છે!

ગાંધીજીએ એક વાક્ય એક પત્રમાં લખેલું, તે ઉપરના કથનની તુલના રૂપે ટાંકું તો આ રહ્યું:—

"આટા ચાવલ તેલ વિષે ધીરજ રાખીને પ્રચાર કર્યા જ કરવો. એ વસ્તુઓ મોંઘી છતાં સોંઘી સમજવી. આપણે નવું અર્થશાસ્ત્ર રચી રહ્યા છીએ. દેશ-દેશનું નોખું હોય છે. વળી ગરીબનું અને ધનિકનું પણ નોખું છે. એટલે તું હારતી નહિ." ('પ્રેમાબહેનને પત્રો' એ પુસ્તકનું પા૦ ૨૪૧)

ત્રીજી યોજના આ મૌલિક વિચાર સામે રાખીને આપણી રાષ્ટ્રીય અર્થવ્યવસ્થા આદરે અને તેના પાયામાં ગાંધીજીની દૃષ્ટિ રાખે તો કેવું સારું!

૨૭–૧૨–'૬૦

૭

ભાષાવાદનું રાજકારણ

આ૦ કૃપાલાનીએ ગયે મહિને દિલ્હીમાં તા. ૮–૧૧–'૬૦ના રોજ એક સભામાં "ભાષાનો પ્રશ્ન અને રાષ્ટ્રીય એકતા" વિષે બોલતાં કહ્યું,

> "રાજકીય સત્તા મેળવવા સારુ સરકાર અને મુખ્ય રાજકીય પક્ષો ભાષાવાદને ઉશ્કેરે છે.
>
> "લોકોની ભાષાવાદી લાગણીઓને ઉશ્કેરીને રાજકારણીઓ દેશની એકતાને જ હચમચાવી રહ્યા છે.
>
> "ભણેલા વર્ગો પણ આમાં ભળ્યા છે,—એવી આશાએ કે, ભાષાવાદી આગને ફૂંકતા રહીએ તો આપણે માટે પ્રધાનો કે અમલદારો બનવાની તકો વધે. બાકી સામાન્ય હિંદી નાગરિકને તો રાજભાષા કઈ છે તેની પડી નથી; તે તો તેની બોલીથી ખુશ છે."

કૃપાલાનીજી અહીં ઇતિહાસ, રાજકારણ, શિક્ષણ, સંસ્કૃતિ ઇ૦ના એક પ્રખર અધ્યાપક તરીકે નહિ, પણ એક બળબળતા રાજકારણી પક્ષકાર તરીકે વધારે ખેંચાઈ જઈને બોલ્યા એવું લાગે છે.

ઉપરનાં વિધાનોમાં જે આક્ષેપો છે તે તેમના પક્ષને પણ લાગુ પડે છે. તે જોઈને તેમણે તે પક્ષનો હવે ત્યાગ કર્યો છે, એ આચાર્યને માટે માનપ્રદ ગણાય.

પરંતુ, અગ્નિ જોડે ધુમાડો હોય એ ન્યાયે, આચાર્યજીએ વર્ણવેલા ઉપરના હીનભાવો, ભાષા-વિષયક ક્રાંતિ આજે જે ચાલે છે, તેની આગની જોડે ધુમાય છે, એની ના ન પાડી શકાય. તેથી તે ધુમાડાના ગોટાને લઈને હિંદની ક્રાંતિના આ એક તત્ત્વને જો ન જોઈએ, તો આપણી આંખ એ ધુમાડાથી ફૂટી ગઈ કે આંધળી થઈ ગઈ, એમ કહેવું પડે. આચાર્યજીએ—એથી કરીને કદાચ—એમ પણ કહ્યું કે, 'અગાઉની કૉંગ્રેસે, ગાંધીજીના નેતૃત્વ તળે, ભાષાવાર રાજ્યરચનાનો ઠરાવ કરેલો ખરો. પરંતુ, તે તો આજે જોવા મળે છે તેનાથી જુદી વસ્તુ હતી. અરે, રાજ્ય-પુનર્રચના કમિશને પણ જુદી વસ્તુ રજૂ કરી હતી.'

એનો અર્થ એ થયો કહેવાય કે, ગાંધીજીની સલાહ મુજબ કૉંગ્રેસે વિચારેલો રાજ્યરચનાસિદ્ધાંત અમલમાં મૂકવા જતાં, વાત કથળી ગઈ અને બીજે પાટે ચડી ગઈ. બાકી હિંદનો નવો નકશો રચવાની વાસ્તવિક હકીકત કે જરૂર તો ઊભી થઈ જ હતી. દેશી રાજ્યો મટવાથી, તેમને નવા નકશામાં ગોઠવવાનાં હતાં જ. અને જૂનો નકશો ફાવતો નહોતો; સ્વરાજમાં તે રોજ સતાવ્યા કરે, એના કરતાં તે ઠીક કરવાપણું હતું જ. એટલે, રાજ્યપુનર્રચના એ કાંઈ પેટ ચોળીને ઊભું કરેલું શૂળ ન જ કહેવાય. કાંઈક ઉકેલની જરૂર આપણી પરિસ્થિતિમાં જ અનિવાર્ય પડેલી હતી; તેમાંથી બચી જવાય કે તેને ટાળી શકાય તેમ નહોતું. કૃપાલાનીજી કહેતા કે આરોપતા લાગે છે તેમ, સ્વાર્થી સત્તાભૂખ્યાએ જગવેલું તોફાન કે કેવળ ખોટાઈ એ નહોતી જ.

એટલે ખરો સવાલ તો એ છે કે, એ ઉકેલ કરવા જતાં વાત કાંઈક વણસી હોય એમ બને; પણ, તેથી કાંઈ ઉકેલ-કામ ઊંચું ન મૂકી શકાય. નહિ તો એ ત પેલી અંગ્રેજી કહેવત જેવું થાય કે, બાળકને પણ ટબના નવડાવેલા પાણી ભેગું ઢોળી દીધું!

નાગ-પ્રદેશ, પંજાબ, વગેરેમાં સળવળતો પ્રાંતવાદ જો અનિષ્ટ વિકાર છે, તો તેને મક્કમતાથી શુદ્ધ કરવાની

શકિત, હિંદના પ્રજાતંત્રમાં હોવી જોઈએ, એમ તો ખરું જ. બાકી ભાષાનો શુદ્ધ પ્રશ્ન છે જ કે, અંગ્રેજીને બદલે દેશની ભાષાઓનું ચલણ હવે થવું જોઈએ. તેનાથી એકતા મટવાને બદલે સ્થપાશે, એમ હિંદનું બંધારણ પણ માને છે. એટલે આ પુનર્ઘટના થવી જ જોઈએ. એને પ્રાંતવાદ સાથે ગૂંચવવી ન જોઈએ.

૨૭–૧૨–’૬૦

૮

## હિંદમાં "પ્રવાહી આગ"

શ્રી. કાકાસાહેબ કાલેલકરે ભૂતેલ (જમીનમાંથી જડતા તેલ)ને ‘પ્રવાહી આગ’ કહી છે. આ ‘આગ’થી જગતનું રાજકારણ પહેલા વિશ્વયુદ્ધથી સળગતું રહ્યું છે, એમ બતાવી શકાય; હિંદમાં ભૂતેલ જડતાં અહીંનું પ્રાંતવાદી રાજકારણ (આર્થિક વેશ લઈને) સળગવા લાગે છે!

આસામમાં તેલ નીકળ્યા બાદ તેને ગાળીને ચોખ્ખું કરવાનું કારખાનું ક્યાં નાંખવું, એવો વાદ જાગ્યો હતો. હવે એ જ વસ્તુ ગુજરાતમાં જાગી છે. ખંભાત વગેરે ભાગોમાંથી મળનારા ભૂતેલને માટે ગાળણીનું કારખાનું ગુજરાતમાં નાંખવું કે શું કરવું—એ સવાલે વાતાવરણને ગરમ કરી દીધું! સાચે જ ભૂતેલ પ્રવાહી છતાં, બળતામાં ઘી જેવી આગ જ છે!

વાત એવી ઊપડી કે, ‘ગુજરાતમાં ભૂતેલ મળ્યું માટે તેનો જે કોઈ ઔદ્યોગિક લાભ સંભવે, તે બધો ગુજરાતને મળવો જોઈએ.’ કારણ, કેટલાક વર્ગોમાં એવો ભય પેદો કે, ભૂતેલને માટે બે ગાળણી-કારખાનાં મુંબઈ નગરમાં અત્યારે છે, એટલે ગુજરાતમાં જડેલું ભૂતેલ ત્યાં જશે કે શું? ગુજરાતમાં ગાળણી નહિ નંખાય?

વડી સરકારના ભૂતેલ ખાતાના પ્રધાન શ્રી. માલવિયાએ અમદાવાદ આવીને આ વિષે ચોખવટ કરવાથી આ પ્રકરણ પર અત્યારે પડદો પડયો એ સારી વાત છે. ભૂતેલ કે કોઈ ખનિજ ગમે ત્યાં મળે, પણ તે હિંદ આખાની સહિયારી સંપત્તિ છે. ન્યાયપૂર્વક તેનો ઉપયોગ થવો જોઈએ; પ્રાંતવાદ ત્યાં ન પેસે એ એકતા માટે જરૂરી છે.

૨૯–૧૨–’૬૦

૯

## ‘અમાનુલ્લાઈ’ સામે ચેતવણી

‘અમાનુલ્લાઈ’ એટલે પ્રજા સુધારણા જીરવી શકે તેથી વધારેપડતી માત્રામાં, સત્તાને બળે, દાબીને કામ લેવું એ. અફઘાનિસ્તાનના શહેનશાહ અમાનુલ્લાએ આમ કરેલું, તેથી તેને ગાદી છોડી ભાગવું પડેલું; તે પરથી આ શબ્દ રચ્યો છે.

આવી ‘અમાનુલ્લાઈ’ યુવાન સુધારક માનસને સહજ છે; તેમાંય જે પ્રજા અતિ પછાત હોય અને ઓચિંતી સ્વતંત્ર બની કાંઈ કરી શકે એમ અનુભવે, ત્યાંના યુવકમાનસમાં તો આ ભાવ ઝટ સવાર થાય છે. નેપાળ અને આબિસિનિયામાં હમણાં જે ઊથલપાથલ થઈ, તે આ બતાવે છે.

નેપાળમાં જાહેર ચૂંટણીને પરિણામે કોઈરાલાની પ્રજાકીય સરકાર રચાઈ. નેપાળ દેશ, હજી થોડાં જ વરસ ઉપર, લગભગ મધ્યયુગીન રાજાશાહીની સમાજદશામાં હતો. ત્યાં રેલ સરખી નહોતી. બીજા દેશના કોઈને ત્યાં પ્રવેશ પણ નહિ મળતો. હિંદની પડોશના જોરે ૧૯૫૦ બાદ ત્યાં જોરથી નવ વિચાર ફેલાવા લાગ્યો, અને લોકશાહી વ્યવસ્થા પર દેશને મૂકવામાં આવ્યો. આ વાતને વરસ બે વરસ થયાં હશે. તે દરમિયાન ત્યાં શું થયું, કે જે જોઈને મહારાજાએ, પોતાની બંધારણીય સત્તા અખત્યાર કરીને, એ સુધારો રદબાતલ કરીને, પોતે દેશની લગામ હાથમાં લીધી, તે બરોબર જાણવા મળતું નથી. પરંતુ તેમાં કોઈરાલાની ‘અમાનુલ્લાઈ’ હતી કે શું, એમ શંકા જાય છે.

આબિસિનિયામાં બીજી તરફની ગતિ થઈ. ત્યાંના બાદશાહને કાઢીને, તે પરદેશની સફરે હતો તે દરમિયાન, ત્યાંનો નવજુવાન પક્ષ દેશનો કબજો લેવા કૂદી પડયો. પણ તે પાછો પડયો. બાદશાહની હકૂમત ઉગી ન ગઈ.

હિંદમાં પણ રાજાજીના "સ્વતંત્ર પક્ષ"ની ફરિયાદ જવાહર-સરકારની સામે, મૂળે જોઈએ તો, આવી જ જાતની નથી?

આજની પછાત દુનિયા આગળ જવા તલપાપડ થાય છે, ત્યારે આગળપડતા પશ્ચિમ દેશોને વાદે ચડી જઈ અમાનુલ્લાઈ કરી બેસવાનું જોખમ રહેલું જ હોય. કેટલો સુધારો દબાવી લેવાય અને ક્યાં લગી ગમ ખાવી જોઈએ અને રૂઢિચુસ્ત જડબળને કામચલાઉ નમતું જોખવું ઘટે, એ સુધારકોએ સમજવું જ પડે છે. તેમાં ‘અમાનુલ્લાઈ’ની ભૂલથી સાવધ રહેવું જોઈએ.

પરંતુ એનો અર્થ સુધારો માંડી જ વાળવો કે નાહક મંદ પાડવો, એમ હરગિજ ન હોવું જોઈએ. હિંદમાં પણ

પ્રાંતવાદ, ભાષાવાદ, જાતિવાદ, જ્ઞાતિવાદ, કોમવાદ ઇ૦ વિવિધ નામોએ વર્ણવાતી છતાં મૂળમાં અમુક રૂઢિજડતા છે, કે જેનાં મૂળ આપણા ઇતિહાસમાં અથવા પ્રજાનાં પૂર્વકર્મમાં રહેલાં છે. તેથી કરીને સુધારણાનાં પગલાં કુશળતાપૂર્વક ભરવાં જોઈએ. નહિ તો સુધારકની નવી નાત પાડી દઈને જૂનો પ્રજાકીય સંસારપ્રવાહ ચાલ્યા કરે એવું પણ બને. હિંદમાં સમાજવાદી ઢબ રચવા માગનાર રાજ્યપક્ષની કસોટી અહીંયાં જ રહેલી છે.

૨૬–૧૨–'૬૦

## ૧૦

## પાર્લમેન્ટમાં માધ્યમ-ચર્ચા

યુનિ૦ શિક્ષણના માધ્યમની ચર્ચા પાર્લમેન્ટ સુધી પહોંચી, એ આનંદની વાત ગણાય. તે બતાવે છે કે, આપણી રાજ્યસભા લોકહિતના આ પ્રશ્નમાં જાગ્રત છે.

એક સભ્યે પૂછ્યું, "યુનિ૦ ગ્રાન્ટ્સ કમિશને એક મંડળી નીમી છે અને તેને સ્વભાષાઓનું માધ્યમ ચાલુ કરવા અંગે વિચાર કરવાનું કામ સોંપ્યું છે, તેણે તેનું કામ પૂરું કર્યું? તેના રિપોર્ટનો સાર સભા આગળ રજૂ થશે? એની ભલામણોનું સરકારે પછી શું કર્યું?"

જવાબ મળ્યો કે, 'સદરહુ મંડળીનો રિપોર્ટ યુ૦ ગ્રા૦ કમિશન ૩૦-૩૧ ડિસેમ્બરે મળે ત્યારે વિચારશે અને તેની ભલામણો વિષે શું કરવું તે જોશે. ત્યાર બાદ રિપોર્ટ રાજ્યસભાના વાચનાલયમાં મૂકવામાં આવશે.' આશા રાખીએ કે, લોકોને પણ તેની જાણ કરાશે.

એ મંડળીનો સભ્ય હું છું. પણ મને ખબર નથી કે, રિપોર્ટ તૈયાર થયો કે કેમ અને થયો હોય તો તે શો છે! હા, મંડળીના અધ્યક્ષે એક ખરડો તેની બેઠકમાં મૂક્યો. તેની બે દિવસ સારી પેઠે સૌ સભ્યોએ ચર્ચા કરી. પછી તે ચર્ચાના અનુસંધાનમાં અને તેને આધારે નવો બીજો સુધારેલો ખરડો થવાનો હતો. તેનું આગળ શું થયું તે ખબર નથી; કે નથી કોઈ હેવાલ વિષે મારી સહી લેવામાં આવી.

એટલે યુ૦ ગ્રા૦ કમિશન શાનો વિચાર કરશે એ ખબર નથી. એટલું અંતમાં કહું કે, આ મંડળીનું વલણ અંગ્રેજીને બદલવાની બાબતમાં ગરબડિયું હતું; તેથી તે કેટલીક અશક્યવત્ શરતો સ્વભાષાના ઉપયોગ અંગે લાદવા તાકતી હતી, એવી મારી છાપ છે.

૨૭–૧૨–'૬૦

## ૧૧

## ઉચ્ચ શિક્ષણની કઠોરતમ ટીકા

બિહારના ગવર્નર અને દેશના જાણીતા કેળવણીકાર ડૉ. ઝાકીર હુસેને શાંતિનિકેતન વિશ્વભારતીના પદવીદાન પ્રસંગે વ્યાખ્યાનમાં કહ્યું, ("ટાઈમ્સ ઑફ ઇંડિયા", તા. ૨૪–૧૨–'૬૦):—

"ઉચ્ચ કેળવણીનો, તેની મિથ્યા તથા બિન-ભરોસાપાત્ર પરીક્ષાઓ અને તે માટેની 'નોટ્સ' તથા તૈયાર સવાલ-જવાબો અને ગોખણપટ્ટીઓ સાથે સામુદાયિક પ્રમાણમાં એવો તો જંગલી ઉગાવો થઈ ગયો છે કે, મનની ખિલવણીને કે કેળવણીની દૃષ્ટિએ સર્જક પ્રવૃત્તિને આ કહેવાતી કેળવણીમાં કશું સ્થાન જ રહ્યું નથી."

ચાલુ ઉચ્ચ અંગ્રેજી શિક્ષણનું આબેહૂબ વર્ણન કે યથાર્થ-ચિત્ર તેમ જ તેની કઠોરતમ ટીકા આટલા થોડા શબ્દમાં ભાગ્યે મળશે.

ગીતાકાર કહે છે એમ, કોઈ વસ્તુનું સાચું દોષાનુ-દર્શન પણ જ્ઞાનનો ભાગ છે. કેમ કે, તે નિંદા મટીને, ઉન્નતિકારી સમજ બને છે; તેવા જ્ઞાનમાં આત્મશુદ્ધિની પ્રેરકતા હોય છે.

ચાલુ શિક્ષણપ્રથાની ઉપરના જેવી નિષ્ઠુર નિંદા આથી જ અથવા આવી રીતે ઘટાવતાં જ રૂપપલટો પામે છે; તે ઊર્ધ્વગતિને પ્રેરનાર અંતર્મુખતા બને છે.

એટલે 'આમ છે' કહીને અટકવું ન જોઈએ; તે દોષને દૂર કરવાને માટે ઉપાય વિચારવા અને યોજવા માંડવા જોઈએ. નહિ તો નરી આત્મનિંદા તો જીવને ક્લેશમય કરીને નિર્વીર્ય કરી દે. આવો પ્રયત્ન દેશમાં શિક્ષણક્ષેત્રે નથી જોવા મળતો, એ દોષ ઉપરના દોષ કરતાં વધુ ગંભીર ચિંતાનું કારણ છે. ડૉ. ઝાકીર હુસેન જેવા પીઢ શિક્ષણકારોએ આ વિષે પણ કહેવું જોઈએ.

૨૫–૧૨–'૬૦

## ૧૨

## વિદ્યાદેવીની સાત્ત્વિક આરાધના

ડૉ. રાજેન્દ્રપ્રસાદે નાગપુરમાં (તા. ૧૮–૧૨–'૬૦) એક વિદ્યાલયના ઉત્સવે પ્રસંગે કહ્યું,

"વિદ્યાલયે પોતાની આસપાસની પરિસ્થિતિ વધારે સુધરે એવો તેની પર પોતાનો પ્રભાવ પાડવો જોઈએ. જે આદર્શ અને ઉત્તમ છે તે સર્વની પ્રતીકમૂર્તિ એ હોવું જોઈએ.

"જે વિદ્યાલય માત્ર ભણેલા માણસો તૈયાર કરવાથી સંતોષ પામે છે અને તેની પરિસ્થિતિ પર શુભ પ્રભાવ નથી પાડી શકતું, તેને કોઈ હિસાબે સફળ કહી ન શકાય."

આજના વૈશ્ય-અને-શૂદ્ર-વૃત્તિ-પ્રકોપ-યુગમાં ઉપરનું વિધાન કેવું વિચિત્ર લાગે છે! તેમાંય હિંદમાં તો આપણે વિદ્યાક્ષેત્રે કેવળ દાસવૃત્તિમાં દોઢેક સૈકાથી ઊછર્યા છીએ; સરકારી 'ગ્રાન્ટે' અને તેની નોકરીએ એ જાદુ કર્યો છે. હવે જ્યારે આપણો સમાજ—આપણો રાષ્ટ્ર પાછો મુક્ત બને છે, ત્યારે વિમુક્તિદાયિની દેવી (सा विद्या या विमुक्तये) જે વિદ્યા છે તેની સાત્ત્વિક ભક્તિનો પુનરુદય થવો જોઈએ. દેવાલય અને વિદ્યાલયની સાત્ત્વિક શક્તિ જ રાષ્ટ્રો અને પ્રજાઓને સતેજ અને સત્ત્વશુદ્ધ રાખી શકે; અને તેવા બન્યા વિના સ્વતંત્રતા કે મુક્તિનો શો અર્થ?

૨૧–૧૨–'૬૦

## ૧૩

## અદાલત અને લોકશાહી

ભારતની સર્વોપરી અદાલતના ન્યાયાધીશ શ્રી. ગજેન્દ્રગડકર અમદાવાદ આવી ગયા. તે વખતે ગુજરાતની મુખ્ય કે સદર અદાલતના વકીલમંડળે તેમના માનમાં મેળાવડો કર્યો હતો. તેમાં બોલતાં ન્યા૦ શ્રી. ગજેન્દ્રગડકરે કહ્યું તેનો ટૂંકો હેવાલ છાપાંમાં જોવા મળે છે.

એક વાત એમણે ભારતનાં પ્રદેશરાજ્યોની સદર અદાલતોની ભાષા વિષે કરી. તેમણે કહ્યું કે, પ્રદેશભાષાને બદલે આંતરભાષા હિંદી રહે તો વકીલ-ન્યાયાધીશોને સારી સરળતા થાય.

સદર અને સર્વોપરી અદાલતોની ભાષાનો સવાલ તો બંધારણે જ ઉકેલી આપ્યો છે. એટલે એમાં બહુ વાદવિવાદમાં પડવાને બદલે તેનો અમલ કરવા લાગવું એ જ સૌને માટે મુનાસબ છે.

પણ તેમણે બીજી એક વાત કરી તે આથી ઘણી ગંભીર ગણાય. અર્વાચીન અંગ્રેજી અદાલત અને ન્યાયપદ્ધતિના મૂળમાં લઈ જનારી એ વસ્તુ છે. તેમણે કહ્યું,

"આજની રાજકીય પરિસ્થિતિ જોતાં લોકશાહી સામે અનેક ભયસ્થાનો છે. એ સામે ન્યાયાધીશો અને ધારાશાસ્ત્રીઓએ સજાગ રહેવાનું છે અને લોકશાહીની જાળવણી માટે અથાગ ને અવિરત પ્રયત્નો કરવાના છે. તમારું કાર્ય યંત્રવત્ રીતે કાયદાનો અર્થ ઘટાવવાનું નથી, પરંતુ તેની પાછળનું તત્ત્વજ્ઞાન સમજી ન્યાયની ઉચ્ચ પ્રણાલિકાઓ સ્થાપીને તેનો તમારે અમલ કરવાનો છે." ('જનસત્તા,' અમદાવાદ. તા. ૧૭–૧૨–'૬૦).

અહીં સવાલ એ ઊઠશે કે, લોકશાહીની વ્યાખ્યા શી? અને અમુકતમુક પ્રસંગે કે પ્રક્રિયામાં લોકશાહી શું ગણાય? તે કોણ ઠરાવે? અદાલતમાં કામ કરતા વકીલો અને ન્યાયાધીશો શું એ વિચારીને ફેંસલો આપે? ટૂંકમાં, ઊંડે જઈને જોઈએ તો, અર્વાચીન જગતમાં અદાલતોનું કર્તવ્ય શું છે?—એ મૂળ પ્રશ્ન જ અહીં સંડોવાયેલો મળશે. તેઓ લોકશાહીને સાચવવા માટે છે કે રાજ્યના કાનૂનસર અદલ ઇન્સાફ તોળવાને માટે છે?

લોકશાહી કોને કહેવી, એ વિષે મતમતાંતર ખૂબ સંભવે. એનો કોઈ કલમબંધ 'કોડ' ભાગ્યે મળી શકે. તો પછી તેની રક્ષા કરવા જવાનું અદાલતોને કેમ ફાવે?

એક દાખલો ટાંકું, કે જે મારી જાત-જાણનો છે. યુનિ૦ સેનેટના મારા રૂલિંગ અંગેના 'રિટ' કેસના ફેંસલામાં ન્યાયાધીશોએ એક એવો મત નાંખ્યો કે, 'ચોપડીઓ વિના ગુજરાતીમાં શી રીતે શીખવાય? એમ કહેવાયું તે અમે સમજી શકતા નથી.' પણ એ વિષે એમણે એટલેથી એ વાત છોડી દીધી.

હવે રાજ્યના મુખ્ય પ્રધાનનો આ વિષે મત જુઓ. ૨૫–૫–'૬૦ની સભામાં તેમણે આમ કહ્યું હતું,

"જો પૂરતાં અને સારાં પાઠ્યપુસ્તકો . . . . ન હોય તો અંગ્રેજી પાઠ્યપુસ્તકો રાખીને પણ અધ્યાપકો ગુજરાતી કે હિંદીમાં શિક્ષણ આપવાની શરૂઆત કરી શકે, જેથી તેઓ પણ પોતાની ભાષામાં શિક્ષણ આપતાં ટેવાઈ જાય અને પાઠ્યપુસ્તકો તૈયાર કરવામાં રોકાઈ જાય."

હવે જો લોકશાહીની રક્ષામાં વિચાર કરીને વર્તવાનું આવે તો શું થાય? ઉપરના બે મતમાંથી કયો મત લોકશાહીમાં ખપે? અને અદાલતો જો આવા મત પર અવલંબીને ચાલે તો ન્યાયના ધર્મકાંટાનું શું થાય?

આ સવાલ એથી પણ આગળ જાય છે. તે અર્વાચીન અંગ્રેજી અદાલતપદ્ધતિ વિષે જ છે. અમેરિકામાં પણ તે જાગ્યો છે. આ ગંભીર મુદ્દાની ચર્ચા આવતી અંકમાં કરવા પર રાખું છું.

૨૭–૧૨–'૬૦ મગનભાઈ દેસાઈ

# હિંદ માટે એક લિપિ એક ભાષા

[આકાશવાણી, અમદાવાદ, તરફની તા. ૯–૧૨–'૬૦ની એક ચર્ચા માટે કરેલી નોંધ આ છે.]

(૧)

ભારતીય ભાષાઓની લિપિ એક જ હોય તો કેવું? એ સવાલ ઊઠયા કરે છે. આખા દેશ માટે એક આંતરભાષા હિંદી હોવી જોઈએ, એથી જુદી વાત આ છે. જુદી જુદી પ્રદેશભાષાઓને બદલે એક જ આંતરભાષા હિંદી રહે, એવું આપણે નથી ઇચ્છતા. પરંતુ લિપિ બાબતમાં એવું કહેવાય છે કે, નિરનિરાળી લિપિઓને બદલે એક જ લિપિમાં બધી ભારતીય ભાષાઓ લખાય તો સારું નહિ?

ભાષા અંગે પણ કેટલાક લોક એવું માનનારા છે કે, દેશની વિવિધ ભાષાઓને બદલે એક જ હિંદી ભાષા થઈ જાય તો કેવું સરસ! પણ એ વસ્તુ બની ન શકે એમ લાગવાથી, તે મત હવે મોળો પડતો જાય છે.

પરંતુ અનેકને બદલે એક જ લિપિની વાત જુદી છે, કેમ કે ભાષા પેઠે લિપિ લોકમાનસને એટલી બધી નિકટ ન કહેવાય; ભાષાને સાકાર કરવા માટે અક્ષર એક સાધન જ છે, તેથી તેમાં ફેરબદલો કેમ ન કરી શકાય?—એમ કહેવાય છે.

(૨)

કોઈ ભાષાને લિપિ જ ન હોય અને નવેસર તેને માટે અક્ષર-સાધન વિચારવાનું હોય, તો એક વાત; ભાષા માટે લિપિ સેંકડો વર્ષોથી ચાલુ હોય અને તેને બદલો કહેવું, એ બીજી વાત છે. સેંકડો વર્ષની ચાલુ ચીજ લોક-પ્રકૃતિ-અને-સંસ્કૃતિમાં પેસી જાય છે; ભાષાનો લગભગ દેહ કે આકાર તે બની જાય છે.

આથી કરીને ભારતના રાજ્યબંધારણે તેની ૨૯મી કલમમાં એક નાગરિક મૂળ હક બક્ષ્યો છે કે, કોઈ પણ નાગરિક સમૂહને પોતાની અલગ ભાષા, લિપિ કે સંસ્કૃતિ હોય, તો તે સાચવવાનો કે સંભાળવાનો તેનો હક છે.

(૩)

બંધારણે મુખ્ય ભારતીય ભાષાઓ ૧૪ ગણાવી છે. તેમાં સિંધી નથી. અભારતીય ભાષાઓમાં અંગ્રેજી ભાષા વધુમાં વધુ આપણે ત્યાં ચાલે છે. આ બધીની લિપિઓ ગણીએ તો લગભગ ડઝનેક થાય છે. ચાળીસ કરોડના દેશમાં આ સંખ્યા અતિ ઘણી ખરી? છતાં આ બધી ભાષાઓ બોલનારા એક જ દેશના નાગરિકો છે, તેમની પાસે એક આંતરલિપિનું જ્ઞાન હોય તો સારું, એ ઉઘાડું છે. તો જે લોકસમૂહ ઇચ્છે તે તેનો ઉપયોગ પોતાની પ્રદેશભાષા માટે કરી શકે.

હિંદનું બંધારણ આવી જોગવાઈ કરે છે. તે કહે છે કે, આંતરભાષા હિંદી માટે નાગરી લિપિ રહેશે. એટલે દેશમાં દરેક જણ સ્વભાષા અને સ્વલિપિ ઉપરાંત આંતરભાષા હિંદી અને આંતરલિપિ નાગરી જાણતો થશે. આમ બધી ભાષાઓ માટે એક લિપિ વાપરવી હોય, તો સવડ આપોઆપ પેદા થશે. એક જ લિપિ અને બીજી નહિ, એવો વાદ શક્ય નથી; અને નાગરી જો દેશમાં સૌને આવડે, તો તે જરૂરી પણ નહીં રહે.

(૪)

હિંદી કમિશને આ પ્રશ્નનો વિચાર કરીને આવી જ ભલામણ કરી છે. તે રિપોર્ટ કહે છે,

"We would advocate the adoption of the देवनागरी script, *optionally*, for use for the writing of the other Indian languages besides the Union Language."

(હિંદી કમિશન રિપોર્ટ, પ્ર. ૧૩, પેરા ૧૨, પાનું ૨૨૮)

અને આગળ જણાવે છે કે,

"We would . . . abjure any forms of action savouring of compulsion—in this behalf and advocate merely the use of the देवनागरी script for the writing of the regional languages at the option of the writer . . . ."

(સદર, પા. ૨૨૯)

(૫)

એક લિપિનો વિચાર આપણા દેશમાં ૫૦–૬૦ વર્ષ પૂર્વે શરૂ કરનાર નેતાઓએ પણ એમ જ ઇચ્છ્યું હતું. ૧૯૧૦માં જસ્ટિસ કૃષ્ણસ્વામીએ "એકલિપિ વિસ્તાર પરિષદ" નામે સંસ્થાના સંમેલનના પ્રમુખસ્થાનેથી કહેલું કે,

"I venture to believe that it is no crusade against the multiplicity of

languages and scripts to recommend that all these people . . . may well afford to have, . . . in addition to the several scripts which they have to learn, . . . one common script which shall be capable of being understood all over the land."

(૬)

આ જ વસ્તુ હિંદના રાજ્યબંધારણે સૂચવી છે. તે કહે છે કે, હિંદમાં એક આંતરભાષા હિંદી અને તેની લિપિ તરીકે નાગરી દરેકે શીખવી જોઈએ. તો આપણને સહેજે એક આંતરલિપિ નાગરીનું સાધન મળી રહેશે.

ભારતીય ભાષાઓ અને તેમની લિપિઓની વિવિધતાનો પ્રશ્ન આ ઢબે જ ઉકેલી શકાય એમ છે. આમ થતાં હિંદમાં દરેક ભાષાપ્રદેશ દ્વિભાષિક અને દ્વિલિપિક બનશે. એક જ ભાષાની ફરજ ન પાડી શકાય, તેમ જ એક જ લિપિની ફરજ પણ ન પાડવી જોઈએ. પણ આંતરલિપિ નાગરી દ્વારા સૌને સમાન વિકલ્પ–લિપિનું સાધન મળે છે; એ રીતે બધા એક લિપિ અને એક ભાષાવાળા થઈ શકીશું. ખરી જરૂર અત્યારે આ. પ્રયત્ન કરવાની છે, કે જે બંધારણે ફરજ રૂપે અંકિત કર્યો છે.

તા. ૭–૧૨–'૬૦ મગનભાઈ દેસાઈ

# પ્રશ્નપેટી

### ફરજિયાત 'એન. સી. સી.'

પ્રશ્ન — ગઈ સેનેટની સભામાં એક ઠરાવ હતો કે, 'એન. સી. સી.'માં જોડાવું દરેક વિદ્યાર્થીને માટે ફરજિયાત કરવું. આ ઠરાવ સામે કાનૂની વાંધો ઉઠાવી તમે તેને ઉડાડી દીધો. શું આજના વિદ્યાર્થીને માટે આ તાલીમ ઉપયોગી નથી?

ઉત્તર — એવો ઠરાવ આવ્યો હતો. તે સામે યુનિ૦નાં ધારાધોરણ મુજબ કાનૂની વાંધો એ હતો કે, સેનેટ આવું ફરમાન ન કરી શકે; તે કામ તેના ક્ષેત્ર બહારનું ગણાય, એમ યુનિ૦ કાયદો કહે છે. તેથી વાઇસ ચાન્સેલરે સેનેટના પ્રમુખ તરીકે તેને કાનૂન બહાર ઠરાવ્યો હતો.

એટલે, મેં એ ઉડાડી દીધો એ વસ્તુ અર્ધસત્ય કે હકીકતથી વેગળી વાત છે.

'એન. સી. સી.' આજે ઐચ્છિક ઢબે ચાલે છે. તેની તાલીમ સરકારી સેનાખાતું જ આપી શકે એવો કાયદો છે. એટલે યુનિ૦ પોતે ફરજિયાત કરી ન શકે; સરકાર જ તેમ કરી શકે. તેથી સેનેટે એવું ફરમાન કાઢવું, એ અનધિકાર ચેષ્ટા નહિ? એમાં બેજવાબદારીની બૂ પણ રહેલી છે.

આ ઉપરાંત પણ આ બાબતમાં વાંધા રહેલા છે. 'એન. સી. સી.' વિષે વધારેપડતી આશા રખાય છે. તે સારી શિસ્ત લાવે છે એમ કહેવાય છે, એ વિધાન ઊંડે ઊતરીને તપાસવાની જરૂર છે. પલટણશાહી શિસ્ત એક બાબત છે. જીવનના વિવેકમાંથી જન્મતી નાગરિક શિસ્ત બીજી વાત છે. વિદ્યાર્થીમાં બીજો પ્રકાર પેદા કરવા માગીએ છીએ. તે કામ કૉલેજોનું છે. તેને 'એન. સી. સી.'ના સેનાતંત્ર ઉપર સેરવી દેવાથી એનો અવેજ નહિ મળી શકે. પલટણશાહી શિસ્તમાં ડ્રિલનો અને મોટા સમૂહમાં એક-નિયમથી વર્તવાની આવડતનો ગુણ રહેલો છે. કવાયત અને શિબિર-જીવન દ્વારા કડક નિયમથી એ ગુણ કેળવાય છે. આ વસ્તુ વિદ્યાર્થીની તાલીમમાં હોવી ઘટે. તે સૌને મળે એ ઇષ્ટ છે. તેથી 'પી. ટી.' કે શારીરિક તાલીમ, — કે જે દરેક માટે ફરજિયાત કરવામાં આવી છે, — તેની અંદર આ બે વસ્તુ સમાવી લેવી, એ સારી વાત છે. તે યુનિ૦ના હાથમાં છે, — જો એ માટે કૉલેજો તૈયાર થાય તો. સરકારે આને નાણાંની મદદ કરવી ઘટે, અને તેની ફોજના માણસોની ઘટતી મદદ આપવી જોઈએ, જેથી તેના તાલીમબદ્ધ શિક્ષકો સહેજે મળી જાય.

પ્રશ્ન — ગુજરાતના જુવાનો લશ્કરમાં જતા નથી. તેમને જતા કરવા માટે 'એન. સી. સી.' ફરજિયાત કરવી ઠીક નહિ?

ઉત્તર — ફરજિયાત કરવાથી જતા થશે એમ ન માની શકાય. બલ્કે, ભીતિ તો એ છે કે, ફરજિયાત જ ન કરી શકાય એવો વિરોધ જાગે. પછી જેમ 'પી. ટી.'ની દશા આજે છે, તેવી જ ફરજિયાત 'એન. સી. સી.'ની થઈ જાય.

સારી વસ્તુ ફરજિયાત કર્યા વગર હિંદી લોકમાનસ માનશે નહિ, એવી જે છૂપી માન્યતા છે, તે આપણી લોકદશા અને નાગરિક ધર્મભાવનાને લાંછનરૂપ ગણાય. તેને તો સતત પ્રયત્નથી પેદા થતું યોગ્ય વિચારબળ જ દૂર કરી શકે.

જ્ઞાનવિજ્ઞાનના અભ્યાસ દ્વારા અને નિયમિત જીવનની ટેવો દ્વારા આ બળ પ્રેરવું એ શિક્ષણનું ખાસ કામ છે. 'એન. સી. સી.' તેમાં એક ઐચ્છિક સાધન તરીકે બહુ તો આવે એટલું જ. તે કાંઈ આનો રામબાણ ઉપાય નથી. આ લખું છું ત્યાં જ અચાનક નેપોલિયનનું એક વાકય વાંચવામાં આવે છે—

"There are only two powers in the world.... the Spirit and the sword. In the long run the sword will always be conquered by the Spirit."

—"જગતમાં માત્ર બે જ બળો છે......આત્મબળ અને તરવારનું પશુબળ. છેવટે જતાં તરવારબળ હંમેશાં આત્મબળથી પરાભવ પામવાનું છે."

શિક્ષણ માનવ મન અને આત્માને કેળવનારું બળ છે; સેના તેના શરીરને તલવાર, બંદૂક વાપરવા તૈયાર કરનારું સ્થૂલ બળ છે. બેઉનો ખપ છે; પણ પહેલું દરેકને માટે છે, બીજું જેને જોઈએ તેને મળી શકે એમ હોવું જોઈએ.

પ્રશ્ન— રાષ્ટ્રના સંરક્ષણ અર્થે વિદ્યાર્થીને તૈયાર કરવા લશ્કરી તાલીમ ફરજિયાત કરવી ન જોઈએ? એ દૃષ્ટિએ 'એન. સી. સી.' ફરજિયાત થાય તો કેમ?

ઉત્તર— આનો જવાબ ઉપરના ઉત્તરમાંથી મળે છે. સંરક્ષણ માટે ફરજિયાત લશ્કરી ભરતી કરવી એ એક વાત છે; ભણતા વિદ્યાર્થી પૂરતી ફરજ ઊભી કરવી એ બીજી વાત છે. પહેલી વાત દેશના સૌ અમુક ઉંમરવાળા નવજુવાનો માટે હોય; ચાહે તે ભણતા કે ના-ભણતા યા ભણેલા કે ના-ભણેલા હોય. યુનિ૦ઓ જે ફરજ ઊભી કરે તે આથી જુદી વસ્તુ છે. રાષ્ટ્રીય સંરક્ષણનો સવાલ ઊભો થાય, ત્યારે શિક્ષણસંસ્થાઓ અને બીજા કેમ વર્તે એ એક નોખો જ વિચાર છે.

૨૫–૧૨–'૬૦. મ૦

# ગૂજરાત વિદ્યાપીઠની પહેલી ચાળીસી

[૧૯૬૦માં આ સંસ્થા ૪૦ વર્ષ પૂરાં કરે છે. આ વરસે પદવીદાન સમારંભ (તા. ૧૬–૧૨'–૬૦) વેળા શ્રી. કુલનાયક તથા મહામાત્રે કરેલાં નિવેદનો નીચે આપ્યાં છે. અને શ્રી. કુલપતિનું આદેશ-વ્યાખ્યાન પણ હિંદીમાં આ અંકમાં આપ્યું છે.]

## ૧

### શ્રી. કુલનાયકનું નિવેદન

શ્રી. કુલપતિજી,

વિદ્યાપીઠ પરિવાર તરફથી હું આપનું સ્વાગત કરું છું. નવા સ્નાતકો આપની વાટ જોતા હતા કે, કુલપતિજી ક્યારે પધારે અને પોતાને શુભ હસ્તે અમને પદવીદાન કરે. રાષ્ટ્રનાં અનેક કામોમાં સતત ગૂંથાયેલા રહેવા છતાં, વિદ્યાપીઠના પદવીદાનનું કામ આપ બરાબર યાદ રાખો છો અને વખત કાઢીને પધારો છો, એ અમારે સૌને માટે અતિ આનંદ અને ઉત્સાહની વાત છે.

આજનો પદવીદાન સમારંભ ૧૫મો છે. તે અર્થે આપ પૂરાં ત્રણ વરસ બાદ પધાર્યા. આ ત્રણ વર્ષોમાં દેશ અને દુનિયામાં કંઈ કંઈ ઘટનાઓ બની ગઈ છે. એક નવી વાત એ થઈ કે, ગુજરાતી-ભાષી હિંદીઓનો વસ્તીપ્રદેશ ભારતનું એક ઘટક રાજ્ય બન્યો. આપ તે પ્રસંગ પછી પહેલી વાર અહીં પધારો છો, એ એક વિશેષતા ધ્યાન પર આવે છે.

વિદ્યાપીઠની વાત ઉપર આવું તો, આ વરસે આપણે ૪૦ વર્ષ પૂરાં કરીને ૪૧મા વર્ષમાં પ્રવેશ કરીએ છીએ. ૧૯૨૦ના ઑક્ટોબરમાં બાપુએ આ સંસ્થા સ્થાપી. આ ૪૦ વર્ષનો ભવ્ય ઇતિહાસ અને તેની લીલીસૂકી પસાર કરી વિદ્યાપીઠ પોતાનું કાર્ય ચલાવ્યે રાખે છે, એ આપણે બધાને માટે મોટી આનંદની વાત છે. તેને માટે કલ્યાણરૂપ પ્રભુનો પાડ માનીએ. તેની સાથે તેમાં જવાબદારી પણ મોટી રહેલી છે. બાપુએ આ સંસ્થા પાસેથી બહુ મોટી આશાઓ રાખી હતી. ૧૯૨૦માં તે સ્થાપતી વખતનું તેમનું એક વાકય હમેશ અમર રહેશે. તેમણે

કહ્યું, "એક વણિકપુત્ર જે કરી શકતો હોય તો મેં ઋષિનું કામ કર્યું છે."

શિક્ષણમાં અસહકારનો જુવાળ બેએક વર્ષમાં જ શમતો જતાં, તે બાબત રાષ્ટ્રના કાર્યક્રમમાંથી કમી કરવામાં આવી. વિદ્યાપીઠને માટે મોટો સવાલ આવ્યો કે, કઈ નીતિથી હવે આગળ ચાલવું? જેલમાંથી બહાર આવીને બાપુએ ૧૯૨૫માં કહ્યું કે, "હિંદુસ્તાનના સ્વરાજનું ભાવી એ જ વિદ્યાપીઠનું ભાવી છે."

બીજે વરસે તેમણે કહ્યું, "વિદ્યાપીઠના ભાવી વિષે મને લેશમાત્ર ચિંતા નથી. જો તમે તમારા કાર્યમાં સાવધાન રહેશો, તો ભવિષ્ય ઉજ્જવળ જ છે. વિદ્યાપીઠ તો એક વિદ્યાર્થી હશે છતાં પોતાનું કામ કરશે જ, અને એ એક વિદ્યાર્થી સારુ, હું કાશ્મીરમાં હઈશ તો ત્યાંથી પણ, પદવી આપવા અહીં આવીશ." ૧૯૨૮ના પદવીદાન સમારંભ વેળાએ કહ્યું: "એક દિવસ એવો આવે કે, અહીં કોઈ ન રહે; કુલપતિ જ બેઠો હોય, —શિક્ષક પણ એ જ હોય અને શિષ્ય પણ એ જ હોય. એની સામે એનો રેંટિયો પડ્યો હોય. તો કોક તો જોવા આવશે. કોઈ ન આવે તો વાંદરા તો આવશે. અને એનામાં શ્રદ્ધા હશે તો તેની સાથે તે વૈદર્ભીની જેમ વાતો કરશે અને આશ્વાસન મેળવશે."

આવી શ્રદ્ધામાંથી આ સંસ્થાનો જન્મ થયો છે. અને તેને સાકાર કરવા માટે વિદ્યાપીઠની પુનર્ઘટના વિચારીને, આજે જે બંધારણ મુજબ તે ચાલે છે તે તેમણે આપ્યું.

આ બંધારણનો આત્મા એ વસ્તુમાં રહેલો છે કે—

તેનો હેતુ સ્પષ્ટ આંકવામાં આવ્યો છે કે, "વિદ્યાપીઠનું કામ કેળવણી દ્વારા ચારિત્ર્યવાન, શક્તિસંપન્ન, સંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ કાર્યકર્તાઓ તૈયાર કરવાનું છે." અને આ કામ તે સરકારી આશ્રય લીધા વિના સ્વતંત્ર રીતે કરશે.

આ હેતુની સાથે જે ધ્યેયો તેમણે આંકી આપ્યાં, તેમાં નીચેનાં મુખ્ય છે, જે આજે પણ આપણે માટે પ્રેરણાદાયી છે: (૧) શિક્ષણમાં સ્વભાષાનું માધ્યમ, (૨) આંતરભાષા હિંદી-હિંદુસ્તાનીનું આવશ્યક સ્થાન, (૩) ઔદ્યોગિક શિક્ષણને બૌદ્ધિક ગણાતા વિષયો જેટલું જ મહત્ત્વ આપવું અને જે ઉદ્યોગો રાષ્ટ્રને પોષક હોય તે લેવામાં આવે, (૪) પ્રચલિત બધા ધર્મો વિષે સંપૂર્ણ આદરપૂર્વક, વિદ્યાર્થીના આત્મવિકાસને અર્થે, ધર્મનું જ્ઞાન અહિંસા અને સત્યને દૃષ્ટિમાં રાખીને આપવું, (૫) તથા કેળવણીની મુખ્ય નજર શહેરો કરતાં ગામડાં ભણી રહેવી જોઈએ, કેમ કે દેશનો ઉદ્ધાર શહેરો ઉપર નહીં પણ ગામડાં ઉપર અવલંબે છે.

આ ધ્યેયો દેશમાં સૌને ગમે એવાં છે. પરંતુ તેમને અમલમાં આણવામાં કેટલી બધી મુશ્કેલીઓ નડે છે, તે હિંદનાં ગયાં ૧૦-૧૨ વર્ષનું ચાલુ શિક્ષણક્ષેત્રનું કામ બતાવે છે. આ મુશ્કેલીઓનો અનુભવ વિદ્યાપીઠના નાનકડા પ્રયોગ પરથી પણ કલ્પી શકાય એવો હતો. ૧૯૨૫ બાદ દસે વરસે દેશમાં ફરી નવો સંજોગ એવો ઊભો થયો કે, વિદ્યાપીઠ માટે ફરી પાછી ભારે વિમાસણ જાગી. બાપુએ આ કાળે ફરી પાછું દૃઢતાપૂર્વક કહ્યું કે, "વિદ્યાપીઠ ભૂતકાળમાં થઈ, વર્તમાનમાં ચાલે છે, અને ભવિષ્યમાં ચાલવાની છે. વિદ્યાપીઠનાં રૂપાંતર થયાં છે અને થયાં કરશે."

અને ત્યાર બાદ દશ વરસ પછી સ્વતંત્રતા આવી. એની સાથે વિદ્યાપીઠના અત્યારે ચાલતા નવયુગની શરૂઆત થઈ. આ વરસોમાં આપે કુલપતિપદ સ્વીકારી અમને સારી પેઠે ધૈર્ય અને પ્રેરણા આપ્યાં છે. આ વરસોમાં આપ અચૂક વખત કાઢીને પદવીદાન નિમિત્તે પધારતા રહ્યા છો, તેથી સંસ્થાનો સામાન્ય પરિચય પણ આપને મળતો રહે છે. ગયાં ત્રણ વર્ષના કામકાજ વિષે વિશેષ બાબતો મહામાત્ર હમણાં મારા પછી આપને આપશે.

અસહકારના યુગમાં પેદા થયેલી વિદ્યાપીઠોમાંની એક આ છે. તેને અમુક ધ્યેયો સામે રાખીને ચલાવવાનું રહેલું છે, એ તેની વિશેષતા છે. તેને સંભાળીને નવા યુગમાં પોતાનું કામ પૂરી શક્તિથી કરવું જોઈએ, એ જવાબદારી નાનીસૂની ન કહેવાય. જવાબદારી એ છે કે, આ સંસ્થાએ સુરાજ્ય માટે સાચા સેવકો તૈયાર કરવાના છે. અને આ સેવકોને ગામડાં ભણી નજરવાળા કરવાના છે.

એક રીતે જોતાં, આ વસ્તુ તો દેશની સમગ્ર શિક્ષણપ્રથાનો પણ ઉદ્દેશ છે કે હોવો જોઈએ. શિક્ષ-

પીઠના ધ્યેયમાં તેથી જ તેને બાપુએ અગ્રસ્થાને મૂકી છે. રાધાકૃષ્ણન કમિશન રિપોર્ટમાંથી આ અંગે એક વાક્ય ટાંકીને મેં ૧૩મા પદવીદાન સમારંભમાં કહ્યું હતું, તે ફરી યાદ આવે છે—

> "The chief issue is not where young people *come from* to get an education, but *where they go* with their education."

આજે આપણી રાષ્ટ્રીય પ્રગતિ અંગે પણ આ પ્રશ્ન મોટો છે. રાષ્ટ્રના શિક્ષણ દ્વારા ઊગતી પ્રજામાં શ્રમ અને સેવાભાવ તથા ચારિત્ર્ય-ઉપરાંત રાષ્ટ્રપ્રેમ અને ઉદાર માનવભાવ જો નહીં પ્રેરી શકીએ, તો દેશને ભાગ્યે આપણે બાપુ ઇચ્છતા હતા એવા સ્વરાજને પંથે વાળી શકીશું.

આથી જ બાપુએ પાયાની કેળવણી પર ખૂબ ભાર મૂક્યો હતો અને તેમાં ઉપરના ગુણો કેળવાય એ ઢબે ચોક્કસ કાર્યક્રમ પણ રચી આપ્યો હતો. વિદ્યાપીઠ, તેનાં જે કાંઈ બની શકે તે કામકાજ દ્વારા, આ વસ્તુને જાગ્રત રાખવા પ્રયત્ન કરે છે. આશા છે કે, હવે ગુજરાત રાજ્ય થવાથી તે કામકાજને વ્યાપક કરવામાં વેગ મળશે. આમ થશે તો તેની અસર દેશના શિક્ષણ સુધી પણ પહોંચવા વકી રાખી શકાય.

આ કામને માટે સેવકો તૈયાર કરવાનું કામ સ્થિરપણે ચલાવવાની જવાબદારી અદા કરવા અમે અહીં મથીએ છીએ. ગયાં ત્રણ વર્ષ દરમિયાન કુલ ૯૦ સ્નાતકો પદવીને પાત્ર તૈયાર થયા છે, તેમને આજે આપ પદવી આપશો.

ઉપરાંત, આપ હમણાં અહીં પધારતા અગાઉ હિંદી ભવનનું ઉદ્ઘાટન કરી આવ્યા. હિંદી પ્રચાર અર્થે આ ઉપયોગી મકાનની સવડ થવાથી, તે કામને અમે વેગ આપી શકીશું. હિંદી પ્રચાર માટે એમ. એ. કક્ષાના સેવકો તૈયાર કરવાનું નિરધાર્યું છે, તે હવે શરૂ થશે. તે અર્થે પ્રકાશન કામ પણ અમે વધારતા જઈએ છીએ. આ વર્ષે ગુજરાતી-હિંદી તથા સંસ્કૃત-ગુજરાતી કોષ તૈયાર થયા છે, એ વિશેષ કામ જણાવતાં મને આનંદ થાય છે. તેમાં હિંદી સરકારે પણ અમને મદદ કરી છે, તે એક આનંદની વાત છે.

આદિજાતિઓ, હરિજનો તથા પછાત કોમોની સેવાનું કામ આપણા રાષ્ટ્રમાં એક મોટી અગત્યની બીના છે.

તે ઉપરાંત મજૂરસેવાનું ક્ષેત્ર પણ વધતું જ જાય છે. તે માટે પણ તાલીમબદ્ધ સેવકોની જરૂર વધતી જશે.

આ કામો માટે પણ અનુસ્નાતક કક્ષાનો અભ્યાસ યોજવાને માટે વિચાર કરવામાં આવ્યો છે.

ત્રીજું એક મોટું ક્ષેત્ર ખાદી-ગ્રામોદ્યોગનું છે. આ ઉદ્યોગો ગામડાંના વિકાસની અને બેકારીનિવારણની બાબતને મુખ્ય લક્ષમાં લેનારા છે. હુન્નરકળાના શિક્ષણમાં એક વિજ્ઞાનવિદ્યા તરીકે આ ઉદ્યોગોને રાષ્ટ્રના શિક્ષણમાં સ્થાન મળે નહીં, ત્યાં સુધી તે ઉપર ન આવી શકે. તેમાં વિજ્ઞાનની શક્તિ રેડવી હોય તોપણ આ જરૂરી છે. એક વિદ્યા તરીકે તેમનું અધ્યયન, અધ્યાપન અને સંશોધન આદિ ચાલુ કરવાં જોઈએ. આ ક્ષેત્રમાં કાંઈક કરવું એ વિદ્યાપીઠની એક જવાબદારી ગણાય.

આટલું કહી હું હવે ભાઈ મગનભાઈને તેમનું નિવેદન રજૂ કરવા જણાવું છું.

૧૫–૧૨–'૬૦

મોરારજી દેસાઈ

૨

### શ્રી. મહામાત્રનું નિવેદન

શ્રી. કુલપતિજી,

ઈ. સ. ૧૯૫૭ના નવેમ્બરમાં આપ પધાર્યા, ત્યારથી આજ સુધીનાં ત્રણ વર્ષના કામકાજનો ખ્યાલ ટૂંકમાં આપની સમક્ષ રજૂ કરું છું.

ત્રણ વર્ષ પર મેં નિવેદન કરેલું કે, હિંદી પ્રચારના વધતા જતા કામને માટે અલાયદું મકાન 'હિંદી ભવન' બાંધવાનું વિચાર્યું છે. તે તૈયાર થઈ ગયું છે અને આપે હમણાં જ તેનું ઉદ્ઘાટન કર્યું છે. આ નિમિત્તે, હિંદી પ્રચાર કાર્ય વિષે ટૂંકમાં પરિચય આપતી પત્રિકા સૌને વહેંચી હોવાથી તે વિષે સમય લેવાની જરૂર નથી.

'હિંદી ભવન' ગુજરાતમાં હિંદી શિક્ષણ, પ્રકાશન તથા સંશોધન આદિ માટે કેન્દ્રીય સંસ્થા કે 'હિંદી અકા-

દમી' તરીકે હવે સુખે કામ દઈ શકશે. 'હિંદી ભવન'ના મકાનનું બધું કામ પત્યે લગભગ બે લાખ જેટલું ખર્ચ થશે, એમ લાગે છે. આ મકાનનું બાંધકામ 'ગાંધી ભવન' બાંધનાર વેસ્ટર્ન ઇંડિયા એન્જિનિયરિંગ કંપની અને સ્થપતિ આસરપોટાએ સારી રીતે કરી આપ્યું છે.

વિદ્યાપીઠની વિવિધ પ્રવૃત્તિઓ માટે, તેનાં બધાં કામોને સારુ થઈને, કુલ ૧૩૦ સેવકો આજે કામ કરે છે. તેમાંથી અમદાવાદમાં કુલ ૧૦૫ છે, જેમાંથી ૭૯ વિદ્યા-પીઠ-ભૂમિ પર વસે છે. બધાને માટે નિવાસની સવડ કરવાની જરૂર ઊભી છે. નાણાંની સવડ થશે તેમ થોડાક વધુ નિવાસ બાંધવા જોઈશે.

અમદાવાદ બહાર બે ગ્રામકેન્દ્રોમાં પાયાની-કેળવણીનો પ્રયોગ ચાલે છે—એક બોચાસણ, જે આપે એક વાર સમય કાઢીને જોયું છે. બીજું કેન્દ્ર દક્ષિણ ગુજરાતના આદિજાતિ-વિસ્તાર ધરમપુર તાલુકામાં સુખાલા ગામે છે. બોચાસણ કેન્દ્રને ૨૯ વર્ષ થયાં. સુખાલા નવું જ કેન્દ્ર છે. આ તેનું પાંચમું વર્ષ ચાલે છે. તેની ખિલવણીનું કામ ધીમે ધીમે આગળ વધે છે, તે જણાવતાં મને આનંદ થાય છે. આ કેન્દ્રની વિશેષતા એ છે કે, તે આદિજાતિ વિસ્તારમાં આવેલું છે. આ કેન્દ્ર પણ આપ એક વાર જોવા પધારો એવી આશા અમે સેવીએ છીએ.

આ બે ગ્રામશિક્ષણકેન્દ્રોમાં કુલ ૨૪ સેવકો કામ કરે છે. વિદ્યાપીઠના ગ્રામશિક્ષણ કેન્દ્રની ઢબે હવે સરકારે પાસ કરીને પછાત કોમો માટે 'આશ્રમશાળા' નામે ગૃહ-શાળાનો નમૂનો ચાલુ કર્યો છે. આમ વિદ્યાપીઠનો આ પ્રયોગ અજાણ્યે કૃતાર્થ થયો છે, એમ કહી શકાય.

વિદ્યાપીઠની શિક્ષણ પ્રવૃત્તિમાં શ્રી મહાદેવ દેસાઈ સ્મારક રૂપે સમાજસેવક મહાવિદ્યાલય મુખ્ય છે. એમાં વિદ્યાર્થીસંખ્યા ૧૨૦ની આસપાસ રહી છે. હવે ગુજરાત યુનિવર્સિટીએ 'સમાજવિદ્યા વિશારદ'ની આપણી પદવી તેની બી. એ. બરાબર માન્ય કરી છે, તેથી કેટલાક આગળ અભ્યાસ કરનાર માટે એક સારી સવડ થઈ છે. આમ, વિદ્યાપીઠમાં ચાલતું શિક્ષણકામ, પોતાની વિશેષતા સંભાળતાં છતાં, ચાલુ શિક્ષણપ્રથા સાથે ઘટતું જોડાણ પામ્યું છે, એ આપની આગળ નિવેદન કરવા જેવી વિશેષ વાત માનું છું.

ગયે વરસે કેટલાક સ્નાતકોએ મળીને, મારી ષષ્ટિપૂર્તિ નિમિત્તે, લાખેક રૂપિયાની થેલી, વિદ્યાપીઠમાં ભણતા ગરીબ વિદ્યાર્થીઓને મદદ માટે, મને આપી છે. આથી, વિદ્યાપીઠના વિદ્યાર્થીઓને એક બીજી સવડ પણ મળશે.

ગયાં ત્રણ વર્ષ મળીને કુલ ૯૦ સ્નાતકો પદવીને માટે આવ્યા છે, જેમને આપ હવે પદવી આપશો. એમની સાથે, આ મહાવિદ્યાલયમાંથી, ગયાં ૧૦ વર્ષમાં ૧૭૪ સ્નાતકો બહાર પડયા છે. તેઓ ગુજરાતનાં વિવિધ સેવા-ક્ષેત્રોમાં કામ કરે છે.

પાયાની કે પ્રાથમિક તથા તે બાદ વિનયમંદિરની માધ્યમિક કક્ષાની કેળવણીના પ્રયોગ તરીકે આપણે કુમાર-વિનય-મંદિર ચલાવીએ છીએ. તેમાં શરૂથી માંડીને ધોરણ ૧૧ સુધીની તાલીમ અપાય છે. તેમાં લગભગ ૩૦૦ની આસપાસ સંખ્યા રહે છે. ઉદ્યોગનો વિષય સળંગ બધાં જ વર્ષોમાં રાખવામાં આવે છે. સામાન્ય હાઈ સ્કૂલોમાં આ વિષય હોતો નથી; પાયાની કેળવણીનાં ધો૦ ૭ પછી આ અટકી જાય છે. આની માઠી અસર પડે છે, કે જે વિનયમંદિરની વિદ્યાર્થીસંખ્યા પર પણ દાખવે છે.

માઠી અસર પાડનારું બીજું કારણ ધો૦ ૫ કે ૮થી અંગ્રેજી શરૂ કરવાનો પ્રશ્ન પણ છે. ૧૯૩૯માં પાયાની કેળવણી શરૂ કરી ત્યારથી ગાંધીજીએ આ વસ્તુ દેશ આગળ રજૂ કરી છે. મુંબઈ રાજ્યે તેનો અમલ ૧૯૪૮થી શરૂ કર્યો, પણ ગયા વરસથી તે સ્થગિત કર્યો. ગુજરાતનું રાજ્ય થવાથી એવું પગલું અહીંયાં ભરાતું રહી ગયું, એ એક સારી ખબર આપતાં આનંદ થાય છે. ગયે વરસે આપને રૂબરૂ મળવાનો પ્રસંગ સાંપડયો ત્યારે આ અખિલ ભારતીય સુધારાની જરૂર વિષે વાત કરીને મારું ઊંડું દુઃખ વ્યકત કર્યું હતું. ગુજરાત રાજ્યે આ સુધારો અપનાવ્યો છે, તેને માટે તેને ખરેખર મુબારકબાદી ઘટે છે.

હિંદી પ્રચારના કામ અંગે અને દેશમાં એક આંતર-ભાષાને શિક્ષણમાં સ્થાન આપવા અંગે દેશમાં આજે કાંઈક મંદીનું મોજું આવી ગયું છે, એ દુઃખની વાત છે. સદ્ભાગ્યે ગુજરાત એથી કાંઈકેય મુક્ત છે એમ કહી

શકાય. અહીંયાં શાળાઓમાં ધો૦ ૫થી ફરજિયાત હિંદી શીખવાય છે, તે કૉલેજના બીજા વર્ષ સુધી ચાલુ રહે છે. અંગ્રેજીને બદલે સ્વભાષાનું માધ્યમ અપનાવવામાં પણ ગુજરાત આગેવાનીભર્યું કામ કરે છે.

આ ઉપરાંત સામાન્ય પ્રજામાં હિંદી પ્રચાર કરવાને માટે પાંચ ક્રમિક પરીક્ષાઓ લેવાનું કામ વ્યવસ્થિત ચાલે છે. તેમાં દર વરસે લગભગ લાખની આસપાસ પરીક્ષાર્થીઓ બેસે છે. છઠ્ઠી પરીક્ષા આવતા વર્ષથી યોજવા માગીએ છીએ. એની વિશેષતા એ હશે કે, તેમાં બેસવા માગનારે વ્યવસ્થિત સત્રો ભરવાનાં રહેશે. આ પરીક્ષાનું ધોરણ ભાષાના 'પારંગત' કે એમ. એ. જેટલું કરવું હોય, તો આમ કરવું અનિવાર્ય માન્યું છે.

હવે પછી દેશમાં હિંદીનું કામ ખૂબ વધશે, એમાં શંકા નથી. ગુજરાતની આ વધતી જતી જરૂરને માટે 'હિંદી ભવન'નું ઉદ્‌ઘાટન આજે આપે કર્યું છે. આપના આશીર્વાદથી અમે આ કામને પહોંચી વળવા આશા રાખીએ છીએ.

વિદ્યાપીઠ ગ્રંથાલય તથા પુસ્તક પ્રકાશનની બીજી મુખ્ય પ્રવૃત્તિ પણ આ વરસોમાં સંતોષકારક રીતે ચાલી છે. ૧૯૫૯-૬૦ સુધીના વાર્ષિક રિપોર્ટોમાં એનું વિગતવાર વર્ણન પ્રસિદ્ધ કર્યું હોવાથી અહીં તેની વિગતોમાં મારે ઊતરવું ન ઘટે.

ગ્રંથાલયમાં દર વરસે સરેરાશ લગભગ સાડા ત્રણ હજાર પુસ્તકો નવાં ઉમેરાય છે. વાર્ષિક સરેરાશ ૨૦ થી ૨૫ હજાર પુસ્તકો દેય વિભાગમાંથી વાંચવા અપાય છે. આ ઉપરાંત ગુજરાતી કૉપીરાઇટ તથા અલભ્ય એવા સંદર્ભગ્રંથો વગેરે અદેય વિભાગમાં રહે છે, તેનો ઉપયોગ ગ્રંથાલયમાં બેસીને વાચકો કરી શકે છે. આ અદેય વિભાગ આખા ગ્રંથાલયનું એક આકર્ષક અને ઉપયોગી અંગ છે. દર વરસે ગ્રંથાલય પેટે ૬૦—૬૫ હજારનો ખર્ચ થાય છે; સરકાર ૧૩ હજાર જેટલી તેમાં મદદ આપે છે.

પુસ્તક પ્રકાશન કામ બીજી એક મોટી પ્રવૃત્તિ અંગે અત્યાર સુધીમાં કુલ ૨૭૫ પ્રસિદ્ધ થયાં છે, જેને માટે લગભગ ૫ા લાખ જેટલી મૂડીનું રોકાણ થયું છે. દર વરસે પુસ્તકો વધે, તેમ આ કામ માટે ચાલુ મૂડીની ગરજ પણ વધતી જ જાય છે. ગયાં ત્રણ વરસોમાં બે નવા કોશનું કામ ઉપાડ્યું છે, તે શ્રી. કુલનાયકે હમણાં જ આપને જણાવ્યું. હવે મોટા જોડણીકોશની સુધારા-વધારા સાથે નવી આવૃત્તિ છપાવવાનું કામ આવતે વરસે શરૂ કરવા ધાર્યું છે. અત્યારે ત્રણ વરસથી આ તેની નવી આવૃત્તિના સંપાદનનું કામ ચાલે છે. તે માટે સરકારે ઈ. સ. ૧૯૫૭–૫૮ થી ૩ વર્ષ માટે વાર્ષિક રૂ. ૫,૦૦૦ મદદ રૂપે આપ્યા છે, તે જણાવતાં આનંદ થાય છે. આ પ્રકાશનને છપાવીને તૈયાર કરવા માટે લગભગ દોઢેક લાખ જેટલી મૂડી આવતા વર્ષે રોકવાની થશે, એવો અંદાજ છે.

પ્રકાશન પ્રવૃત્તિ અંગે વિજ્ઞાન ઇ૦ની ગુજરાતી પરિભાષાનું કામ પણ ગયાં ૩ વરસોમાં લગાતાર ચાલુ રહ્યું છે. તેમાં રાજવહીવટની પરિભાષાનું કામ આ વર્ષે નવું ઉપાડ્યું છે. ગુજરાત રાજ્યે આ કામ માટે એક સમિતિ રચીને વિદ્યાપીઠના કામની કદર કરી છે, તે માટે તેના આભારી છીએ. ગુજરાત રાજ્યની વહીવટી ભાષા ગુજરાતી બનવાથી આ કામનું તાત્કાલિક મહત્ત્વ ઘણું વધ્યું છે.

આ ઉપરાંત બીજી પ્રવૃત્તિઓમાં કોચરબ સત્યાગ્રહાશ્રમ સ્મારક સંસ્થાનું કામ છે. ત્યાં આજે સાંજે આપ ઉપાસના વખતે પધારશો, તેથી અમને આનંદ થયો છે. એ કામ મુંબઈ સરકારે વિદ્યાપીઠને ઈ. સ. ૧૯૫૬થી સોંપ્યું છે. ગયાં ત્રણ વર્ષમાં ત્યાં નવો ઉમેરો એક કર્યો છે તે ખાદી ગ્રામોદ્યોગની વસ્તુઓ તથા ગાંધી સાહિત્યનું સંગ્રહાલય સ્થાપ્યું તે છે. આ વસ્તુઓ ત્યાંથી વેચાતી મળી શકે એવી ગોઠવણ પણ રાખી છે. ઉપરાંત ગાંધીજીને પ્રિય એવાં રચનાકાર્યોનો આ સ્મારક દ્વારા બને તેટલો પ્રચાર થાય, એવાં કામો ત્યાં ચલાવીએ છીએ.

ચાલુ કામો વિષે આટલું નિવેદન કરીને હવે આપની આગળ સ્નાતકોને પદવીદાન માટે રજૂ કરવા આજ્ઞા માગું છું. આ પ્રસંગે આપ તથા અન્ય સૌ મહેમાનો અત્રે પધાર્યા તેને માટે સૌનો અંતઃકરણથી આભાર માનું છું.

૧૫–૧૨–'૬૦ મગનભાઈ

# "संभवामि युगे युगे"

રાષ્ટ્રોના ઇતિહાસની કે માનવસમાજની ગતિ જોતાં એક એવો સિદ્ધાંત જોવા મળે છે, કે જેને આપણી પ્રાચીન પરિભાષામાં 'અવતાર-વાદ' કહી શકાય. આનું મશહૂર વાક્ય ગીતાનું પેલું "यदा यदा हि धर्मस्य. . . " છે. એને સાદી સામાન્ય ઇતિહાસ-ભાષામાં મૂકીએ તો તે એમ કહે છે કે,—

માનવ સમાજ કે માનવલોકનું ધારણ તેના ધર્મબળે કરીને જ સંભવે છે. સમાજ સ્થિર નથી; તે એક સંસાર છે. તેથી તેમાં એવું જોવા મળે છે કે, ધર્મના ધારણ-બળની માત્રામાં ચડતી-પડતી થયા કરે છે. જ્યારે તેની પડતી કે "ગ્લાનિ" એટલી બધી થાય કે અધર્મની ચડતી કે ઉછાળો જોવા મળે, ત્યારે તે સમાજમાં એક કામ અવશ્ય આવી પડે છે કે—

જે સાધુ કે સારું છે, તેનું રક્ષણ થવું જોઈએ. અને ચડી વાગવા મંડેલું જે નઠારું કે દુષ્કૃતનું અધર્મબળ હોય તેનો નાશ થવો જોઈએ.

આ સામાજિક કામ એક અતિ અઘરું "ઑપરેશન" છે: સામાજિક ક્રાંતિ વડે તે કરવાનું આવી પડે છે. ભક્તિની આસ્તિક પરિભાષામાં કહીએ તો, —એમ કહો કે, પરમેશ્વર જ તે કરી શકે એવું અતિ કઠણ અને અશક્યવત્ હોય છે.

તેથી જ, જે માનવને હાથે તે થાય તેને પરમેશ્વરનો પેગંબર કે અવતાર આપણે માનીએ છીએ. તેથી જ ધર્મભાષામાં કહ્યું છે કે, "એ કઠણ ક્રાંતિકાર્ય કરવા હું યુગે યુગે જન્મ લઉં છું." એટલે કે, એવા યુગકાલે, આ ક્રાંતિ દુષ્કર છતાં સરજાય છે—તે થાય છે અને ધર્મનો મંદ પડેલો કાંટો પાછો તેની જરૂરી ગતિથી ચાલવા લાગે છે. આવા કાર્યને જ ગીતાકારે ભગવાનનાં દિવ્ય જન્મ અને કર્મ કહ્યાં છે. (અ. ૪-૯) અને એનું તત્ત્વ સમજીને ત્યાગપૂર્વક વર્તનારા પણ સંસાર તરી જઈ શકે એમ જણાવ્યું છે. વાનર અને રીંછ જેવા સામાન્ય માણસો પણ તે સમયે લોકોત્તર કામ કરી શકે છે, તે પણ આથી જ. આવી ધર્મની આંધી આવતાં, સામાન્ય લોક પણ, ધૂળ અને પાન પેઠે, ઊંચે ઊંચે ચગે છે.

ખરું જોતાં, આ વિધાન ઇતિહાસ-શાસ્ત્રનું છે. તેને સંકુચિત ધર્મશાસ્ત્ર માનવામાં ભૂલ છે. અર્વાચીન ભાષામાં એ જ વાત નીચે પ્રમાણે એક અમેરિકન વિચારકે કહેલી વાંચવામાં આવી. તે લખે છે:—

"માનવ ઇતિહાસમાં મહાપરિવર્તનના સમયો આવે છે, ત્યારે તે તે કાળના અતિ સંવેદન-શીલ લોકને ઊંડેથી તેના ઉપાય તરીકે પૂર્વની સ્થિરતાને યાદ કરીને, તે પાછી લાવવાનું વલણ જાગે છે. પણ આવા પૂર્વોદયી કે જીર્ણોદ્ધારક પ્રયોગો હમેશ મિથ્યા હોય છે. જીવનમાં જ્યારે સાર્થકતા શી છે તે સ્પષ્ટ ન જણાય,—બીજી ભાષામાં કહું તો, ઈશ્વર રહ્યો નથી એમ લાગે,—ત્યારે નવો જ સ્થિર-સત્તાવાર અર્થ શોધવો જોઈએ; તે એવો હોવો જોઈએ કે જે નવી પરિસ્થિતિના વખાના માર્યા તે ખોળવો પડનો હોય તે ધ્યાનમાં લઈને, તેને પહોંચી વળે એવો એ હોય. આ શોધ તાત્ત્વિક કે આધ્યાત્મિક હોવી જોઈએ." ('ફિલૉસૉફી ઇન ધી માસ-એજ' —જ્યોર્જ ગ્રાન્ટ, પા૦ ૧૯)

તેવા કાળે સામે કયું બળ ઠેકવાય છે, તે વિષે પણ એ લેખક સ્પષ્ટ કહે છે—એ બળ ચાલુ અર્થવ્યવસ્થાનું સ્થિતિયુસ્ત અર્થબળ હોય છે, કે જેને સામાન્ય લોક—આમપ્રજા આપોઆપ વશ વર્તે છે. મહાભારતનાં મહાન વયોવૃદ્ધ પાત્રો—ભીષ્મ, દ્રોણ, કૃપ અને શલ્ય, તેમના મુખમાં વ્યાસજીએ (ભીષ્મપર્વ અ૦ ૪૩–૪૧) આ જ સત્ય મૂક્યું છે—

अर्थस्य पुरुषो दासः दासः तु अर्थः न कस्यचित् ।
इति सत्यं महाराज ॥

—આ જ સામાજિક ઇતિહાસ-સત્ય માર્ક્સવાદીઓ પણ આજે બતાવે છે. પણ તેમાંથી ધર્મવિરુદ્ધ પુરાણો માર્ગ જ ચીંધે છે—હિંસા, યુદ્ધ, કૂડકપટનો. જગતની આજની પરિસ્થિતિ તેમનો ત્યાગ માગે છે. તેમ કરીને રસ્તો કાઢવો એ અત્યારના ઇતિહાસ-યુગની માગ છે. આનો જવાબ યંત્રોદ્યોગ-સંસ્કૃતિ છે કે હોઈ શકે? 'ના' જવાબ જ મળે છે. તો બીજો જવાબ ખોળવો જોઈએ, એ આજનો વિશ્વપ્રશ્ન ગણાય. તેમાં યુગાવતારનાં બીજ સંતાયેલાં છે.

૨૧

મગનભાઈ દેસાઈ

સન્માન છે. થોડા વખત પહેલાં શિક્ષકના સન્માન માટે હિલચાલ ઊપડેલી ત્યારે મેં વાતવાતમાં કહેલું કે શિક્ષકની પ્રતિષ્ઠા શોધવા માટે ક્યાંય જવાની જરૂર નથી. તેની સાચી પ્રતિષ્ઠા તો તેના વિદ્યાર્થીઓના દિલમાં છે. સરકાર તેને ગમે તેટલો ગ્રેડ કે ઈલકાબ આપે તેનાથી પ્રતિષ્ઠા ખાસ વધી જતી નથી, તેમ ન મળે તો તેથી ઘટી જતી પણ નથી. આથી આજના દિવસે હું ધન્યતા અનુભવું છું કે તમારા સૌના દિલમાં મારા માટે ભાવ છે; એ જ મારી મોટી કમાણી છે. એ જ કમાણીના જોરે હું આજ સુધી કામ કરી રહ્યો છું. આ સન્માનમાં મને થેલી આપવાનો વિચાર વસ્તુતઃ મને ગમતો નહોતો એ વાત સાચી છે. પણ એ વિચારનો મેં પ્રત્યક્ષ વિરોધ કર્યો હોત તો મારા મનથી હું તેને Pride of virtue સદ્ગુણનું અભિમાન માનત. સદ્ગુણનું પણ એક અભિમાન હોય છે. હું પોતે શ્રી. મોરારજીભાઈ, શ્રી. ઢેબરભાઈ, શ્રી. જયાબહેન વગેરે મારાં નિકટનાં મિત્રો કરતાં મારી જાતને વધારે સિદ્ધાંતવાદી માનું છું એમ સમજશો નહીં. એટલે શ્રી. ઢેબરભાઈ વગેરેએ ભેગા મળીને મને પ્રિય એવી શિક્ષણપ્રવૃત્તિના મૂર્તરૂપ સમી મારી બે સંસ્થાઓને વેગ આપવાના હેતુથી સદ્બુદ્ધિપૂર્વક જે કાંઈ કર્યું, તેને મેં વિના સંકોચે સ્વીકાર્યું છે.

આ સન્માન-થેલીમાં મારાં વિદ્યાર્થીઓની સાથોસાથ મારા શુભેચ્છક મિત્રોમાં રાજકીય પક્ષના કાર્યકરોએ પણ રસ લીધો છે, એ જાણીને ઘણાંને નવાઈ લાગશે. પણ ઘણાને એ જાણીને પણ નવાઈ થશે કે, 'લોકભારતી' સંસ્થાની સ્થાપનામાં જેટલો મારો હિસ્સો હતો તેટલો જ શ્રી. ઢેબરભાઈનો, શ્રી. મોરારજીભાઈનો અને તે વખતના સૌરાષ્ટ્રના અગ્રેસરોનો હતો. જેમ ભાવનગર રાજ્યના સર પ્રભાશંકર પટ્ટણીનો સક્રિય ટેકો દક્ષિણામૂર્તિને ઉપયોગી અને મૂલ્યવાન નીવડ્યો, તેથીયે વધારે કહી શકાય કે, આ બધા મિત્રોના સક્રિય ટેકા વિના 'લોકભારતી' પણ ઊભી થઈ શકત નહીં એમ હું ચોક્કસ માનું છું. એટલે આ ભાઈઓએ 'લોકભારતી'ની સ્થાપનામાં કોઈ નાનોસૂનો ભાગ નથી લીધો, એ મારે સૌને સ્પષ્ટ કરવું જોઈએ.

વળી એ વાતનો પણ મારે જાહેર ઉલ્લેખ આ સ્થળે કરવો જોઈએ કે રાજકારણમાં ગળાબૂડ પડેલા આ બધા સ્નેહીઓએ પોતાના રાજકીય વિચારો કે માન્યતાઓનું વાહન આ સંસ્થા બને તેવું આડકતરું સૂચન પણ કદી કર્યું નથી. આજના રાજકારણીય યુગમાં આવી ઊંડી સમજ અને સંયમ હોવાં તે કેવી દુર્લભ વસ્તુ છે તે તો તેના જાણકારો જ સમજી શકે.

બીજા જે જે મિત્રોએ આજ સુધીમાં દક્ષિણામૂર્તિ તેમ જ 'લોકભારતી'ની મારી પ્રવૃત્તિઓમાં મને સક્રિય સાથ આપ્યો છે, ને જેમણે જેમણે હાથમાં હાથ પરોવીને મારી સાથે કામ કર્યું છે, તેમનો હું આ પ્રસંગે આભાર માનું છું. બીજી રીતે પણ જે જે ભાઈબહેનો મને મદદરૂપ થયાં છે, તેમનો પણ હું જાહેર આભાર માનું છું.

આ સ્થળે મારે વિશિષ્ટ ઉલ્લેખ પણ કરવો જોઈએ અને તે સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિનો. 'લોકભારતી'નો આરંભ કરવામાં એ સમિતિએ અને ખાસ કરીને શ્રી. નારણદાસભાઈએ જે રસ લીધો અને મને જે સાથ આપ્યો હતો, તે કેમ ભૂલી શકું?

આ પ્રસંગે એક બે વધારે વાતો કહેવાનું મન થઈ આવે છે. આ થેલી તમે મને આપતાં નથી, પણ 'લોકભારતી' અને દક્ષિણામૂર્તિએ કરવાનાં નઈ તાલીમનાં કામ માટે આપો છો. આપણા દેશમાં આજે અંધપરંપરાથી જે કેળવણી ચાલી રહી છે, તેને સ્થાને નઈ તાલીમને સ્થાપવી જોઈએ, તેમાં મને બિલકુલ શંકા નથી. આ હું માત્ર નઈ તાલીમના જડ ભક્ત તરીકે નથી બોલતો પણ વિચારપૂર્વક બોલું છું. જીવનનાં 'સાચાં મૂલ્યાંકનો' જો આપણે વિદ્યાર્થીઓને ન આપીએ, તો તેમને કેળવણી આપી ન કહેવાય, એવી મારી દૃઢ માન્યતા છે. આપણી ચાલુ કેળવણીમાં જીવનનાં ખોટાં મૂલ્યોને જ આપણે સ્થાપીએ છીએ અને વિદ્યાર્થીઓના જીવનમાં તે બધાં ઠસાવવાનો પૂરો પ્રયત્ન કરીએ છીએ. આપણી જૂની કેળવણી, ખરી રીતે બોલીએ તો, આજે બહારથી ગમે તેવી ભપકાદાર લાગે, તો પણ તેનો પાયો સડેલો છે, તેમ સમજુ લોકો જાણે છે. જેઓ સ્વતંત્ર વિચાર કરનારા છે

એવા યુરોપ અમેરિકાના વિચારકો પણ આ જ વાત જોરશોરથી જણાવે છે. પણ આપણા બધાંનું ધ્યાન ઉપર તે પડતી નથી, તે જ આપણું દુર્ભાગ્ય છે!

ખરી રીતે કહું તો જે કેળવણીમાં આત્માની શોધને બિલકુલ સ્થાન નથી, તે કેળવણી ગમે તેટલી ભપકાદાર લાગે તો પણ ખોટી છે. ભપકાદાર મકાનો અને મોટા પગારવાળા શિક્ષકો ખોટી કેળવણીને સાચી કરી શકતા નથી. પણ આજે તો આપણે કેળવણીને બજારુ કરી મૂકી છે; તે એક જાતનો જાણે કે ધંધો ચાલે છે. આ વાત જો સમજીએ, તો ઘણી ભયાનક લાગવી જોઈએ. આ હકીકત આપણા સમાજના સમજુ વર્ગને તેમ જ સરકારના સમજુ વર્ગને જેટલી વહેલી સમજાય, તેટલાં આપણાં સદ્ભાગ્ય.

પૂ. બાપુજીએ આપણને જે અનેક ભેટો આપી છે તેમાં તેમણે પોતે નઈ તાલીમને સૌથી શ્રેષ્ઠ ભેટ ગણાવી છે. પણ એ મૂલ્યાંકન આપણને માન્ય નથી એમ દેખાય છે. નઈ તાલીમની આ ભેટનું સાચું મૂલ્યાંકન આપણો દેશ વહેલામાં વહેલો કરે અને નઈ તાલીમ તેના સાચા સ્વરૂપમાં દેશવ્યાપી બને, એમ હું ઇચ્છું છું. એ વાત સાફ કહેવી જોઈએ કે, માત્ર નઈ તાલીમનું પાટિયું લગાડવાથી જૂની તાલીમ નઈ તાલીમ બની શકતી નથી. જો શિક્ષકોના માનસમાં તેમ જ લોકો અને સરકારના માનસમાં પરિવર્તન થાય, તો જ જૂની તાલીમને સ્થાને નઈ તાલીમ આવે ને પાંગરે. આજે નઈ તાલીમ માટેનાં આપણાં ફાંફાં નકામાં જતાં લાગે છે; કારણ કે આપણી શ્રદ્ધા જ આપણે ગુમાવી બેઠા છીએ.

આજના જગતની સૌથી મોટી કરુણતા મને એ જ લાગે છે કે, માનવી પોતાના આત્માને ગુમાવી બેઠો છે. આપણા ભારતવર્ષમાં આ જાતની આત્માનુલક્ષી કેળવણી આપણે વર્ષો સુધી જાળવી રાખી; પણ આજે આપણે તેને વેગળી મૂકી લાગે છે અને તે પુરાણી ગણાવા લાગી છે. હું ઇચ્છું છું કે, યુગને અનુકૂળરૂપે પણ એ જ આત્માનુલક્ષી કેળવણીની પુનઃસ્થાપના થાય.

કોઈના પણ અંગત ઉપયોગ માટે નહીં પણ આપે આપેલી થેલી 'લોકભારતી' અને ગ્રામદક્ષિણામૂર્તિના ઉદ્દેશ અને કાર્યને સિદ્ધ કરવા માટે અને વેગ આપવા માટે વપરાવાની છે, તે કહેવાની જરૂર ન હોય. હું ઇચ્છું છું કે આ થેલી મળ્યા પછી અમે વધારે સંયમી બનીએ અને અમારામાં વધારે કરકસર આવે. આમ થાય તો જ થેલી શોભશે. પણ આ થેલીને જોરે અમે ઉધડે થઈ જઈશું, તો અમે નઈ તાલીમને એબ લગાડીશું. ઈશ્વર પાસે આ થેલીનો સદુપયોગ કરવાનું બંને સંસ્થા માટે બળ માગું છું.

વહાલાં ભાઈ બહેનો, આ પ્રસંગે આટલું કહેવાની તમે મને રજા આપી તે માટે તમારો સૌનો આભાર માનું છું. હવે પછી મારા મનમાં નથી 'લોકભારતી' કે નથી ગ્રામદક્ષિણામૂર્તિ સંસ્થા. પણ એક દક્ષિણામૂર્તિદેવને જોવા હું તલસી રહ્યો છું. આ પ્રસંગે નીચેનો શ્લોક તમને સંભળાવું છું:

अजातपक्षा इव मातरं खगाः
स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः।
प्रियं प्रियेव व्युषितं विषण्णा
मनोऽरविन्दाक्ष दिदृक्षते त्वाम्॥

[પાંખ વિનાનાં પક્ષીનાં બચ્ચાંઓ જેમ પોતાની માની વાટ જુએ છે, જેમ ભૂખ્યાં વાછરુ માતાના દૂધ માટે આતુર બને છે અને જેમ બહાર ગયેલા પતિની પત્ની ઉત્કંઠાભેર રાહ જોઈ રહે છે તેમ હે કમલનયન, મારું મન આપના દર્શન માટે અતિ ઉત્સુક બન્યું છે.]

દક્ષિણામૂર્તિદેવને સાક્ષાત્ અનુભવવા માટે હું તલસી રહ્યો છું. આજે પથારીમાં પડ્યાં પડ્યાં પણ એ જ એક જ વાત મારા મનમાં આવ્યા કરે છે. તમારા સૌના આશીર્વાદથી દક્ષિણામૂર્તિદેવને હું સાક્ષાત્ અનુભવી શકું એટલું જ માગું છું. સૌનું કલ્યાણ ઇચ્છું છું.

લોકભારતી, સણોસરા. નાનાભાઈ
તા. ૬-૧-'૬૧

## સુધારો

ડિસેમ્બરના અંકમાં ૪૬૭મે પાને બીજા કોલમમાં બીજા મથાળામાં વિદ્યાર્થિનીઓનું વાંચવા વિનંતી છે.

# "ખુદાઈ ખુરશી ખાલી"

કવિશ્રી 'કુસુમાકર' (શ્રી. શંભુપ્રસાદ જોષીપુરા) ને ગુજરાતી સાહિત્ય જગત જાણે છે. એક રીતે એ સ્વ૰ નાનાલાલ યુગના એક વિદ્યમાન કવિ ગણાય, જોકે અત્યારે વર્તમાનપત્રોમાં વહેતી કાવ્ય-નદીમાં એમની કોઈ નાવડી ફરતી જાણવામાં નથી. પણ હું કોઈ એ નદીનો કે તેના કિનારાનો પ્રવાસી કે પ્રેક્ષક નથી; એટલે એ વિષે ઝાઝું કે ચોકસ કહી ન શકું.

કવિ કુસુમાકર હાઈસ્કૂલમાં મારા શિક્ષક હતા. નિવૃત્ત થઈને હાલ અમદાવાદમાં તે રહે છે. અમે અરસપરસ ભાવપૂર્વક એકબીજાને યાદ કરીએ છીએ, અને મળવાનો પ્રસંગ પણ મળે તો ચૂકતા નથી.

કવિએ મહાત્માજી ઉપર એક વિપુલ કાવ્ય-'મહાત્માયન' લખ્યું છે. પોતાની કવિ-રીતે તે મહાત્માજીના ગુણજ્ઞ, ગુણાનુરાગી અને પ્રશંસક છે. મને થયું કે, જાનેવારી ૩૦ ને નિમિત્તે એમણે જરૂર લખ્યું હશે જ. જો કાંઈ મળે તો 'નવજીવન'માં છાપવાની ઇચ્છાએ મેં તેમની પાસે એની માગણી કરી. તેમણે આ નિમિત્તે લખેલાં કેટલાંક કાવ્ય-પુષ્પ મને મોકલી આપી તેમાંથી ગમે તે એકાદ વીણી લેવા કહ્યું. તે પરથી નીચેનું હું 'નવજીવન'ના વાચકો માટે લઈ આવ્યો છું.

જાનેવારી ૩૦ – પ્રસંગ અતિભાવપૂર્ણ છે. તે વિષે કવિ-કલ્પના કેવી થતી હશે – હિંદમાં ગુજરાતમાં એ ખબર નથી. પણ એમ મને મનમાં છે ખરું કે, ઈશુનો વધસ્તંભ* જોઈને ગાનાર કવિ પેઠે, ગોળી ખાઈ રાજઘાટ ચિતામાં સૂતેલા ગાંધી વિષે કોઈ ઇતિહાસાભિજ્ઞ કવિહૃદયને કેમ ગાન ન સ્ફુરે? કવિ 'કુસુમાકર' આ તારીખે લગભગ વરસોવરસ કલમ વડે કાંઈ ને કાંઈ ગાઈ દે છે. તેવાં ગાનોમાંથી એક નીચે ઉતાર્યું છે:

ઈશુ-દિન ૨૫-૧૨-'૬૦ મ૰

(રોળાના ઓળા)

ડૂબે છે બે ભાણુ નભે અંત્તર ઘડીએ,<br>
વિશ્વ-કલ્યાણુ-સત્ર મચે અત્તર ઘડીએ.<br>
ગીતાનો ગાનાર જમુનાએ નીરખ્યો'તો,<br>
ગીતાનો જીવનાર જમુનાજળ નીરખે છે.<br>
પંચજન્ય ફૂંકનાર, જમુનાએ પરખ્યો'તો,<br>
પંચ-જન્ય ફૂંકનાર જમુનાજળ પરખે છે.<br>
કર્મયોગ ગાનાર જમુનાએ નીરખ્યો'તો,<br>
કર્મયોગ જીવનાર જમુનાજળ પરખે છે.<br>
જગનો તારણહાર, આજ ગાંધી ઢળે છે,<br>
પૃથ્વી તણાં શું પુણ્ય, સ્વર્ગે આજ પળે છે.<br>
હિંસક ધર્મયુદ્ધ યમુનાએ નીરખ્યાં'તાં,<br>
અહિંસક એ યુદ્ધ જમુનાજળ નીરખે છે.<br>
શાંતિ તણી અશાંતિ જમુનાએ પરખી'તી,<br>
અશાંતિનીય શાંતિ જમુનાજળ પરખે છે.<br>
ઈસુને વધસ્તંભ અશ્રુ વિશ્વે ઢાળ્યાં'તાં,<br>
ગાંધી અગ્નિસ્નાન અશ્રુ જગ ઢાળે છે.<br>
ઈસુનો – ઈસુ ભર્યું જગ આજે છે ખાલી.<br>
ગયો બુદ્ધનો – બુદ્ધ, ખુદાઈ ખુરશી ખાલી.

૩૦-૧-'૪૮ "કુસુમાકર"

['મહાત્માયન' ભા. ૧ માંથી]

* જેનું અંગ્રેજી ભજન – "When I look at the wondrous Cross. . . ."

# શિક્ષણપદ્ધતિમાં ક્યાં દોષ છે?

હાલની ચાલુ યુનિ૦ઓની પ્રચલિત શિક્ષણપદ્ધતિ સંબંધમાં જુદી જુદી રીતે વિચાર કરવામાં આવે છે અને તેને સુધારવા માટે વિવિધ જાતનાં સૂચનો કરવામાં આવે છે. તે સંબંધમાં ડૉ. એચ. જે. ટેલર કરીને એક અધ્યાપકે પોતાના એક લેખમાં સમીક્ષા કરી છે તે જોવા જેવી છે. તેનો ટૂંકામાં સાર નીચે પ્રમાણે છે:

તેમના કહેવા મુજબ, હાલમાં પરીક્ષાની દૃષ્ટિએ કોર્સ પૂરો કરવાની વાતો બહુ ચાલે છે. અમુક અધ્યાપકે કોર્સ પૂરો કર્યો અને અમુકે નથી કર્યો, એવી વાતો વિદ્યાર્થીઓ કરતા હોય છે. એટલે જેમણે કોર્સ પૂરો ન કર્યો હોય તે કોર્સ મુજબ ગગડાવી જવાનો પ્રયત્ન કરે છે, યા તો વિદ્યાર્થીઓને વધુ સમય રોકીને કોર્સ પૂરો કરે છે.

આમાં મુખ્ય દૃષ્ટિ પરીક્ષાની હોય છે. વિદ્યાર્થીની સ્વતંત્ર રીતે સમજવાની અગર વિચારવાની શકિત કેટલી કેળવાય છે તે જોવાતું નથી.

આ રીતે કોર્સ પૂરો કરવાના કાર્યમાં વિદ્યાર્થી કંઈ સૂઝસમજ બતાવે એવી અપેક્ષા રાખવામાં આવતી નથી. જે માહિતી તેની આગળ પીરસવામાં આવે, તે વિષે કંઈ શંકા કરવાની હોતી નથી; માહિતી ફક્ત ગોખી મારવાની હોય છે. વિદ્યાર્થીને વિચારવાની જરૂર ન પડે, એવી બધી યુક્તિઓનો પૂરો ઉપયોગ કરવામાં આવે છે. એવી યુક્તિઓમાં નોટો ઉતારી લેવી અને ગોખી મારવી, સવાલ-જવાબોની ગાઈડો, સંભવિત સવાલોનાં સૂચનો અને તેના જવાબો, વગેરે બાબતોનો સમાવેશ થાય છે.

પ્રશ્નપત્ર ઉપર એમ લખવામાં આવે છે કે, "ઉમેદવારોએ બને ત્યાં સુધી પોતાની ભાષામાં જવાબો આપવા." પણ જે વિદ્યાર્થી એવી રીતે પુસ્તકના શબ્દોમાં લખવાને બદલે સ્વતંત્ર રીતે પોતાની ભાષામાં લખે છે અને સ્વતંત્ર વિચારો રજૂ કરે છે, તે નાપાસ થવાનું જોખમ ખેડે છે.

ચાલુ પદ્ધતિમાં બુદ્ધિમત્તા કરતાં યાદદાસ્તને વધુ મહત્ત્વ આપવામાં આવે છે. તેથી જ વિદ્યાર્થીઓ પરીક્ષા-ખંડમાં છેવટ સુધી પુસ્તકમાંથી ગોખણપટ્ટી કરતા હોય છે,—એવી આશાએ કે, છેવટનું ગોખેલું કંઈ આવી જાય, તો લખી પાડીએ અને પાસ થઈ જવાય. આને પરિણામે મૌલિકતા અને સ્વતંત્ર વિચારશક્તિ કેળવવાને બદલે મંત્રવત્ ગોખણિયા યુવાનો તૈયાર થાય છે.

ચાલુ પદ્ધતિમાં ઘોડાની આગળ ગાડી મૂકવામાં આવી છે. શિક્ષણમાં ત્રણ બાબતો જોવાની હોય છે: (૧) હેતુ, (૨) શિક્ષણનું સ્વરૂપ, અને (૩) પરીક્ષા. આમાંથી પરીક્ષાનો જ ખ્યાલ રાખીને બધો વિચાર થાય છે અને હેતુ અને શિક્ષણનો પ્રકાર તો જોવાતો જ નથી. આ રીતે પરીક્ષાને સર્વસ્વ બનાવી દેવાના વલણમાં ફેરફાર ન થાય, ત્યાં સુધી શિક્ષણમાં કંઈ સુધારો થવાની આશા નથી.

પરીક્ષાઓને જ પ્રભુત્વ આપવું એવું કંઈ યુનિવર્સિટીના નિયમોમાં હોતું નથી, પણ આપણા વિચારોમાં એની જડ જામેલી છે. આ બાબતને ધ્યાનમાં લઈને હાલની પદ્ધતિમાં સુધારા કરવા માટે લેખકે નીચેની મતલબનાં સૂચનો કર્યાં છે:

(૧) શિક્ષણની યોજના કરતી વખતે તેનો હેતુ પણ નક્કી કરવો જોઈએ અને શીખવતી વખતે અધ્યાપકે તેને ધ્યાનમાં રાખવો જોઈએ.

(૨) વિદ્યાર્થીને વિચાર કરતો કરવો અને તેનામાં વિશાળ રીતે વિષયને સમજવાની, જોવાની દૃષ્ટિ પ્રેરવી, એ અધ્યાપકનું મુખ્ય કામ છે. અધ્યાપકે વિદ્યાર્થીની યાદદાસ્ત પર ભાર મૂકવાને બદલે તેના માનસિક વિકાસ પર વિશેષ ધ્યાન આપવું જોઈએ.

(૩) શિક્ષણ સાંભળવાથી નથી મળતું પરંતુ પ્રત્યક્ષ કાર્ય દ્વારા મળે છે. માટે વિદ્યાર્થીઓને અભ્યાસ કરવાની ટેવ પાડવી, ગ્રંથાલયનો ઉપયોગ કરતાં શીખવવો; પોતાની મેળે માહિતી એકઠી કરવાનું, ચર્ચા કરવાનું, નિબંધ લખવાનું અને પુસ્તકમાં ન હોય તેવા નવા પ્રશ્નોનો વિચાર કરવાનું શીખવવું.

(૪) કૉલેજોમાં શાળાની માફક વિદ્યાર્થીઓને કામ સોંપીને નક્કી અભ્યાસક્રમ મુજબ વર્ગવાર કામ લેવાનું નહીં રાખવું; પણ અમુક વ્યાખ્યાનોમાં આગળ પાછળના બધા વિદ્યાર્થીઓ ભેગા થઈ શકે એમ રાખવું. પ્રાથમિક અગર ઊંચી કોટિનાં વ્યાખ્યાનો જુદાં જુદાં હોઈ શકે. જેને જે અનુકૂળ હોય તેમાં તે જઈ શકે.

(૫) વિજ્ઞાનના વિષયોમાં નક્કી કરેલા પ્રયોગોની મર્યાદામાંથી બહાર આવવું જોઈએ. વિદ્યાર્થીઓને સ્વતંત્ર રીતે વિચારવાની અને પ્રયોગ કરવાની સગવડ હોવી જોઈએ. વિજ્ઞાનની મૂળ વસ્તુ એ છે કે, અજાણી વસ્તુને શોધી કાઢવા પ્રયોગો કરવા. એટલે તેમાં ગતાનુગતિક રીતે ચાલવાને બદલે નવું વિચારવાને, શોધવાને ઉત્તેજન મળવું જોઈએ.*

વિ૦

* ડૉ. એચ. જે. ટેલરના "The Tyranny of Examinations" એ લેખ ઉપરથી.

# બગડેલી હવા

સુધરેલી દુનિયા પોતાના વાતાવરણને, શરીર-સ્વાસ્થ્યની દૃષ્ટિએ, હાથે કરીને બગાડી ઝેરી પણ બનાવતી જાય છે!

કોઈ તમારા ઘરમાં આખો વખત ઝેરી ધૂમસ ધકેલ્યાં કરે, અને ઉપરાંતમાં તમારા રોજના ખોરાકને પણ ઝેરી કર્યા કરે, તો તમને કેવું લાગે? અને વળી પાછો તે જ માણસ તમારી હવા અને તમારા ખોરાકને ઝેરી બનાવવાના ખર્ચ બદલ તમારા ઉપર બિલ મોકલે, તો?

પણ ખરેખર, આજની 'સુધરેલી' બનતી કહેવાતી દુનિયામાં આપણ સૌની એ જ વલે છે; આપણી હવા અને ખોરાકને સતત ઝેરી બનાવ્યા કરવામાં આવે જ છે, અને ઉપરાંતમાં તેમ કરવાનું ખર્ચ પણ આપણે જ ચૂકવીએ છીએ!

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન બે જ અણુબૉમ્બ ફોડીને આપણે પૃથ્વી ઉપરના દરેક માણસની હવા, અન્ન અને પાણીને ઝેરી બનાવી મૂક્યાં છે. તેનાથી કેટલાંય માણસો મરી ગયાં અને બીજાં લાખો મરવાની અણી ઉપર જીવી રહ્યાં છે. અને આટલું જાણે ઓછું હોય તેમ, ત્યાર બાદ અણુશક્તિના શાંતિમય પ્રયોગોને મિષે પૅસિફિક મહાસાગરમાંના કેટલાય ટાપુઓના લોકોને કેટલીય યાતનાઓ અને બીમારીઓ (જેવી કે ચાંદાં, વાળ ખરી જવા અને અસહ્ય પીડા)-ના મોંમાં ધકેલી દેવામાં આવ્યા છે.

વળી આ યુગમાં માણસો ઔદ્યોગિક કેન્દ્રોમાં મોટી સંખ્યામાં એકઠા થઈ, હવામાં જોખમકારક ધુમાડા જ ફેંકવા માંડે છે. ઍન્જિનોનું બળતણ પૂરેપૂરું બળતું ન હોવાથી, લૉસ એન્જેલસ શહેરમાં એકલામાં જ ૩૦ લાખ મોટરો પોતાની પાછલી ભૂંગળીઓમાંથી રોજ ૨,૦૦૦ ટન હાઈડ્રોકાર્બન હવામાં ફેંકે છે.

દુનિયામાં આવાં ૧૦,૦૦૦ મોટાં શહેરોને હવાના બગાડનો પ્રશ્ન મૂંઝવી રહ્યો છે. '૧૯૫૨ના ડિસેમ્બરમાં લંડન શહેર ઉપર ભીનાશવાળા ધૂમસનું એક પડ આવીને બેઠું. પરિણામે હવામાંની ઝેરી ધૂળી જમીન સુધી નીચે આવી ગઈ. થોડા દિવસમાં ૪,૦૦૦ માણસ તો શબ્દશઃ ઝેરથી અને શ્વાસની ગૂંગળામણનાં માર્યાં મરી ગયાં. ૧૯૪૮માં પેન્સિલવેનિયાના ડોનોરા શહેર ઉપર પણ એવો જ બનતાં બનતાં ૨૦ માણસો માર્યાં ગયાં હતાં. સર્જન જનરલ બર્ને જણાવે છે કે, હવામાંના બગાડને કારણે તેની હેઠળ જીવનાર લોકોને શ્વાસનળીનું કૅન્સર મોટા પ્રમાણમાં થાય છે. પરિણામે શહેરમાં રહેનાર લોકોનું આવાં કૅન્સરોથી થતાં મરણનું પ્રમાણ ગામડાં કરતાં બમણું હોય છે.

અણુપ્રયોગોથી હવામાં ફેંકાતા રેડિયો-ઍક્ટિવ અવશેષોને કારણે હવાને ઝેરી બનાવવા માટેના ખર્ચનું બિલ લોકો જ ભરે છે! અમેરિકાના 'એટલાસ' અસ્ત્રને ફોડવા તૈયાર રાખવા માટે જ દર વર્ષે ૨૮ લાખ ડૉલર જેટલું ખર્ચ કર્યાં કરવું પડે છે! અમેરિકા ૧૯૬૩ સુધીમાં આવાં ૧૦ 'એટલાસ' અસ્ત્રોવાળી ૧૩ ટુકડીઓ ઊભી કરવા માગે છે. અર્થાત્ તે બધીને ફોડવા તૈયાર રાખવાનું ખર્ચ દર વર્ષે ૩૬ કરોડ ૪૦ લાખ ડૉલર થશે! અને તેનું કારણ એ છે કે, તેમાં ભરાતું પ્રવાહી બળતણ અત્યંત ક્ષણભંગુર છે, એટલે તેને વારંવાર ભર્યા કરવું પડે છે!

અણુશક્તિથી સંચાલિત વિમાનની કિંમત,— તા. ૨-૭-'૫૯ના 'ન્યૂયોર્ક ટાઇમ્સ'માં મોટે મથાળે જણાવ્યા પ્રમાણે,— ૧૦ અબજ ડૉલર ગણાય છે.

અણુશક્તિનો શાંતિમય ઉપયોગ કરવા જતાં જે ઝેરી અવશેષો ઊભા થાય છે, તેમને વગે કરવાનું જે ભારે ખર્ચ આવે છે, તે પણ સમજવા જેવું છે. સામાન્ય રીતે હળવા ઝેરી અવશેષો તો સમુદ્રમાં કે નદીઓમાં વહાવી દેવામાં છે અથવા જમીનમાં દાટી દેવાય છે. પણ હજી

અમેરિકામાં જ ૬ કરોડ ૫૦ લાખ ગૅલન રેડિઓ-ઍૅકિટવ અવશેષો એવા છે કે જે એટલા બધા ગરમ છે કે તેમને ક્યાંય વગે કરી શકાય તેમ નથી. તેથી તેમને જમીનમાં કરેલાં મોટાં 'ટૅન્કો'માં મોટે ખર્ચે સંઘરી રાખવામાં આવ્યા છે. વૉશિંગ્ટનના હૅન્ફર્ડમાં જ તેવાં ૭૫ 'ટૅન્ક' છે. તેમાં ૯ કરોડ ગૅલન પ્રવાહી સંઘરી શકાય તેમ છે અને તેનું ખર્ચ ૩ કરોડ ૭૫ લાખ ડૉલર આવ્યું છે—અર્થાત્ એક ગૅલને ૪૧ સેન્ટ (લગભગ ૨ રૂપિયા). આ અવશેષો હજાર વર્ષ સુધી એવા જ ગરમ રહેશે; પરંતુ ટૅન્કો થોડાક દશકા જ ટકી રહે તેવાં હોવાથી, આ અવશેષોને નવાં નવાં ટૅન્કોમાં બદલ્યા કરવા પડશે.

હવામાં ફેંકાયેલા બગાડ બીજી રીતે પણ ખર્ચાળ છે. કપડાં, મકાન, આંખ, નાક, વનસ્પતિ અને પ્રાણીઓને તેથી થતા નુકસાનનો આંકડો કાઢવો અશક્ય છે; છતાં અંદાજ એવો છે કે, અમેરિકામાં હવાના બગાડને લીધે માણસ દીઠ ૬૫ ડૉલર ખર્ચ આવે છે (અર્થાત્ વાર્ષિક ૪ અબજ ડૉલર!)

—'અવેક', ૨૨–૯–'૬૦]

—ઓ૦

# સુરતનો જરી ઉદ્યોગ

[ગૂજરાત વિદ્યાપીઠની સ્નાતક પરીક્ષા માટે રજૂ થયેલા નિબંધ ઉપરથી ટૂંકાવીને.]

### ઐતિહાસિક ભૂમિકા

સુરતના જરી ઉદ્યોગનો રામાયણ અને મહાભારતમાં ઉલ્લેખ જોવા મળે છે. મૌર્ય સમયમાં (ઈ. સ. પૂર્વે ૩૦૦) આવેલા મેગેસ્થિનિસ જેવા મુસાફરના વર્ણનમાં પણ સુરતના કિનખાબના કાપડનું વર્ણન મળી આવે છે.

મોગલકાળ (ઈ. સ. ૧૫૦૦–૧૭૦૦) દરમિયાન આ ઉદ્યોગને સારું એવું પ્રોત્સાહન તેમ જ આશ્રય મળ્યો હોવાને કારણે તે ધમધોકાર ચાલતો અને સુરત પણ બંદરી વેપારવ્યવહારને કારણે જાહોજલાલી ભોગવતું હતું. પણ ત્યાર પછીના સમયમાં, કવિ નર્મદે જણાવ્યું છે તે મુજબ 'સુરત જે સોનામૂરત' હતી તેના પર ગ્રંખ લાગી.

ઈ. સ. ૧૬૦૦ પછી, આપણા દેશમાં ફ્રેંચ, અંગ્રેજ, પોર્ટુગીઝ જેવી જુદી જુદી પરદેશી પ્રજાઓ આવી. તેમને આ ઉદ્યોગમાં ઘણો રસ પડવા લાગ્યો અને ફ્રેંચ પ્રજાએ તો આપણી આ કળાનું અનુકરણ કરી પોતાના દેશમાં આ ધંધો વિકસાવ્યો. તેમનું ઉત્પાદન મશીન મારફતે થતું હોવાથી સોંઘો અને સફાઈદાર ઢગલાબંધ માલ તેમની તરફથી બહાર આવવા લાગ્યો. આની સામે આપણી હાથકારીગરી ટકી ન શકી અને આપણું પરદેશનું બજાર તૂટ્યું. જ્યાં સુરતનો માલ જતો હતો, ત્યાં ફ્રાંસનો માલ જવા લાગ્યો અને દિવસે દિવસે નિકાસને બદલે આયાત થતો માલ વધતો ગયો.

આની સામે ત્યારની અંગ્રેજ સરકારે બહારથી આવતા માલ પર જકાત નાખી. તેથી ઘણો ફેર પડ્યો. જકાતને કારણે પરદેશી માલ મોંઘો પડતાં ભારતનાં કેન્દ્રો ભારતનો માલ વાપરતાં થયાં. વળી વિશ્વયુદ્ધો વખતે કેટલાક જળમાર્ગો બંધ થઈ ગયા એટલે ફ્રાંસ પૂર્વના એશિયાઈ દેશોને પોતાનો માલ પહોંચાડી શક્યું નહિ અને એ દેશોનાં બજારો આપણા હાથમાં આવ્યાં. ત્યારથી પાછા આપણે પરદેશ સાથે વેપાર કરતા થયા છીએ.

### ઉદ્યોગની પ્રક્રિયા

આ ઉદ્યોગ સળંગ ઉદ્યોગ નથી, પણ તેમાં પાવઠા, તાણિયા, કસબ બનાવનાર, ગિલિટ કરનાર, તેનું જુદી જુદી જાતનું વણાટકામ કરનાર, કિનખાબ, કરનાર, જરી-બૉર્ડર, સાડી વગેરે વણનારા વિભાગો છે. વળી જરદોશી કામનો કાચો માલ બનાવનાર અને જરદોશીકામ કરનાર એમ જુદા જુદા વિભાગો છે. તેમાંથી આપણે કળા કારીગરીના કાચા માલની ક્રિયા ટૂંકમાં જોઈએ.

પાવઠા : પાવઠામાં ચાંદી યા તાંબાની ધાતુમાંથી ૩૦ એસ. ડબલ્યુ. જી. નંબરનો તાર બને છે. પહેલાં ચાંદીને ઓગાળી તેના ચોરસ સળિયા બનાવવામાં આવે છે. પછી તેને ટીપીને સરખા કરી ગોળ બનાવવામાં આવે છે. ત્યાર બાદ તેનો એક છેડો તીણો કરી તેને વેહમાં પરોવી ખેંચવામાં આવે છે; અને અનુક્રમે નાના વેહની 'ડાઈ'

તાર પાતળો કરવા વાપરતા જાય છે. આખરે ૩૦ એસ. ડબલ્યુ. જી. નંબરના તારનું સ્વરૂપ આપે છે. સુરતમાં આને માટે હાથના અને મશીનના બન્ને પાવઠા હોય છે. પાવઠામાં તૈયાર થયેલો માલ તાણિયામાં જાય છે.

તાણિયા :– પાવઠામાંથી તૈયાર થયેલા તારને તોલામાંથી ૬૦૦ થી ૨,૦૦૦ વાર સુધી પાતળો કરવામાં આવે છે. પાવઠામાંથી આવેલા તારને સલ્ફ્યુરિક એસિડ તથા લીંબુના પાણીમાં ધોઈને ઝીણા ઝીણા વેહની અનુક્રમે 'ડાઈ' વાપરી ફરી ખેંચવાની ક્રિયા કરે છે અને ૨,૦૦૦ વાર સુધીમાં કોઈ પણ નંબરના તાર કાઢે છે. આ તૈયાર થયેલો તાર વણાટ- તેમ જ જરદોશી-કામ માટે જાય છે. વણાટમાં આ કસબ વપરાય છે.

કસબ :– તાણિયાના તૈયાર થયેલા ગોળ તારને પહેલાં ચપટો કરવામાં આવે છે અને પછી સૂતર યા રેશમના તાર પર વીંટાળવામાં આવે છે. આ રીતે કસબ તૈયાર થાય છે. આ તૈયાર થયેલો કસબ રૂપેરી હોય છે. બાદ તેને ગિલિટ કરી, સોનેરી બનાવવામાં આવે છે.

જરદોશીકામનો કાચો માલ :– આ માલમાં ચલક, સલમો, કાંગરી, સાદી, બાદલુ વગેરેનો, સમાવેશ થાય છે. આ બધા માટે જુદાજુદા નંબરનો અનુકૂળતા પ્રમાણે તાર લેવામાં આવે છે. ચલક, બાદલુ અને સાદી માટે તારને ચપટો કરવામાં આવે છે. ચપટા કરેલા તારને ચોરસ સોય ઉપર વીંટાળી સ્પ્રિંગ જેવો ચોરસ બનાવે છે, તેને ચલક કહે છે. સાદીને ગોળ સોય ઉપર વીંટાળી ગોળ સ્પ્રિંગ બનાવવામાં આવે છે; અને બાદલુ એ ચપટો કરેલો તાર જ હોય છે. કાંગરી, સલમો માટે ગોળ તાર જુદા જુદા નંબરના લેવામાં આવે છે. તેમને ગોળ તાર વીંટાળવામાં આવે છે. આ માલ મોટે ભાગે ગિલિટ પહેલાં થાય છે.

જરદોશીકામમાં બીજી એક જાણીતી વસ્તુ તે કટોરી અને ફેન્સી સિતારા છે. હાલમાં તે મશીન પર જ બને છે. આજે સાડીઓ, બ્લાઉઝ, ચણિયા પર એનું ભરતકામ સારું થાય છે.

ગિલિટ :– હાલમાં સોનું ઘણું મોંઘું હોવાથી સોનેરી ગિલિટ બે ત્રણ રીતે થાય છે : (૧) સોનાનું શુદ્ધ ગિલિટ; (૨) સોના-પાવડર ગિલિટ; (૩) સોના-સ્પિરિટ ગિલિટ. આ ત્રણેનું દ્રાવણ બનાવી વિદ્યુત-શકિતથી ગિલિટની ક્રિયા થાય છે.

### કિનખાબ, જરીબોર્ડર અને જરદોશીકામ

સુરતમાં ચાલી આવતી જરી કળાકારીગરીમાં કિનખાબ, જરીબોર્ડર અને જરદોશીકામ મુખ્ય છે. કિનખાબ અને જરીબોર્ડરના વણાટમાં ડિઝાઈન માટે તૈયાર કરેલું જાળું અગત્યનો ભાગ ભજવે છે. તેનાથી કાપડ તેમ જ બોર્ડરની ડિઝાઈન તૈયાર કરી શકાય છે. કિનખાબનું કાપડ મશીન પર વણી શકાતું નથી. ફક્ત હાથસાળ પર ચાલે છે. જ્યારે આજે જરી-બોર્ડર મશીન પર પણ વણાતી થઈ છે.

જરદોશીકામમાં ચલક, ટીકી, સલમો, સાદી, કાંગરી, કટોરી વગેરેનું ભરતકામ બે લાકડાનાં ખોખાં ગોઠવી તેના પર ફ્રેમ ગોઠવી થાય છે. આના ભરત-કામના નમૂનામાં ડગલા, સાડી, બ્લાઉઝ, ગલેફ, પર્સ, ગાલીચા, પડદા વગેરે હોય છે. આજે કિનખાબ અને જરદોશીકામ બન્ને માટે ખાસ બજાર રહ્યું નથી. હાલ કટોરી અને ફેન્સી સિતારાના ભરતનું બજાર છે; પણ ઉપર જણાવેલી બીજી ચીજોના ભરતનું બજાર ઓછું થયું છે. એનું કારણ પાકિસ્તાન છૂટું પડયું એ છે. વળી દેશી રાજ્યોનું વિલીનીકરણ થવાથી ઉપરોક્ત માલ ખરીદનાર રાજા-મહારાજાઓની શકિત ઘટી ગઈ અને આ માલની માગ ઓછી થઈ ગઈ છે.

### ઉદ્યોગનું માળખું

આ આખા ઉદ્યોગનું સંચાલન મૂડીદારોના હાથમાં છે. પૈસા આપીને તેઓ બધો માલ તૈયાર કરાવે છે.

વળી આ ઉદ્યોગમાં પરદેશની અસર આવતાં બનાવટી માલ પણ બનતો થયો છે. આ માલ મશીન પર જ ચાલે છે. સાચા અને બનાવટી બન્નેનાં કેટલાંક મશીનો પણ જુદાં છે. જરીઉદ્યોગમાં આજે દિવસે દિવસે સાચા માલની જગા ખોટો માલ લેતો જાય છે. સાચા માલના પાવઠા અને તાણિયા ઓછા થતા જાય છે અને એ સાથે બનાવટી માલ વધતો જાય છે. આજે ફક્ત ઉત્પાદનનો ૨૦ % માલ સાચો બને છે અને ૮૦ % જેટલો માલ બનાવટી બને છે.

પાવઠામાં સાચા માલમાં એક સંગઠન છે, જેણે કારીગરોની રોજી અને કામના કલાક નક્કી કર્યા છે. તેના નિયમોનું પાલન ન કરનારની સામે સંગઠનની સમિતિ પગલાં પણ લે છે.

આ સાથે ખરા તાણિયાનું પણ એક મંડળ છે. તે 'ખરા તાર મંડળ'ના નામે જાણીતું છે. એણે પણ રોજી અને કામના કલાકો નિયમિત કર્યા છે. તદુપરાંત આ મંડળ સભ્યોના ધંધા અંગેના રસને પણ પ્રોત્સાહન આપે છે.

વળી અખાડેદારનું સંગઠન છે જે 'સુરત જરી અખાડેદાર હિતવર્ધક મંડળ'ના નામે ઓળખાય છે. આ મંડળમાં મોટા ભાગના કસબ વીંટનારનો સમાવેશ થાય છે. આ મંડળે કારીગર, અખાડેદાર તથા વેપારીઓ વચ્ચે ચાલતા રોજી, કલાક તથા બીજા પ્રશ્નો અંગેના ઝઘડા સમિતિ નીમીને પતાવ્યા છે. આમ આ મંડળે સારું એવું કામ કર્યું છે.

સાચા માલની માફક બનાવટી માલનું પણ સંગઠન છે, જે 'ઇમિટેશન તાર અને કસબ ઉત્પાદક મંડળ' નામે ઓળખાય છે. આ મંડળ હેતુ અને કાર્યની દૃષ્ટિએ સાચા માલના સંગઠનના જેવું જ છે.

વળી ઉદ્યોગના વેપારીઓનું પણ સંગઠન છે, જે 'જરી મરચન્ટ ઍસોસિયેશન'ના નામે ઓળખાય છે.

આ ઉદ્યોગની નવીનતા એ છે કે, આ ઉદ્યોગના સંચાઓ કેન્દ્રિત ન હોતાં અખાડેદાર તથા કારીગરને ઘરે જોવા મળશે. માલિક તો પૈસા વડે ધાતુ ખરીદી, મજૂરી આપીને માલ તૈયાર કરાવે છે.

### બજાર અને અર્થરચના

આગળ જોયું કે મોગલાઈના કાળથી આ ઉદ્યોગનો પરદેશ સાથે વેપાર-વ્યવહાર ચાલે છે. વચ્ચે ફ્રાંસના માલને કારણે એ મંદ પડયો હતો. પછીથી પરિસ્થિતિ સુધરી ખરી, પણ તે જોઈએ તેવી નહીં. આજે ભારતના જરી-વણાટમાં સુરતનો કસબ વપરાય છે, પણ પરદેશ આપણો માલ જોઈએ તેવો જતો નથી. કારણ, કેટલાક દેશોમાં આ મોજશોખની વસ્તુ માનીને એના પર જકાત નાંખી છે. વળી પાકિસ્તાન સાથેનું મોટું બજાર તૂટી પડ્યું છે.

બીજું, આ ઉદ્યોગ માટે વ્યવસ્થિત યોજના થઈ નથી તેને કારણે ઘણી મુશ્કેલી પડે છે. આથી આ ઉદ્યોગને સહકારના પાયા પર ગોઠવવાની જરૂર છે.

આ ઉદ્યોગની અર્થરચના બરાબર નથી. થોડા મોટા વેપારીને બાદ કરતાં સામાન્ય નાના જરી-ઉત્પાદકો પાસે નથી હોતું પૂરતું ભંડોળ કે નથી હોતી કામકાજ માટે જોઈતી મૂડી. અપૂરતી આવક અને કૌટુંબિક સંજોગોમાં એ એવો ગૂંચવાયેલો હોય છે કે ધંધાના વિકાસ માટે તે કંઈ બચાવી શકતો નથી. મોટે ભાગે ઉધાર વેપાર ચાલે છે. વેપારી કાચો માલ ઉધાર ખરીદી પાકો માલ બનાવડાવે છે અને ઉધાર વેચવા માટે મોટા એજન્ટોને આપે છે. તેની પાસેથી માલ ફરતો ફરતો વેચનાર વેપારી પાસે આવે છે અને તે વેચીને પૈસા ધીમે ધીમે આગળ પહોંચાડે છે. આમાં ઘણી વખત પૈસા ડૂબે પણ છે. આવો ઉધારી વહેવાર આ ઉદ્યોગ માટે સામાન્ય છે.

### ઉદ્યોગમાં રોકાયેલા લોકોનું જીવન

આ ઉદ્યોગમાં રોકાયેલાના મુખ્ય ત્રણ વર્ગ છે: કારીગર, અખાડેદાર અને વેપારી. વેપારી અખાડેદાર (કારખાનદાર) પાસે માલ તૈયાર કરાવે છે અને અખાડેદાર પોતાના કારખાનામાં મજૂરો પાસે તૈયાર કરાવે છે. અખાડેદાર પોતાની જવાબદારી પર માલ તૈયાર કરતો નથી પણ વેપારીની વરદી પ્રમાણે માલ તૈયાર કરાવી આપે છે. આ ત્રણેમાંથી સૌથી ખરાબ હાલત હોય તો કારીગરની છે. નથી એની પાસે આર્થિક મૂડી કે નથી રહી સામાજિક મૂડી. બધી રીતે એ પાછળ પડેલો છે. આ કારીગર એટલે સુરતના નવાપુરાની ગોલવાડની રાણા કોમ.

અખાડેદારની સ્થિતિ સાધારણ મધ્યમ, એટલે ખાધે પીધે સુખી છે, પણ એટલી બધી સારી તો ન જ ગણી શકાય.

આ ઉદ્યોગમાં કમાણી કરીને પૈસા મેળવી ગયો હોય તો તે વેપારી વર્ગ. આજે એની પાસે મોટાં મકાનો છે, પૈસો છે. એમનાં બાળકો પાસે શિક્ષણ છે અને ઉચ્ચ લોકોના સમાગમમાં આવવાથી સભ્યતા અને સ્વચ્છતા પણ છે.

### ઉદ્યોગ અને સરકારી નીતિ

આ ઉદ્યોગને ગૃહઉદ્યોગ અને નાના પાયાનો ઉદ્યોગ ગણીને આજે સરકારે જુદી જુદી સંસ્થા દ્વારા મદદ કરી છે. તે સંસ્થાઓ નીચે મુજબની છે–

(૧) જરી ઉત્પાદક સહકારી મંડળી સુરત. મંડળીના સભ્યોને તે કાચો માલ પૂરો પાડે છે અને હવે તો ઉધના ઉદ્યોગનગરમાં તાંબાના નાના સળિયા બનાવવાની રોલિંગ મિલનું બાંધકામ શરૂ કરી દીધું છે.

(૨) બીજી સંસ્થા તે પાયલોટ બ્રોકેડ સેન્ટર. ત્યાં કિનખાબ, ભરતકામ, તંછોઈ તેમ જ હિમ્રૂનું વણાટ શીખવવામાં આવે છે.

(૩) ત્રીજી સંસ્થા તે ખાદી ગ્રામોદ્યોગ જરી રેશમ કેન્દ્ર. આ સંસ્થાનો ઉદ્દેશ કારીગરોને હાથકારીગરીનો કાચો માલ પૂરો પાડવાનો તથા આ ઉદ્યોગને નવું સ્વરૂપ આપવાનો છે. આમ આ રીતે સરકાર મદદ કરે છે. સાથોસાથ આ ઉદ્યોગ એ મોજશોખનો ઉદ્યોગ છે. એટલે સરકારી આર્થિક પાસું સમતોલ કરવા આ ઉદ્યોગ પર જકાત તથા સેલ્સટેક્સ પણ નાંખવામાં આવ્યાં છે.

### ઉદ્યોગની પ્રગતિ માટે

ઉદ્યોગની પ્રગતિ માટે નીચેની બાબતો પર લક્ષ આપવાની જરૂર છે–

૧. કાચો માલ છૂટથી મળવો જોઈએ. તેના પર જે જકાત છે તે દૂર થવી જોઈએ.

૨. આજે બહુ ઓછો માલ પરદેશ જાય છે. તેમાં વધારો કરવા માટે પરદેશની ફેશન જાણી તે પ્રમાણે ડિઝાઈનનો અને સ્ટાન્ડર્ડ માલ બનાવવો જોઈએ.

૩. આપણા દેશમાં રેલવેની સારી સગવડ ન હોવાને કારણે માલ મોડો પહોંચે છે અને કોઈ વાર તો ગુમ પણ થઈ જાય છે. આમાં સરળતા અને સગવડ થવી જોઈએ.

૪. આજે તૈયાર માલ પર જકાત-સેલ્સટેક્સ સારા પ્રમાણમાં ચડે છે, તેમાં ઘટાડો થવો જોઈએ.

૫. વળી કારીગરોની સ્થિતિ ભુલાવી ન જોઈએ. તેમના સામાજિક તેમ જ સાંસ્કૃતિક જીવનના વિકાસ માટે પણ પગલાં લેવાવાં જોઈએ

ચારુલતા મનુભાઈ મહેતા

# વિજ્ઞાનની રજોટી

**૧**

### ફેફસાંના કૅન્સરનું વધુ કારણ

'અમેરિકન સોસાયટી ઑફ ક્લિનિકલ પૅથૉલૉજિસ્ટ્સ' તથા 'કૉલેજ ઑફ અમેરિકન પૅથૉલૉજિસ્ટ્સ'ની એકઠી સભામાં એવો અહેવાલ રજૂ કરવામાં આવ્યો કે, સિગરેટોની તંબાકુ તૈયાર કરવામાં નિકલનો ઉપયોગ થાય છે અને તેના અવશેષો તેમાં સારી પેઠે રહી જાય છે; પછી સિગરેટ ફૂંકવામાં આવતાં નિકલના અવશેષોની ધૂણી ફેફસાંમાં કૅન્સર કરે છે.

કેટલાય ઉંદરડાઓને દસ લાખે ચાર ભાગ એવા નિકલ-કાર્બોનિલના ધુમાડામાં ૩૦ મિનિટ સુધી અઠવાડિયામાં ત્રણ વખત રાખવામાં આવ્યા. આ પ્રયોગ ૧ વર્ષ ચાલુ રાખવામાં આવ્યો. આ પ્રથમ પ્રયોગ પછી બે કે વધુ વર્ષ બાદ તે ઉંદરોને કૅન્સરના ફોલ્લા જણાવા લાગ્યા.

વધુ સિગરેટો પીનારા જેટલું નિકલ ધૂણી ભેગું શ્વાસમાં લે, તેટલી ગણતરીથી જ ઉંદરો ઉપરનો એ પ્રયોગ કરવામાં આવ્યો હતો.

નિકલ-કાર્બોનિલ અથવા નિકલની રજકણ શ્વાસમાં લેનારા ઔદ્યોગિક કારીગરોને પણ વધુ પ્રમાણમાં આ રોગ થાય છે, એવું પહેલાંની એક તપાસમાં જણાયું હતું.

—'ઇંડિયન રીવ્યૂ', ડિસે૦, '૬૦]

—વનસ્પતિ-ઘી બનાવવામાં પણ (તેલને ઠરે તેવું બનાવવા) નિકલ ધાતુનો ઉપયોગ થાય છે. એ પ્રક્રિયા પછી એ તેલમાં રહેતા નિકલના અવશેષોને જ હાનિકારક માનવામાં આવતા હોઈ, એવા ઠારેલા તેલ કરતાં સાદું તેલ ખાવું વધુ સારું, એમ કહેવાય છે.

હવે, નિકલના અવશેષો જો ફેફસાંનું કૅન્સર ઊભું કરવામાં સીધા કારણભૂત પુરવાર થતા હોય, તો પછી વનસ્પતિ-ઘીમાં પણ નિકલના અવશેષો કયા રૂપમાં, કેટલા અંશે રહે છે તે, તથા એ અવશેષો જે રીતે ખાવામાં જાય તેનાથી કેટલા પ્રમાણમાં શું શું નુકસાન થતું હશે, એ બધી માહિતી આપણા દેશના કલ્યાણરાજ્ય પાસેથી કે તેના આરોગ્યખાતા તરફથી મળે એવી આશા રાખવી ફોગટ છે. કારણ કે, કૉંગ્રેસ પક્ષના વારંવાર આગ્રહ

છતાં નેહરુ-સરકાર વનસ્પતિ-ઉદ્યોગ બાબત કંઈ જ કરવા નથી માગતી એ ઉઘાડું છે. અને દેશનું આરોગ્યખાનું તો હવે સંતતિનિયોજન સિવાય બીજી બાબતો તરફ હમણાં લક્ષ આપી શકે તેમ નથી. એટલે લોકોએ જ સ્વ-કલ્યાણ વિચારી, આ બધા વનસ્પતિ-ઘી સંબંધી ઔદ્યોગિક અકલ્યાણથી વેગળા રહેવું એ જ ડહાપણ ન કહેવાય? ખોરાકની પદ્ધતિમાં સહેજ ફેરફાર કરી લેવાથી એ વસ્તુનો સહેજે અમલ થઈ શકે તેમ છે.

૨

### પંચવર્ષીય યોજના અને દારૂબંધીની વાતો!

બિહાર સરકારે પ્લૅનિંગ કમિશન તથા કેન્દ્ર સરકારને જણાવી દીધું છે કે, ત્રીજી પંચવર્ષી દરમ્યાન પણ તે બિહાર રાજ્યમાં સંપૂર્ણ દારૂનિષેધ દાખલ કરવા માગતી નથી. યોજનાઓ માટે જે મોટી નાણાંકીય જવાબદારીઓ રાજ્યને ઉપાડવાની છે તે જોતાં, વર્ષે ચાર કરોડની દારૂની આવક રાજ્યને જતી કરવી પાલવે તેમ નથી.

હવેનાં પાંચ વર્ષ દરમ્યાન કોઈ જિલ્લા કે વિભાગમાં ઓછી કે વત્તી દારૂબંધી દાખલ કરવાનો પણ બિહાર સરકારનો વિચાર નથી.

—'ઇંડિયન રીવ્યૂ', ડિસે૦, ૧૯૬૦]

કેટલી દૂરંદેશીથી ગાંધીજીએ કહ્યું હતું કે દારૂની આવક પર આંઠી નજર ન રાખતા. એ આવક આબાદી નથી, બરબાદી છે.

૩

### દારૂબંધી શા માટે?

અમેરિકાનાં ૧,૫૦૦ શહેરોનું ગુનાપત્રક

| ગુના | ટકા |
|---|---|
| ૧. દારૂના કાયદાનો ભંગ | ૨.૧ |
| ૨. દારૂના ઘેનમાં મોટર હાંકવી | ૫.૧ |
| ૩. ભટકણવેડા | ૩.૬ |
| ૪. હુમલાખોરી | ૩.૯ |
| ૫. છાકટાપણું | ૪૦.૬ |
| ૬. ગેરવર્તણૂક | ૧૧.૬ |
| | ૬૬.૯ |
| ૭. ચોરી-ખાતર | ૨.૨ |
| ૮. જુગાર | ૨.૨ |
| ૯. બીજા બધા ગુના | ૨૪.૬ |
| ૧૦. શંકા | ૪.૧ |
| | ૩૩.૧ |

—અર્થાત્, દારૂના વ્યસન સાથે જોડી શકાય તેવા ગુના ૬૬.૯ ટકા છે; ત્યારે બીજા બધા ગુના માત્ર ૩૩.૧ ટકા છે! દારૂથી પ્રજાની કેટલી પાયમાલી થઈ શકે, તેનું કેવું જીવતુંજાગતું પ્રમાણ!

'લિસન', નવે૦ – ડિસે૦, ૧૯૬૦]

### જેલમાં આખું લશ્કર!

અમેરિકાના ક્રાંતિયુદ્ધમાં જનરલ જ્યૉર્જ વૉશિંગ્ટને અંગ્રેજોના હાથમાંથી અમેરિકાનાં સંસ્થાનોને જેટલા લશ્કરથી મુક્ત કર્યાં, તે લશ્કર કરતાં વધુ માણસો લૉસ એન્જેલસ એકલામાં દર વર્ષે છાકટાપણા માટે કેદ પકડવામાં આવે છે! ૧૯૫૮માં ૯૫,૩૯૫ છાકટા પકડવામાં આવ્યા હતા. તેમને કેદ પકડવાનું ખર્ચ જણ દીઠ સરેરાશ ૪૩ ડૉલર આવ્યું. અર્થાત્ કુલ ૪૧,૦૧,૯૮૫ ડૉલર.

એ પકડાયેલા દરેક છાકટાને 'સીધો' કરવાનું ખર્ચ રોજના ૩.૫૦ ડૉલર આવ્યું. અર્થાત્ લૉસ એન્જેલસની ૨૪,૭૫,૦૦૦ની વસ્તીમાંથી ૨ ટકા જેટલા છાકટા લોકોને ઠેકાણે લાવવા કરવેરો ભરનારાઓને કુલ ૭૦ લાખ ડૉલર ખર્ચ વેઠવાનું આવ્યું!

અમેરિકામાં કુલ ૬ કરોડ માણસો વેપારધંધામાં કામે રોકાયેલા છે; તેમાંથી ૩ ટકા જેટલા લોકો તો દારૂના વ્યસની-રોગી છે. દરેક વ્યસની-રોગી વર્ષના સરેરાશ ૨૨ કામકાજના દિવસો ગેરહાજર રહે છે; અર્થાત્ વ્યસની-રોગીઓથી દેશને દર વર્ષે ૧ અબજ ડૉલર નુકસાન થાય છે.

—'લિસન', નવે૦–ડિસે૦, ૧૯૬૦]

૪

### ભારતમાં નીતિ-સદાચાર

તાજેતરનાં વર્ષો દરમ્યાન ભારતમાં નીતિ-સદાચાર તૂટી પડવા લાગ્યાં છે. મુંબઈના એક પોલીસ-કર્મચારીના જણાવ્યા મુજબ, "દર અઠવાડિયે પુરુષો જેમનું અપહરણ કરી જતા હોય છે તેવી છોકરીઓની મદદ માટેની ૫૦ ચીસો અમને સાંભળવા મળે છે."

ઉત્તરપ્રદેશના મુખ્ય પ્રધાન સંપૂર્ણાનંદે આજના જુવાનોનાં ચિત્તને 'પાગલખાનું' કહીને વર્ણવ્યાં છે.

ન્યૂ દિલ્હીની એક છોકરીએ દર્શાવ્યું કે, આજકાલ જુવાન છોકરીને તેની ગુણવત્તા કે તેના સારા દેખાવને કારણે નોકરી નથી મળતી, પરંતુ "તે પોતાના શેઠને

કેટલી હદ સુધી અનુકૂળ થવા તૈયાર છે," એ વડે મળે છે.

—'અવેક', ૮–૧૧–'૬૦]

૫

માથા દીઠ આવકમાં ઘટાડો

લોકસભામાં તા. ૩૦ નવેમ્બરના રોજ જવાબ આપતાં શ્રી. સાદતઅલીખાને જણાવ્યું કે, ૧૯૫૮–'૫૯ કરતાં ૧૯૫૯–'૬૦માં માથા દીઠ આવકમાં ઘટાડો થયો છે. ૧૯૫૮–'૫૯માં માથા દીઠ વાર્ષિક આવક રૂ. ૨૯૩.૬ હતી; ત્યારે ૧૯૫૯–'૬૦માં તે રૂ. ૨૯૧.૩ થઈ.

ખેતીવાડી-ઉત્પાદનમાં પ્રતિકૂળ હવામાનને કારણે આ વર્ષે ૩.૯ ટકા ઘટાડો થવાથી રાષ્ટ્રીય આવકમાં આ ઘટાડો થયો કહેવાય. અર્થાત્ આપણા યોજનાકારો ૭૦ ટકા લોકોના આધારરૂપ ખેતીવાડીના ઉત્પાદનને સ્થિર કરી આપી શકતા ન હોય, તો પછી તેમની યોજનાઓ દેશની ભારે બહુમતીને શા કામની છે?

તેમાંય જો માથા દીઠ આવકનું જુદા જુદા ધંધાદારી વર્ગોની દૃષ્ટિએ પૃથક્કરણ કરવામાં આવે, તો જણાશે કે, ખરેખરો માર ખેત-મજૂરો અને બીજા ગરીબમાં ગરીબ લોકોએ જ ખાધો છે. સામાન્ય વર્ષોમાં પણ ખેત-મજૂરોની આવક રાષ્ટ્રીય આવકના દરના પ્રમાણમાં ઓછી રહે છે. અર્થાત્, આપણી યોજનાઓ અસમાનતા દૂર કરવા તરફ જવાને બદલે ચાલુ અસમાનતાને વધારવા તરફ જ આપણને લઈ જતી લાગે છે.

—'વિજિલ', ૧૦–૧૨–'૬૦]

૬

એક કબૂલાત!

આચાર્ય કૃપાલાનીએ એવી ફરિયાદ કરી કે, સરકારી નોકરો ગ્રામ-જનતા સાથે ભળી જતાં અચકાય છે. તેનો તા. ૨૬–૧૧–'૬૦ના રોજ મહારાષ્ટ્રના એક અમલદારે જવાબ આપતાં ગ્રામજનતા સાથે ભળી શકવામાં સરકારી નોકરોને અનુભવવી પડતી કેટલી 'વ્યાવહારિક મુશ્કેલીઓ'નો ઉલ્લેખ કર્યો. મોટે ભાગે તેમના પોતાના જ શબ્દોમાં તે મુશ્કેલીઓ આ પ્રમાણે છે—

(૧) શહેરી ભૂમિકાવાળો સરકારી નોકર રોજિંદા જીવનમાં શહેરી જીવનની સગવડિયતોથી ટેવાયેલો હોઈ, દેશના કોઈ પણ ગામડામાં જોવા મળતી ગંદકી અને દુર્ગંધથી, તથા સામાન્ય ગામડિયાના અમાનુષી જીવનધોરણથી ત્રાસી ઊઠે છે. શહેરી માણસ એ બધું થોડા દિવસ માટે પણ સહન ન કરી શકે તેવું હોય છે.

(૨) ગામડાના લોકોનો ખોરાક પણ શહેરી માણસની સ્વાદવૃત્તિને અનુકૂળ આવે તેવો હોતો નથી . . . . ચારે બાજુની ગરીબાઈ અને દુઃખ . . . ગંદાં કપડાંની દુર્ગંધ . . . ટૂંકમાં સમગ્ર ચિતાર એવો હતાશ કરી મૂકે તેવો હોય છે કે, એ પરિસ્થિતિમાં સરકારી નોકર ભાવનાથી પ્રેરાઈને રહે અને કામ કરે, એવું પ્રામાણિકપણે બનવું અશક્ય છે.

(૩) ગામડાંના લોકો સરળ-ચિત્ત, પ્રમાણિક, પરોપકારની ભાવનાવાળા ઈ૦ છે એવું માનવું ખોટું છે. . . આપણને ગામડામાં તો એક એવું લુચ્ચું પ્રાણી સામું જોવા મળે છે કે જે બરાબર સમજતું હોય છે કે શહેરના બાંધા માણસને સહેલાઈથી ભરમમાં નાખી શકાય છે! તે પોતાના સ્વાર્થી આર્થિક લાભ સિવાય બીજા કશાની પરવા જ કરતું હોતું નથી. ગામડાંમાં કદીક પણ કશાં માનવમૂલ્યો અસ્તિત્વ ધરાવતાં હશે, તો તે ક્યારનાં લુપ્ત થવા લાગ્યાં છે.

(૪) આ ભૂમિકામાં કોમ્યુનિટી-પ્રોજેક્ટના બધા કાર્યક્રમોની નિષ્ફળતા માટે માત્ર સરકારી નોકરને જ દોષિત ઠરાવવો, એ સમજી ન શકાય તેવી બાબત છે.

બ્રિટિશ સરકારે પોતાની કેળવણી દ્વારા, ધૂળમાં હાથ ઘાલી મેલો થતાં ડરનારો તથા ટેબલ-ખુરશીએ બેસીને જ કામ કરવાનું જાણનારો વર્ગ સર્જ્યો છે. તે વર્ગના નોકરો દ્વારા સરકાર ગામડાંના ૯૦ ટકા માણસોનું જીવન-ધોરણ સુધારવા ઇચ્છા રાખે, તે કેવી અશક્ય વાત છે, તે આ અમલદારના ખુલ્લા દિલના પત્ર ઉપરથી સમજાય છે. પરિણામે આપણી બધી યોજનાઓ થોડીક મોટી અને દેખાડની વસ્તુઓ પૂરતી જ મર્યાદિત રહે છે અને અફાટ જનતાના કલ્યાણ માટે ઝમીને તેમના સુધી ઊતરવામાં તથા તેમની પોતાની તથા દેશની સમૃદ્ધિ માટે તેમનામાં તમન્ના ઊભી કરવામાં નિષ્ફળ જ જાય છે. માણસ ગમે તેવો હલકી સ્થિતિનો હોય, પરંતુ સરકારી નોકરી મળે અને ટેબલ-ખુરશી ઉપર બેસવાનું આવ્યું,

કે આંખના એક પલકારામાં જ તે 'શહેરી' 'સાંબવોક' બની જાય છે. પછી તેનો એકમાત્ર ધંધો ફાઈલોને આરામપૂર્વક આગળ ધકેલ્યા કરવાનો બની રહે છે.

—'વિજિલ', ૧૦–૧૨–'૬૦]

### ૭
### રોજની ૧,૮૦૦ કૅલરી

મહેનતુ માણસને રોજની ૩,૦૦૦ થી ૩,૫૦૦ કૅલરી ભોજનમાંથી મળી રહેવી જોઈએ; સામાન્ય માણસને ૨,૫૦૦ થી ૩,૦૦૦. પરંતુ ભારતમાં સરેરાશ માથા દીઠ ૧,૮૦૦ કૅલરી ભોજનમાંથી મળે છે. આમાં તો જેઓ શારીરિક શ્રમ નથી કરતા અને છતાં જેમને જોઈએ તે કરતાં વધુ કૅલરીઓવાળું ભોજન મળે છે તેઓ પણ આવી ગયા. એટલે ખરેખર મહેનતુ તથા ગરીબ માણસોને તો કેટલી ઓછી કૅલરી મળતી હશે! છતાં અનાજના ઉત્પાદનને આપણી યોજનાઓમાં ઘટતું સ્થાન મળે છે ખરું?

'ભિષગ્ભારતી', ડિસે૦, ૧૯૬૦]

### ૮
### ચાંદીનો રોગ

બ્રિટિશ આરોગ્યખાતા તરફથી પ્રસિદ્ધ થયેલા અહેવાલમાં જણાવ્યું છે કે, બ્રિટનમાં ચાંદીનો રોગ ઝડપથી વધતો જાય છે. ખાસ કરીને ૧૮ થી ૧૯ વર્ષની ઉંમરનાં જુવાનિયાંમાં એ વધારો વધુ થયો છે. સ્ત્રીઓમાં ૨૭.૯ ટકા અને પુરુષોમાં ૩૬.૩ ટકા.

'લિંક', ૨૭–૧૧–'૬૦]

### ૯
### આધુનિક શસ્ત્રો

"ગ્રીક લોકો પોતાના ભાલાઓ અને તરવારોથી બહુમાં બહુ તો એટલું જ કરી શકયા કે, તેઓએ પોતાની સંસ્કૃતિ છિન્નભિન્ન કરી નાંખી અને પોતાનાં સ્થાનિક રાજ્યો હાથમાંથી જવા દીધાં. પરંતુ આપણાં અણુશસ્ત્રો વડે આપણે તેથી પણ વધુ કરી શકીએ તેમ છીએ: આપણે માનવજાતનો અંત લાવી શકીએ છીએ."

આર્નોલ્ડ ટૉયન્બી

—'અવેક', ૮–૧૧–'૬૦]

### ૧૦
### એશિયાઈ દેશોમાં શાળાઓ

"હવે લાખો અને અબજોની સંખ્યાથી ટેવાયેલા આજના જમાનાના આપણ લોકોને મોટી સંખ્યા કહેવાથી કશો ચમકારો લાગતો નથી. પણ અહીં જે અજ્ઞાન રહેતાં બાળકોની મોટી સંખ્યાની વાત કરીએ છીએ, તે તો દરેક એક એવા મનુષ્ય-જીવનની વાત છે, કે જેનું ભવિષ્ય કેવું ઉજ્જ્વળ કે આખા વિશ્વની દૃષ્ટિએ મૂલ્યવાન નીવડે, તે કહી જ ન શકાય!

"છતાં અફઘાનિસ્તાન, બ્રહ્મદેશ, કંબોડિયા, સિલોન, ભારત, ઇંડોનેશિયા, ઈરાન, કોરિયા, લાઓસ, મલાયા, નેપાલ, પાકિસ્તાન, ફિલિપાઈન્સ, થાઈલૅન્ડ અને વિયેટનામ —એ ૧૫ એશિયાઈ દેશોમાંનાં ૧૩ કરોડ બાળકોમાંથી લગભગ અર્ધાને કેળવણીની તક જ મળતી નથી."

કોરિયામાં ૬ થી ૧૨ વર્ષની ઉંમરનાં બધાં બાળકો શાળાએ જાય છે. થાઈલૅન્ડમાં ૭ થી ૧૪ વર્ષની ઉંમરનાં લગભગ બધાં બાળકો શાળાએ જાય છે. પરંતુ વિયેટનામ, ભારત, પાકિસ્તાન, ઇંડોનેશિયા અને ઈરાનમાં ૧૦માંથી માત્ર પાંચ બાળકો શાળાશિક્ષણ મેળવવા ભાગ્યશાળી બને છે. બાકીનાં અર્ધાં (ગામડાંનાં હોય તો) કાંતો ખેતરમાં કે ઘેર ધૂળ-ધમા જડ મજૂરી કરે છે, અથવા (શહેરનાં હોય તો) શેરીમાં રખડે છે.

અફઘાનિસ્તાન, લાઓસ અથવા નેપાલમાં દર ૧૦માંથી ૭ અથવા ૮ બાળકો શાળાકીય શિક્ષણથી વંચિત રહે છે. એશિયાનાં કેટલાંક રાજ્યો તો ૧૫ વર્ષથી સ્વતંત્ર થયાં છે, છતાં ત્યાં કેળવણીની બાબતમાં 'રુક જાઓ' કે 'ધીરે ચલો'ની પરિસ્થિતિ જ પ્રવર્તે છે.

નાના બાળકને ઘેરથી શાળાએ જતાં એકાદ માઈલ ચાલવું પડે, તો તેમાં બહુ વાંધા જેવું ન ગણાય. અર્થાત્ ૩ થી ૫ ચોરસ માઈલના વિસ્તારમાં એક શાળા જોઈએ. પરંતુ કોરિયા, પાકિસ્તાન, થાઈલૅન્ડ અને મલાયામાં ૭, ૮, અથવા ૧૦ ચોરસ માઈલે એક શાળા છે. બ્રહ્મદેશ અને નેપાળમાં ૨૩ ચોરસ માઈલ કે તેથી પણ વધુ વિસ્તારમાં એક શાળા આવે છે; અને ઈરાનમાં તો ૭૫ ચોરસ માઈલે એક.

એવી ગણતરી છે કે, ભારતમાં બાળકના ઘેરથી ૧૫ માઈલના વિસ્તારમાં શાળા હોય તે રીતે શાળાઓ

પૂરી પાડવા માટે ૧૯૬૨ પહેલાં ૧,૮૦,૦૦૦ નવી શાળાઓ બાંધવી જોઈએ. (—કે જે બની શકે એવું ત્રીજી પંચવર્ષીવાળા પણ માની શકતા નથી.)

ભારત, પાકિસ્તાન અને ઈરાનમાં છોકરીઓની સંખ્યા શાળામાં ૫૦ ટકાથી ઓછી હોય છે; બીજા દેશોમાં જ્યાં ૧૦ કે ૧૨ ટકા છોકરાં જ શાળાએ જાય છે, ત્યાં દર દસ છોકરાઓએ એક છોકરી જ શાળાએ જાય છે.

—'કોરિયર', નવે૦, ૧૯૬૦]

૧૧

*સંઘરવાનું નુકસાન*

એવી ગણતરી છે કે, આખી દુનિયામાં થઈને, સંઘરેલા અનાજને ઉંદર, જીવજંતુ અને ફૂગથી દર વર્ષે ૩ કરોડ ૩૦ લાખ ટન જેટલું નુકસાન થાય છે.

—'અવેક', ૮–૧૧–'૬૦]

૧૨

ત્રીજી યોજનાનું વલણ

ત્રીજી યોજનામાં ૨/૩ જેટલી મૂડી જાહેર વિભાગમાં રોકવાની છે. હવે, જાહેર વિભાગમાં ૩/૪ જેટલું રોકાણ ખેતીમાં નહિ—એવાં ક્ષેત્રોમાં થવાનું છે. અર્થાત્ એક બાજુ આપણા ૭૦ ટકા લોકો જમીન ઉપર મજૂરી કરીને જીવી રહ્યા છે; પરંતુ ત્રીજી યોજનાનું ૨/૩ જેટલું રોકાણ ખેતી માટે નથી થવાનું!

—શ્રી. એમ. આર. મસાણી

—લોકસભા ૨૪–૮–૧૯૬૦]

૧૩

વીજળીનાં વજ્ર

પૃથ્વી ઉપર દરેક સેકંડે ૧૦૦ જેટલાં વીજળી-વજ્રો પડે છે. દરેકમાં વીજળીના લાખો-કરોડો વોલ્ટ હોય છે અને ૧,૦૦૦ થી ૩,૪૦,૦૦૦ ઍમ્પિયર વિદ્યુત્પ્રવાહ હોય છે.

—'સાયન્સ ડાઈજેસ્ટ', નવે૦, '૬૦]

૧૪

*બ્રિટન–અમેરિકા–પાકિસ્તાન*

રાષ્ટ્રસંઘની સામાન્ય બેઠકે પોર્ટુગલનાં ગોવા વગેરે સંસ્થાનોને, તેના મહારાજ્યના પ્રાંતો તરીકે ગણવાનું નામંજૂર રાખી, અ-સ્વાયત્ત પ્રદેશો તરીકે જાહેર કર્યાં છે. અર્થાત્ એ પ્રદેશોના રાજકીય, આર્થિક અને સામાજિક વિકાસમાં રાષ્ટ્રસંઘને પોતાને રસ છે તથા તે પ્રદેશો અંગેનો અહેવાલ તેને મળતો રહેવો જોઈએ, એમ પોર્ટુગલને સીધેસીધું કહેવામાં આવ્યું. અલબત્ત પોર્ટુગલ એ વસ્તુ નાકબૂલ રાખવાનું, એ તો જાણીતી વાત છે. પરંતુ દુનિયાના દેશોનો અભિપ્રાય એ અંગે શો છે, તે તો જાહેર થયું; અને ત્યાંની પ્રજાને સ્વાતંત્ર્ય માટેની પોતાની લડત માટે દુનિયાની બીજી પ્રજાઓનો નૈતિક ટેકો પણ મળ્યો કહેવાય.

પરંતુ રાષ્ટ્રસંઘના આ ઠરાવ ઉપર બ્રિટન, અમેરિકા અને પાકિસ્તાને મત આપ્યો નહિ. બ્રિટન જે રીતે ભારત તથા આફ્રિકાના બીજા દેશો સાથે વર્ત્યું છે, તે જોતાં તેનું પોર્ટુગલની બાબતમાં આમ તટસ્થ રહેવું એ તેના મિત્રોને મૂંઝવનારું થઈ પડશે. એવું જ સ્વાતંત્ર્ય-પ્રેમી અમેરિકાનું પણ ગણાય. અલબત્ત, ડલેસે તો આ બધાં સંસ્થાનોને પોર્ટુગલના પ્રાંતો તરીકે મંજૂર જ રાખ્યાં હતાં, તે કરતાં અત્યારે અમેરિકાએ કંઈક પોતાના અભિપ્રાયમાં સુધારો બતાવ્યો કહેવાય. છતાં વિશ્વશાંતિને જોખમાવે તેવી આ બાબતમાં અમેરિકાએ આવું વલણ રાખવું એ યોગ્ય તો ન જ કહેવાય.

પણ પાકિસ્તાન? વિશ્વની વર્તમાન પરિસ્થિતિ સાથેનો સંબંધ ખોઈ બેઠેલાં પોર્ટુગલ જેવાં રાજ્યો માટે પાકિસ્તાન સહાનુભૂતિ બતાવે, એમાં આપણને નવાઈ જેવું ભાગ્યે જ લાગે.

—'લિંક', ૧૮–૧૨–'૬૦]

૧૫

નવું અને જૂનું!

ગુજરાતના ગવર્નર જ્યારે સોમનાથના મંદિરના પ્રવાસે ગયા, ત્યારે તેમને જણાયું કે, પાંચ વર્ષ ઉપર જ નવા બાંધેલા આ મંદિરના પથ્થરનાં કોતરકામ ઉપર આબોહવાની અસર થવા લાગી હતી અને તેઓ ખરી પડવા લાગ્યાં હતાં. જ્યારે મહમુદ ગીઝનીએ તોડી પાડેલા જૂના મંદિરનાં તૂટેલાં કોતરકામ સૈકા પહેલાં જેવાં હતાં તેવાં જ હતાં!

—'લિંક', ૧૮–૧૨–'૬૦]

ઓ૦,

# ગુજરાત વિષે જાણવાં જેવું

[ગુજરાત વિષેના જાણવા જોગ કેટલાક આંકડા અહીં જુદા તારવ્યા છે. વાચકને તે ઉપયોગી તથા રસિક લાગશે.]

મુંબઈ નગરમાં વસતા ગુજરાતીઓની સંખ્યા ૫,૬૫,૯૭૯ છે. ત્યારે ગુજરાતના પાટનગર અમદાવાદમાં ૫,૬૨,૯૨૪ ગુજરાતી વસે છે!

ગુજરાતની ૧,૬૨,૬૨,૧૩૫ જેટલી વસ્તીમાં ૮૫ ટકા લોકો વેપારી અને ઉદ્યોગપતિઓના આશ્રિત નથી.

૩૬ લાખ લોકો આદિવાસી છે, અને વન-પર્વતમાં રહે છે. ગુજરાતના ૧૭ જિલ્લાઓમાંથી છ જિલ્લા વન-પર્વતથી ભરેલા છે.

ગુજરાતની વસ્તીના ૫૭ ટકા લોકો ખેતી કરે છે. છતાં અહીં કેવળ પાંચ ટકા જમીન સીંચાઈની સગવડવાળી છે.

૨૫ લાખ ગુજરાતી ભારતનાં અન્ય રાજ્યો, પાકિસ્તાન, મધ્યપૂર્વ આફ્રિકા, દૂરપૂર્વ અને યુરોપમાં ફેલાયા છે.

પૂર્વ અને મધ્ય આફ્રિકાના હિંદીઓમાં ૯૦ ટકા ગુજરાતી છે.

ગુજરાતમાં પરદેશોથી કમાઈને દર વર્ષે દોઢ અબજ રૂપિયા આવે છે.

ગુજરાતમાં નહેરો અને પાકી સડકો નહીંવત્ છે.

ગુજરાતમાં સાડાત્રણ હજાર યાંત્રિક કારખાનાં છે; તેમાં સવા ત્રણ લાખ લોકોને રોજી મળે છે.

મોટી મોટી નદીઓ છતાં અહીં ઔદ્યોગિક શકિતના ઉત્પાદન માટે બિલકુલ વ્યવસ્થા થઈ નથી. ગુજરાતનાં હજારો કારખાનાં માટે બહારથી રેલવે દ્વારા મોંઘો કોલસો જ આવે છે. દૂરથી આવતો હોવાને કારણે તે કોલસો ત્રણ ગણો મોંઘો પડે છે.

ગુજરાતનાં કારખાનામાં મજૂરી કરવા ગુજરાતના જ મજૂરો પૂરતા નહીં મળતા હોવાથી તેમાં ઉત્તર પ્રદેશ, મધ્યપ્રદેશ, રાજસ્થાન અને મહારાષ્ટ્રના મજૂરો લેવાય છે. તે બહારના લોકોમાં મુખ્યત્વે ગુજરાતના સામ્યવાદીઓ પોતાનો પ્રચાર વધારી રહ્યા છે. અમદાવાદમાં કુલ બે લાખ મજૂરો છે,

ગુજરાતમાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ (૧૯૫૧ની ગણતરી અનુસાર) ૨૫.૮ ટકા છે.—કેરલ છોડીને આખા ભારતમાં ગુજરાતનો બીજો નંબર છે. બંગાળમાં ૨૪.૬ ટકા અને મહારાષ્ટ્રમાં ૨૧ ટકા છે. ગુજરાતમાં ૧૫ ટકા સ્ત્રીઓ ભણેલી છે.

ગુજરાતમાં અનાજ ઓછું વવાય છે. આખા ભારતની કપાસની ખેતીના ૧૦ ટકા દક્ષિણ ગુજરાતમાં જ વવાય છે.

ગુજરાતમાં ૧૧૨ મિલો છે (ભારતમાં કુલ ૫૧૧ છે). તેઓ દેશના વસ્ત્ર-ઉત્પાદનના ત્રીજા ભાગ જેટલું કાપડ પેદા કરે છે.

સૌરાષ્ટ્રમાં ભારતની મગફળીના કુલ પાકનો બે-તૃતીયાંશ ભાગ પેદા થાય છે. બીજાં તેલીબિયાં તો ગુજરાતના લગભગ બધા હિસ્સાઓમાં વવાય છે. તેલ કાઢવાની ૩૧૦ મિલો ગુજરાતમાં છે, અને વનસ્પતિ-ઘી બનાવવાનાં ચાર કારખાનાં છે.

મધ્ય ગુજરાતમાં વરસે ૨૫ હજાર ટન તમાકુ ઉત્પન્ન થાય છે.

ગુજરાતનાં નાનાં મોટાં બાવન બંદરો છે.

એક લાખથી વધુ વસ્તીવાળાં છ શહેર છે: અમદાવાદ, સુરત, વડોદરા, ભાવનગર, રાજકોટ, જામનગર.

•ગુજરાતનું ક્ષેત્રફળ ૭૨,૧૩૮ ચોરસ માઈલ છે. (તેમાં સૌરાષ્ટ્ર — ૨૩,૪૭૫ ચોરસ માઈલ છે અને કચ્છ ૧૬,૭૨૯ ચોરસ માઈલ છે.) ગુજરાત રાજ્ય ક્ષેત્રફળને હિસાબે બિહાર, ઓરિસા, મદ્રાસ, પંજાબ અને બંગાળથી મોટું છે. વસ્તીને હિસાબે તે પંજાબ, રાજસ્થાન, ઓરિસા, આસામ અને કેરલથી મોટું છે.

ગુજરાતમાં ૧૮,૭૨૯ ગામડાં છે, તથા ૨૪૩ કસબા તથા શહેર છે. ૧૭ જિલ્લા છે.

દક્ષિણ ગુજરાતમાં વરસાદ ૬૦ થી ૮૦ ઇંચ, મધ્ય ગુજરાતમાં ૩૫ થી ૪૦ ઇંચ, ઉત્તર ગુજરાત અને સૌરાષ્ટ્રમાં ૨૦ થી ૩૦ ઇંચ, તથા કચ્છમાં ૧૦ થી ૨૦ ઇંચ થાય છે.

ઉષ્ણતામાન ૫૦ અંશ શિયાળામાં અને ઉનાળામાં ૧૦૫ અંશ ફેરન૦ થાય છે.

ભારતના કુલ ૩૫૩૫ માઈલ દરિયાકિનારાનો ચોથો ભાગ (૯૨૫ માઈલ) ગુજરાતમાં છે.

ગુજરાતમાં રેલવે લાઈન ૩૩૦૭ માઈલ છે. (૫૪૩ માઈલ મોટી, ૨૦૩૯ માઈલ મધ્યમ અને બાકીની નાની.)

ગુજરાતમાં ત્રણ યુનિવર્સિટીઓ અને ૭૦ કૉલેજો છે.

—'વિશાલ ભારત', સપ્ટે૦ '૬૦]

# નવું વાચન

**કન્યારત્ન ભા. ૧–૨ [અલગ]** : લે૦ 'સોપાન'; પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ ૨; પૃ૦ ૩૮૨, ૩૭૮; કિં૦ ૬.૦૦ + ૬.૦૦.

અમદાવાદ નજીક ગોમા નદી ઉપર રાજગઢ નામે ગામ છે. ત્યાં સાત ધોરણની શાળામાં મુખ્ય શિક્ષક તરીકે કામ કરતા [ હવે નિવૃત્ત ] પ્રભુદાસ માસ્તર અને તેમનાં ધર્મપત્ની જમનાબા.

તેમને બે દીકરા, જયંતભાઈ અને કાંતિભાઈ, તથા ત્રણ દીકરીઓ, જયાબહેન, પ્રજ્ઞાબહેન અને છેલ્લી કીર્તિદા. એ કીર્તિદા આ પુસ્તકનું 'કન્યારત્ન' છે. (ભા. ૨, પૃ૦ ૧૪૮) જન્મીને મોટી થયે જાણે એ પોતાના કુટુંબની આ બધી કથા બચપણથી માંડીને છેવટ સુધીની કહેતી હોય, તેમ પહેલે પાનથી એ વાત મંડાઈ છે.

બધાં છોકરાં અમદાવાદ રહી ભણતાં હોય છે; અને પ્રજ્ઞા થોડુંક અને કીર્તિદા વધારે, પોતાનું ભણતર મુંબઈમાં પણ વધારી આવે છે.

આઝાદીનો સંગ્રામ પૂરો થઈ ગયા પછીની આ વાત છે; છતાં આખી વાર્તામાં કોઈ પાત્રના મનમાં પણ એ આખી ક્રાંતિના પડઘા સંભળાતા નથી. આઝાદી બાદ દેશમાં જે નવસર્જન ચાલી રહ્યું છે, તેનો પવન પણ ઘરના ઓરડાની શાંત જ્યોતને ઉલ્લેખ પૂરતોય કંપાવતો નથી. બધું જાણે આ કુટુંબોની કક્ષાની બહારનું — અન્ય લોકનું છે!

એ જાતના એક મધ્યવર્ગી કુટુંબની કન્યાઓ આઝાદ દેશમાં પોતાના જીવન વિષે કે જીવનકાર્ય વિષે કેવી રીતે વિચાર કરે, તેનું આ નિરૂપણ છે. એ આખું નિરૂપણ વાર્તારૂપે રજૂ કરવામાં લેખકની કલમની કુશળતા છે. તેમાં સામાન્ય અર્થમાં લગ્ન-પ્રણયનાં કશાં ખાસ 'ઘમસાણ' નથી. આર્થિક ઘમસાણ તો ક્યાંય છે જ નહિ. આ પાત્રોને એની કશી ચિંતા કે પંચાત જ નથી. છોકરીને મુંબઈમાં રહીને નૃત્ય–ચિત્ર–સંગીત શીખવું હોય, તો કુટુંબનું નહિ તો મુકુંદભાઈ અને વત્સલાબહેન જેવાં ભલાં–નિઃસંતાન દંપતી-ઓનું ઘર ઉઘાડું જ છે!

એટલે આર્થિક ચિંતા જેમને કરવાની નથી, તથા આઝાદીના સંગ્રામ અંગે કે આઝાદી બાદના રાષ્ટ્રીય પ્રશ્નો અંગે જેમને ખાસ કશું લાગતું વળગતું નથી, માત્ર સાંસ્કારિક એટલે નૃત્ય, સંગીત, નાટક, ભણતર એવી પ્રવૃત્તિઓ તથા સામાજિક એટલે લગ્નવિષયક પ્રશ્નો જેમને કંઈક સમસ્યા જેવું ઊભું કરે છે, એવાં જુવાનિયાં કે પ્રૌઢ સ્ત્રી–પુરુષોની આ વાત છે.

એવાં પાત્રોની એવી મથામણની વાર્તા ન સંભવી શકે એવું નથી. એના પુરાવા રૂપ આ લગભગ આઠસો પાન છે, એમ માનો.

શ્રી. સોપાનનાં આ 'રત્નો'ની મૂંઝવણ અને મથામણ બીજી રીતે યથોચિત રજૂ થઈ છે. કર્મયોગી-સંન્યાસી કે શાંતિનિકેતન આમાં ન આવે એ બને જ નહિ; પણ મુખ્યત્વે નૃત્ય–નાટકનો તખ્તો એ જ આની મુખ્ય ભૂમિકા છે. પાંડીચરી આમાં નથી આવતું. બીજાં લેબલોની ચિંતા આ 'લિબરલ' વાર્તા અંગે અસ્થાને છે.

જયંતી, જગન્નાથ વગેરે જુવાનો લગભગ ન પરણવાના ઉમેદવાર છે; છતાં જયંતીને 'સુભગા'ને ખાતર તેની સાથે પરણવું પડે છે. જગન્નાથ પરણતો નથી. છતાં સુભગા, પ્રજ્ઞા વગેરે માટે તેની વૃત્તિ અણછાજી નથી. બીજી બાજુ રમાકાંત, સુરેશ, દિનેશ એ જુદી જાતનાં પાત્રો છે. તેમની લગ્નસમસ્યાઓ પણ એ રીતની જુદી છે.

પણ ખાસ તો જયા–પ્રજ્ઞા–કીર્તિદા એ ત્રણની 'પરણું' –'ન-પરણું' એ જાતની સમસ્યાઓને અંગે જ આ નવલકથા વિસ્તરે છે. અને એ વિસ્તાર સાધવામાં જ લેખકનો ખરો કસબ તથા ખરી સફળતા રહેલાં છે.

સામાન્ય પ્રેમપ્રસંગ અને લગ્નની આ વાત હોત, તો તેમાં કશી નવીનતા ન હોત. પરંતુ આઝાદ ભારતમાં હવે સંસ્કારી, વિચારવંત કન્યાઓ દેશના તખ્તા ઉપર આવવાની. અને લેખક એવાં પાત્રોનું અસ્તિત્વ વાર્તા પૂરતુંય કલ્પી શક્યા એ આનંદની વાત છે. એવાં પાત્રો અને એમની સમસ્યાઓ કેમ ન હોય? લગ્નને કે પ્રેમને માત્ર પશુધર્મની આવશ્યકતાથી બહાર વિચારવા–જોવાની દૃષ્ટિ આઝાદ હિંદમાં થોડાંક પાત્રો પણ ન ધરાવે, તો ખરેખર નિરાશ થઈ જવાય.

લેખકે વાચકને એ નિરાશામાંથી ઉગારી લીધા છે. માત્ર વાર્તાના ફલક ઉપર ચીતરાયેલાં આ પાત્રો 'विपुला च पृथ्वी' ને ન્યાયે આપણા ગુજરાતી સમાજમાં છે જ નહિ હોય એમ ન કહી શકાય. ખરેખર હશે તોપણ તેમને આ જાહેર વાર્તાપટ ઉપર લાવવા બદલ લેખકને અભિનંદન.

પુનર્મુદ્રણ પામતી આ વાર્તા માટે અત્યારની ઘડીએ વિશેષ કંઈ કહેવાનું હોય નહીં. વાર્તાનું પ્રકાશન પણ ખાસ ચીવટથી થયું છે. પરંતુ અશુદ્ધ–શુદ્ધ એવાં જોડકાંના ક્રમે નીચે કેટલીક ભૂલો એટલા માટે બતાવી છે કે, આવા ગંભીર પુસ્તકનુંય શુદ્ધ પ્રકાશન આપણા પ્રકાશન–તખ્તા ઉપર હજુ કેટલી દૂરની વાત છે! કેટલીય પ્રકાશન–સંસ્થાઓ તથા લેખકો જાણે કે અશુદ્ધ પુસ્તકો પ્રગટ કરવાની બાબતમાં હોડમાં ઊતર્યાં છે!

ગયું–થયું, ઘજી–ધૂજી, મરી–મારી, વિચાતી–વિચારતી, પણીનો–પાણીનો, વતોમાંથી–વાતોમાંથી, પ્રજ્ઞબેન–પ્રજ્ઞાબહેન,

મર્ગ-માર્ગ, ઢંઢોળતતી-ઢંઢોળતી, સમચાર-સમાચાર, દષ્ટિએ -દૃષ્ટિએ, એપણું-આપણું, સાંજળવા-સાંભળવા, કલાકાનાં-કલાકારનાં, નેનું-તેનું, સંબંબ-સંબંધ, મુદ્દલે-મુદ્દલ, દિવસની દિવસથી, દષ્ટિએ-દૃષ્ટિએ, નંદનિની-નંદિનીની, જવાબા-જવાબ, તમૃતે-તમને, દિવસોચાં-દિવસોમાં શુભગા-સુભગા. આ બધી ભૂલો તો છાપભૂલો કહેવાય તેવી છે. પરંતુ બહુવચનના શબ્દોમાં અનુસ્વારોની તથા સંસ્કૃત શબ્દોના હ્રસ્વ-દીર્ઘની ભૂલો છે એવી ગણી શકાય તેવી નથી. તે પણ અનેક છે. તે ગણાવી જગા રોકવી ઠીક નથી.

આ વાર્તા ગુજરાતનાં સૌ વિચારવંત યુવાન-યુવતી વાંચવાનું નહિ ચૂકે, એવી આશા રાખીએ.

'વાચક'

**અગનખેલ** : લે૦ સારંગ બારોટ; પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ-૨; પૃ૦ ૨૫૨; કિં૦ ૪.૦૦.

સિનેમાની નટનટીઓ તરફના 'આંધળા આકર્ષણથી ઘેરાયેલા' 'આપણા' યુવાન વર્ગને ફિલ્મની 'અંદરની દુનિયામાં' ડોકિયું કરાવવાને ભલા ઇરાદે, ફિલ્મ લાઈનના 'જાતઅનુભવ'વાળા લેખકે આ નવલકથા લખી છે. અલબત્ત, એ સિવાયના વર્ગ માટે પણ 'યોગ્ય' બને એની ચીવટ તેમણે રાખી છે; અને 'ગુજરાતને' આ નવલકથા ગમે, તો 'આ જ વાતાવરણની બીજી નવલકથા' રચવાની હોંશ લેખકને થશે એમ જણાવ્યું છે.

ફિલ્મની દુનિયામાં 'અંદર' આપણને સૌને પહોંચાડવા લેખકે એક ચાલુ યુક્તિ અજમાવી છે: વાર્તાલેખનની શક્તિ વાળો બનારસનો એક જુવાન કુંદન, જેનો બાપ કાશીનો ધર્મનિષ્ઠ પંડિત હતો, તથા જેને ગુલશન નામની વેશ્યાપુત્રી સાથે પ્રેમમાં પડવા બદલ બાપે ઘરમાંથી હાંકી કાઢ્યો હોય છે – તે પોતાના મિત્રના પિતાની ઓળખાણથી મુંબઈના એક શેઠ દીનદયાળના મહેમાનખાનામાં આશરો મેળવે છે. તે શેઠનો પુત્ર શ્રીકાંત લેખક તરીકે બહાર આવવા ઇચ્છતો હોય છે, તે આ સાહિત્યકારને અપનાવે છે. પછી આ સાહિત્યકારને ફિલ્મી દુનિયાનો મુકરજી, શ્રીકાંત ઉપર વર્ચસ્વ મેળવવાને લોભે અપનાવે છે. પછી મુકરજી અને કુંદન તથા શ્રીકાંત મળી એક ફિલ્મ કંપની કાઢે છે.

આપણને આ રીતે ફિલ્મી દુનિયામાં પ્રવેશ કરાવી લેખક શું બતાવે છે? મુકરજી જેવા દિગ્દર્શકો મૂડી માટે મૂડીદારોને કેવી રીતે નટીઓ દ્વારા ફસાવે છે; તે દિગ્દર્શકો પણ નવી આવતી કુલીન-ખાનદાન યુવતીઓને દારૂ પાઈ કેવી રીતે ફસાવે છે; પોતાના બરોબરિયા થવા આવતા બીજા હરીફને કેવી રીતે નટીઓ દ્વારા ફસાવી બદનામ કરી દૂર કરે છે, ઇ૦...

આ બધું 'જાતઅનુભવ'થી કહેવામાં આવતું હોય, તો છેવટે પ્રશ્ન તો એ ઊઠે છે કે, પોતાના મનોરંજન માટે સેંકડો યુવાન-યુવતીઓને આવું ભ્રષ્ટ જીવન સરજી આપવું, એ સંસ્કારી પ્રજા માટે કેટલે દરજ્જે યોગ્ય કહેવાય? ઉપરાંત એ નટ-નટીઓની કામ-લીલા છેવટે એ લોકોના મંડળ પૂરતી જ મર્યાદિત રહે ખરી? કે પછી તેના છાંટા – કે ચેપ ઘરઘરનાં જુવાનિયાંને લાગવાના? અને અત્યારે ઘરનાં નાનાં બાળકો પણ મોટેરાંઓ સાથે સિનેમા-નટોના જીવન વિષેની વિગતવાર માહિતી અંગેની પોતાની જાણકારી 'મિલાવતાં' હોય છે, ત્યારે એ જોઈને તો નટ-નટીઓ અને કુટુંબો વચ્ચે કશો જ અંતરપટ રહ્યો છે એમ જ લાગતું નથી. બધું ક્યારનુંય એકાકાર થઈ ગયું છે!

અને સુંદરીઓ પાછળ જ પાગલ બનેલા લોકો, અત્યારે અમદાવાદમાં ચાલતાં 'ફાવે તેમ' લડવાની શરતવાળાં કુસ્તી-દંગલોની ટિકિટો પણ મળતી બંધ થઈ જાય એ હદે વટી પડે છે, ત્યારે લોહીની રમતો ('લોહીનો વેપાર'-એ અર્થમાં પણ!) રમવા પાછળ પડેલા રોમનોનો ઇતિહાસ યાદ આવે છે; અને ઘડીભર એમ થઈ જાય છે કે, આપણું આઝાદી-તખ્ત હજુ હમણાં તો ઊભું થયું તેટલામાં જ 'Decline and Fall' [અધઃપાત અને વિનાશ]નો ઇતિહાસ લખાવાના પ્રકરણમાં તો નથી પ્રવેશી ચૂક્યું?

'વાચક'

**શું હતા અને શું થઈ ગયા!** લે૦ દામુ સાંગાણી; પ્રકા૦ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; પૃ૦ ૧૮૮; કિં૦ ૩.૫૦.

નાટકિયા-ચટપટી ભાષામાં અને માત્ર હસાવવા ખાતર ગોઠવેલા વસ્તુનાં આ સાત 'મજાકિયા' નાટકો છે. સમાજમાં જે જુદી જુદી તરેહની નફટાઈ ચાલી રહી હોય છે, તેને છેક જ પરાકાષ્ઠાએ લઈ જઈ, ફજેત કરી, લેખક હાસ્ય ઉત્પન્ન કરે છે. અને હાસ્ય એવું ઊભું કરે છે કે, કદાચ એ પ્રમાણે ખરેખર નફટાઈ કરનારો માણસ પણ એ નાટક ભજવાતું જુએ તો કેવળ આનંદ જ માણે; જરાય દુઃખ ન અનુભવે. કારણ કે એની ફજેતી તે એવી સામાન્ય તરકીબથી ગોઠવેલી જુએ છે, કે જેવી તે પોતે કદી ગોઠવે જ નહિ! બહુ તો ફજેતી થાય એવી એ તરકીબ ન અજમાવવી એટલું જ એ શીખીને જાય! આ જોઈને એક પ્રશ્ન વિવેચકો પાસે મૂકવા જેવો લાગે છે કે, આવાં ફારસ જેવાં પ્રહસનોનો વિનોદ સંસ્કાર-પોષક અને સુરુચિજનક ખરો?

જેમ કે પહેલા નાટકમાં વિભા નામની એક જુવાન છોકરી, પોતાના રૂપથી આકર્ષાયેલા અનેક યુવાનો પાસેથી લગ્નની બાબતમાં માત્ર એટલા જ કારણે તરછોડાય છે કે, તેનો બાપ ગરીબ અને કરજદાર છે. અર્થાત્ એ જુવાનિયાઓને સ્ત્રીનું રૂપ પણ જોઈએ છે, તેમ જ તેના બાપના પૈસા પણ

જોઈએ છે। એટલે વિશા પડોશના એક બીજા મનમોહન નામના ગૃહસ્થ, જે પોતાની પત્ની અને પુત્રીના ફૂલફટાકિયા- વેડા અને ખરચાળપણાથી ખૂબ ત્રાસેલા છે, તેમની પાસેથી (એ પત્ની–પુત્રીની ગેરહાજરીમાં, અલબત્ત!) સાડીઓ તેમ જ કેટલોક ટૉઈલેટ-સામાન ભાડે લાવે છે. અને પછી વાત ઉરાડે છે કે, પોતાના પિતાને વારસામાં અણધાર્યો ગલ્લો હાથ આવ્યો છે. બસ, પછી તો વિભાને પહેલાં ગરીબ માની તરછોડનાર જુવાનિયાઓ તેની આગળ 'ગમે તે કરવા' તૈયાર થઈ જાય છે અને તેની પાછળ માખોની પેઠે બણબણવા લાગે છે. અરે, મનમોહનની તાલેવંત દીકરી રિમતાનો જ પ્રેમી લલિત પણ, હવે વિશા પાસે રૂપ અને પૈસા બંને દેખાતાં, રિમતાને છોડીને આવે છે!

'બંને સરખા' નાટકમાં પણ પોતાને ખોટી રીતે બીજાના ઠાઠથી પૈસાદાર બતાવી, પોતાની પ્રેમિકા 'સુનિતા'ને છેતરવા માગતો પ્રેમલ, તથા 'મંજુ'–ને પૈસાદારની દીકરી બતાવી પ્રેમલને છેતરવા માગનાર શોભારામ–એ બંને પોત- પોતાની યુક્તિઓમાં છેતરાય છે, એ બીનાથી હાસ્ય ઉપજાવ્યું છે.

'સ્વાતિનો પ્રેમી'–એ નાટકમાં સ્વાતિ તેમ જ શ્વેતા એ બે યુવતીઓને પોતાના બનાવટી પ્રેમથી છેતરતા રોહિતનો ફજેતો બતાવ્યો છે.

'નથુભાઈની લાગવગ'–એ નાટકમાં નોકરી અપાવવાની પોતાની લાગવગની ખોટી ડંફાસોથી પડોશના સુધીરને છેતરી તેને ત્યાં મિજબાનીઓ પડાવતા નથુભાઈનાં કારનામાંથી હાસ્યરસ ઉપજાવાયો છે.

'ખાનગી માનપત્ર'માં કેટલાક ગામડિયા એક રુશ્વતખોર અમલદારને માનપત્ર આપી હાથમાં લેવા પ્રયત્ન કરે છે; પણ સાહેબ પહેલાં આવેલા પ્રેસ-રિપોર્ટરને જ સાહેબ માની માનપત્ર આપી દેવાનો છબરડો વાળે છે.

'પલ્લવી જતી રહી'માં ધનુભાઈની માથાભારે પત્ની સુનંદા પોતાની દીકરી પલ્લવીને લલ્લુ નામના બાડિયા પણ ધનિક જુવાનિયાને પરણાવી દેવા ઇચ્છે છે, ત્યારે ધનુભાઈ પલ્લવીને નાસી જઈ, પોતાને મનફાવતા જુવાનને પરણવામાં મદદ કરે છે. પણ છેવટે એ ઉઘાડું પડી જતાં થોડુંક હાસ્ય નીપજે છે.

'સ્વપ્નું સાચું પડ્યું'માં એક જોશી પોતાનાં સ્વપ્નાંની વાતથી કેવી રીતે જજમાનોને ભમાવે છે, અને એ વાતોથી ભમાયેલા જજમાનો હાથે કરી એવું પરિણામ કેવી રીતે લાવી મૂકે છે, તેની વાત છે.

લેખક ભાષામાં નાટકિયાવેડા કેવા ઊભા કરે છે તેના નમૂના આ રહ્યા:—

તારા બાપુ 'અમુક બાબતમાં ડાંગરેનું બાળામૃત પીતા હોય એવડું બચ્ચું કહેવાય.' આના ઘરની સ્થિતિ 'તળિયા વગરની બાસ્કેટ જેવી થઈ ગઈ છે!' ઓરડાની "શો જોયા પછી તો મારા જેવા દેશભક્તને 'વધુ અનાજ ઉગાડો'ની ઝુંબેશ ઉપાડવાનું મન થઈ જાય! કેમ કે વરસાદના ટાઈમમાં મારે પાણી બહારથી નથી લાવવું પડતું, પણ અંદરથી પાણી બહાર કાઢવું પડે છે."

બીજી રીતે આ નાટકોની ભાષા 'થર્ડ ક્લાસ' છે! અનુસ્વારોનાં ઠેકાણાં નથી; સ્ત્રીઓ માટે પુરુષ જેમ અનુ- સ્વારોનો અભાવ અને પુરુષો માટે સ્ત્રીઓ જેવાં અનુસ્વારો! બધું મુંબઈના 'ભેળ–સેળ' જેવું છે! નપુંસક લિંગના શબ્દોને તો અનુસ્વારો ઉતારી લઈને પરાણે નરજાતિના બનાવી દેવામાં આવ્યા છે! નર, નારી, નાન્યતર બધાં એક અસ્ત્રે મૂંડી નાખવાની આ ટેવ એકદમ 'પિટ-ક્લાસ' જેવી છે.

'વાચક'

**શામળ ભટ્ટ કૃત સિંહાસન બત્રીશી:** સંપા૦ હરિવલ્લભ ચુનીલાલ ભાયાણી; પ્રકા૦ ભારતીય વિદ્યાભવન, મુંબઈ–૭; પૃ૦ ૪૧૨; કિં. ૮.૦૦.

ચાર સો ને બાર પાનના ડેમી સાઇઝના આ પુસ્તકમાં સંપાદકે કવિ શામળ ભટની સિંહાસન બત્રીશીમાંની ૧૮ થી ૨૨ સુધીની પાંચ વાર્તાઓને સમાવી છે. કૃતિના આરંભ પૂર્વેની પ્રાક્કથનરૂપે અપાયેલી ૪૭ પાનાંની ભૂમિકામાં, સંપાદકે બત્રીશીની વાર્તાઓનો સારાંશ આપીને આ વાર્તાઓની પ્રણાલી વિષે પણ વિચાર કર્યો છે. આની પહેલાં સદ્‌ગત અંબાલાલ જાની દ્વારા બત્રીશીની પહેલી સત્તર વાર્તાઓ પ્રકાશિત થયેલી છે તે વાતને ધ્યાનમાં લેતાં, ગુજરાતી સાહિત્યમાં આ કૃતિના પ્રકાશનથી સિંહાસન બત્રીશીની પરિશોધિત રૂપે એકથી બાવીસ વાર્તાઓ હવે અભ્યાસીઓને સળંગ રૂપે ઉપલબ્ધ બને છે.

આ પાંચે વાર્તાના વિષયને સ્પર્શીએ, તો તેમાં આગી અન્ય વાર્તાઓ કરતાં કંઈ નાવીન્ય નથી. વિક્રમના સિંહાસન પર રાજા ભોજ પગ મૂકવા જાય ત્યારે કોઈ એક પૂતળી તેને રોકીને રાજા વિક્રમનો સમોવડિયો જ તે સિંહાસને બેસી શકે તેમ કહે અને પછીથી વિક્રમના ઔદાર્ય તથા પરદુઃખ- ભંજનત્વને નિદર્શતી વાર્તાઓ કહી જાય. બસ, આ પ્રમાણે જ એક પછી એક વાર્તાઓ કહેવાતી જાય છે.

આમાંની પહેલી 'વહાણની વારતા'માં ચંદનાવતી નગરી- ના નગરશેઠ નિર્મલશાનો પુત્ર અભયચંદ, કમલપુરના રાજા દેવીકુંભના રાજ્યમાં વસતા ભાનુશેઠની પુત્રી દુરિતાને વરવા અર્થે જાય છે, તે વસ્તુ છે. પછીથી તો શામળની અન્ય વાર્તાઓમાં બને છે તેમ જ અહીં પણ ગણિકા આ વણિકપુત્રને ફસાવે છે. તેનાં વહાણ પણ ગણિકા હાથ કરી લે છે. અને પરિણામે તે કાશીએ કરવત મુકાવવા જાય છે. માર્ગમાં વિક્રમને

મળતાં તેનું દુઃખ દૂર કરવાનું વિક્રમ જણાવે છે. ને પછીથી તો પેલી ગણિકાને યુક્તિથી હરાવી, વહાણ પાછાં લાવી વણિકપુત્રને સોંપે છે અને પેલી કન્યા પણ પરણાવે છે.

અન્ય ચાર વાર્તાઓમાં પણ આ જ રીતનું કોઈ ને કોઈ પરાક્રમ વર્ણવાયું છે. 'ભાભારામ'ની વારતામાં વિક્રમ, કણબી ભાભારામને મોક્ષ અપાવે છે તે વર્ણવાયું છે; તો 'વેતાલ ભાટની વારતા'માં ગરીબ વૈતાળને પરણાવીને વિક્રમે કેટલા બધા જીવોને સુખી કર્યા તે વાતને વર્ણ્ય વિષય બનાવાયો છે. કર્પુરગૌરી નામક પૂતળીએ કહેલી 'પાંનની વારતા'માં લગભગ અશક્ય કહી શકાય તેવી 'પાંન' લાવવાની ઘટના વિક્રમ દ્વારા શક્ય બનતી બતાવાઈ છે. ને છેલ્લી 'કામધેનુની વારતા'માં તો રાજાને ચકાસવા મથતો ઇન્દ્ર પણ આશ્ચર્યથી પ્રસન્ન પ્રસન્ન થઈ જાય તેવું ગાયની રક્ષાનું કાર્ય વર્ણવાય છે. આ પરદુઃખભંજન રાજવી કાશીએ કરવત મુકાવવા જતા નાગર બ્રાહ્મણને બચાવી તેને પરણાવે છે ને પોતાના આખા કુટુંબના ભાગે મળેલી ગાય તે દંપતીને સોંપી દે છે, એ સત્કાર્યથી વાર્તાનું પરિશમન થયું છે.

આમ આ પાંચે વાર્તાઓમાં કોઈ ને કોઈ પ્રકારનું વિક્રમનું સત્કાર્ય વર્ણવાયું છે. આના પડછે શામળની જે રીતિ છે તે મુજબ બીજી અનેક આડકથાઓ, વ્યવહારુ ડહાપણ, બુદ્ધિને કસે તેવા કોયડાઓ અને તેના ઉત્તરોમાંથી મળી રહેતું વિવિધ પ્રકારનું જ્ઞાન ઇત્યાદિ વર્ણવાયું છે. જુદી જુદી રીતે મુકાતી આ કથાઓમાં પુરાણોની વાતો પણ જનસામાન્યને જચી જાય તેવી રીતે ગૂંથી લેવામાં આવી છે અને આ પ્રમાણે શ્રોતાવર્ગને આનાથી ડહાપણ અને બોધ બને कान्ताउपदेश-ની જેમ અપાઈ જતાં જણાય છે.

પાંચે વાર્તાઓમાં ક્યાંક ક્યાંક તો કવિતા પણ કેવી ઠાવકી બનીને બેસી ગઈ છે! જુદા જુદા વાસની રાજાની મુલાકાત, રાજાએ કંઈક વર માંગવાનું કહેતાં ભાભારામ કણબીએ આપેલો ઉત્તર, રાજાએ માંડેલી કામધેનુની સેવા ઇત્યાદિ આનાં ઉદાહરણો છે.

અહીં સુધી તો કૃતિનો સામાન્ય પરિચય તથા શામળની વર્ણ્ય રીતિની વાત થઈ. પરંતુ આવી કૃતિઓનું આ પ્રકારનું વર્ણનાત્મક વિવેચન પર્યાપ્ત નથી; ખરેખર તો બહુ જરૂરી પણ નથી. આ પ્રકારના લોકસાહિત્યને આપણે તુલનાત્મક રીતિએ ચકાસીને આપણા તત્કાલીન સમાજથી અન્ય સમાજ કઈ રીતે જુદો પડતો તે અંગેનાં પ્રમાણિત મંતવ્યો—Valid hypotheses ઊભાં કરવાં જોઈએ. આવા સાહિત્યમાંથી મળી આવતાં પ્રતીકો આપણને તુલનાત્મક અભ્યાસમાં ખૂબ મદદરૂપ થઈ પડશે. અન્ય સાહિત્યમાં મળી આવતાં આવાં સરખાં પ્રતીકોનો અભ્યાસ એ સ્વયં એક રસિક વિષય તો થવાનો જ; પણ તે ઉપરાંત આવા તુલનાત્મક અભ્યાસમાંથી સમાજની એક પ્રકારની ચોક્કસ વ્યવસ્થા પણ ઊભી થઈ શકશે. લોકસાહિત્યની કૃતિઓનો આ પ્રકારે અભ્યાસ થવો આપણા સાહિત્યમાં ખૂબ જ જરૂરી છે. આમ થશે તો જ ધૂળધોયા સંશોધકના પરિશ્રમનું કંઈક વળતર થયું ગણાશે.

શ્રી. ભાયાણીએ જુદી જુદી નવેક પ્રતોના આધારે આ કૃતિ તૈયાર કરીને ઉપર્યુક્ત અભ્યાસ અંગેનાં સિંહદ્વાર ખુલ્લાં કર્યાં છે. પાછળ આપેલી પાઠાંતરોની માહિતી તેમ જ કૃતિમાંથી નીકળતા લગભગ ચારસો જેટલા શબ્દોની સૂચિ સંપાદકના પ્રસ્તુત પ્રયત્નના ફળરૂપ ગણાવી જોઈએ. સંપાદકની આ તેમ જ અન્ય જૂની ગુજરાતી તેમ જ અપભ્રંશની સંપાદિત કૃતિઓમાં ઉપરનો દૃષ્ટિબિન્દુથી અભ્યાસ થવાનું સૂચન અહીં આડકથા તો નહીં જ ગણાય.

છેવટે, આવા પ્રમાણિત સંશોધન માટે સંપાદકને ધન્યવાદ.

**શાન્તિ આચાર્ય**

**ફૂલમાળ** : લે૦ વલ્લભદાસ અક્કડ; પ્રકા૦ મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત; પૃ૦ ૩૯; કિં૦ ૫૦ ન૦ પૈ૦.

સરલ શૈલીમાં લખાયેલ આ પુસ્તિકા બાળકો તેમ જ કિશોરોને ઉપયોગી થઈ પડે તેવી છે. બાળકોને કેળવણી ક્યાંથી ક્યાંથી મળે છે એનું સૂક્ષ્મ અવલોકન કરીને, લેખક બાળકો તથા માબાપો અને વાલીઓ માટે સારી સામગ્રી પૂરી પાડી છે.

કોક કોક જગ્યાએ જોડણીની ભૂલો રહી ગઈ છે. પા. ૨૩ પરનો છેલ્લો ફકરો, અટપટી વાક્યરચના હોવાને કારણે, ઠીક રીતે સંકલિત થયો નથી. પા. ૨૫ ઉપર છેલ્લા ફકરામાં આપવામાં આવેલ રૂપક યોગ્ય રીતે નિરૂપાયું નથી.

**ચં. ઉપાધ્યાય**

**બાળગીતો** ભાગ ૧–૨–૩ : સંપા૦ સોમાભાઈ ભાવસાર; પ્રકા૦ સંસ્કાર સાહિત્ય મંદિર, ભાવનગર; પૃ૦ ૭૨, ૬૪, ૬૪; કિં૦ ૧ રૂપિયો દરેકનો.

આ ત્રણે ગીતસંગ્રહો આવકારને પાત્ર છે. નાનાં બાળકોને ધ્યાનમાં લઈને ગીતોનો સંગ્રહ સંપાદકે કર્યો છે. વિષયોની વિવિધતા એમાં છે. ભાવગીતો, પ્રસંગગીતો, કુદરતી દૃશ્યો અંગેનાં ગીતો, વગેરેને લઈને ગીતોના ત્રણે સંચયો સારા બન્યા છે. સારા રાગ અને ઢાળોવાળાં ગીતો બાળકોને ગમશે એમાં કહેવાપણું નથી.

આ સંગ્રહો પુનર્મુદ્રિત થાય ત્યારે જોડણીની ભૂલો સુધારી લેવા તરફ સંપાદકનું ધ્યાન ખેંચવા જેવું માનીએ છીએ. બાળકોને શરૂઆતથી જ શુદ્ધ જોડણી ઇતરવાચનમાં પણ મળે, તો જોડણીનો પાયો સુદૃઢ થાય.

**ચં. ઉપાધ્યાય**

**બાળક સાથે વાતો કેમ કરશો?** લે૦ શ્રી. હરભાઈ ત્રિવેદી; પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, બૉમ્બે મ્યુચ્યુઅલ ચેમ્બર્સ, ચોથો માળ, ૧૯/૨૧ હમામ સ્ટ્રીટ, મુંબઈ-૧; પૃ૦ ૩૨; કિં. ૪૦ ન૦ પૈ૦.

મનોવિજ્ઞાનના એક અભ્યાસી તરીકે શ્રી. હરભાઈનું નામ ગુજરાતમાં જાણીતું છે. ઘરમાં તેમ જ સમાજમાં બાળકોનું વિશિષ્ટ સ્થાન છે, એ વાત હવે ધીરે ધીરે બધાંએ સ્વીકારી છે. પરન્તુ બાળકો સાથેના વર્તન વિષે, બાળકના વિકાસાર્થે એને કેવા ભાવથી બોલાવવું-ચલાવવું ઇત્યાદિ વિષે, જાગ્રત ભાવે વિચારનારાં ઘણાં ઓછાં માબાપો છે.

પ્રસ્તુત પુસ્તિકા એવાં માબાપોને સરસ માર્ગદર્શન આપે છે. સાથોસાથ આ પુસ્તિકા શિક્ષકો માટેય ખૂબ મહત્ત્વની સામગ્રી પૂરી પાડે છે. "બાળક જીવંત વ્યક્તિત્વ ધરાવતું સંવેદનશીલ મનુષ્યપુષ્પ" છે એ ભાવને મધ્યમાં રાખીને શ્રી. હરભાઈએ લખેલ આ પુસ્તિકા આવકારદાયક છે, માબાપો અને શિક્ષકો સૌને આ ચોપડી ઉપયોગી નીવડે એવી છે.

ચં. ઉપાધ્યાય

**ડૉ. આલ્બર્ટ સ્વીટ્ઝર :** લે૦ ચંદુલાલ પરીખ; પ્રકા૦ વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ (પ્રાઇવેટ) લિ૦ મુંબઈ; પૃ૦ ૩૨; કિં૦ ૬૦ ન૦ પૈ૦.

એક સાધુચરિત પુરુષનું જીવનકાર્ય આ પુસ્તિકામાં લેખકે આલેખ્યું છે. સેવા શી વસ્તુ છે, એની લગની શી ચીજ છે, અને સાધુ પુરુષોનું ચરિત કેવું ગહન અને મહાન હોય છે, એની રસપ્રદ વાતો આમાં મળે છે.

૮૪-૮૫ વર્ષની ઉંમરના આ વૃદ્ધ-યુવાન બીજી રીતની અનેક સાક્ષરી વગેરે શક્તિઓ ધરાવતા હોવા છતાં, આજે આફ્રિકાનાં જંગલોમાં માનવસેવાનું કાર્ય કરી રહ્યા છે. એવા સાધુચરિત પુરુષોનાં પુણ્યથી સંસારની સાધુતા ટકી રહી છે.

આ પુસ્તિકા, બાળકો તથા મોટાં બધાંને ઉપયોગી છે.

ચં. ઉપાધ્યાય

**કાયાની કરામત:** લે૦ ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી; પ્રકા૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; પૃ૦ ૨૩૪; કિં૦ રૂ. ૪.૦૦.

કકડે કકડે લખાઈને પ્રસિદ્ધ થયેલા લેખોનું સંકલન કરીને આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવેલું છે. પુસ્તક સુંદર અને સુવાચ્ય છે. તેમાં કોઈક ઠેકાણે 'ગયા હપ્તામાં આવી ગયું', કે '૧૯૯ મા અંકની માધુકરીમાં આ વિશેની નોંધ આપી હતી' એવા ઉલ્લેખો રહી ગયા છે; તે સળંગ પુસ્તકમાં આવવા જોઈતા ન હતા.

પા. ૨૫: 'તેને આંખની વસ્તુ શ્રમ વગર જોવા માટે બહિર્ગોળ ... એવું છે. ત્યાં 'આંખની' ને બદલે 'પાસેની' હોવું જોઈએ.

પા. ૨૬: લાંબી દૃષ્ટિવાળાને દૂરની વસ્તુ જોવા માટે દૃષ્ટિમેળ સાધવો પડે છે' એવું છે તેમાં 'દૂરની વસ્તુ'ને બદલે 'પાસેની વસ્તુ' જોઈએ.

સંસ્કૃત તેમ જ અંગ્રેજી અવતરણોમાં ઘણી ભૂલો દેખાય છે. બીજી આવૃત્તિમાં આવી ક્ષતિઓ ન રહે એ ઇચ્છવા જોગ છે.

આ પુસ્તકમાં જ્ઞાનતંત્ર, ગ્રંથિતંત્ર, પ્રજનનતંત્ર, વૃદ્ધિ, નિદ્રા, રોગ સામેનું રક્ષણ તથા મૃત્યુ સંબંધી ચર્ચા કરવામાં આવેલી છે. આ ચર્ચા અદ્યતન વૈજ્ઞાનિક ઢબે થયેલી છે. સરળ ભાષામાં લખાયેલું આ પુસ્તક હરકોઈ માટે વાંચવા જેવું ગણાય.

'દાક્તરી વિજ્ઞાન'નાં પુસ્તકો પરિભાષા નથી માટે ન લખી શકાય એવું માનનારાઓએ આ પુસ્તક ખાસ વાંચી જવું જોઈએ. લેખકને જ્યાં જ્યાં અંગ્રેજી શબ્દની જરૂર લાગી, ત્યાં ત્યાં તેમણે એ વિના સંકોચે વાપરેલ છે. જ્યાં બંધબેસતા શબ્દ મળી આવ્યા, ત્યાં તેમનો ઉપયોગ પણ કરી લીધેલો છે. લખાણની ઢબ પણ એટલી સરસ છે કે, વાચનમાં તેમ જ સમજવામાં જરાય અડચણ પડે નહિ. આવા પ્રયત્નો ખૂબ થતા રહે તે જરૂરી છે,

બંસીધર ગાંધી

**ગૃહસંચાલન:** લે૦ ડૉ. લીલા શાહ; પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ૦ ૨૯૬; કિં૦ રૂ. ૫.૨૫.

ડૉ. લીલા શાહનું ગૃહવિજ્ઞાનનું આ પુસ્તક સુંદર રીતે લખાયેલું છે. તેમાં ગૃહવિજ્ઞાનનાં તમામ પાસાંની વૈજ્ઞાનિક છણાવટ વ્યવહારુ દૃષ્ટિએ કરવામાં આવેલી છે. આજના જીવનનાં બદલાતાં જતાં મૂલ્યોને અનુરૂપ થવા શું શું કરવું ઘટે અને શા માટે? તેના ફાયદા ગેરફાયદા—ઇત્યાદિ સર્વ વિગતો રસમય રીતે ચર્ચવામાં આવેલી છે.

લોકશાહીમાં કૌટુંબિક જીવન, આવક અને જાવક, સમય અને શક્તિ—નાં પ્રકરણો ખૂબ જ સારી રીતે લખાયેલાં છે. રસોડામાં કઈ કઈ સગવડો જરૂરી ગણાય, જગા તેમ જ સમય અને શક્તિનો કરકસરથી ઉપયોગ શી રીતે કરી શકાય, તેનો ખ્યાલ પણ સારી રીતે આપવામાં આવ્યો છે.

પુસ્તક ગૃહવિજ્ઞાનના વિષયના પાઠ્યપુસ્તક તરીકે લખાયું છે. છતાં ગૃહિણીઓને વ્યવહારુ રીતે પણ આ પુસ્તક ઉપયોગી થાય તેવું છે. વિશેષમાં થોડી સગવડ અગવડ વેઠીને પણ તેમાં સૂચવેલી ઢબે કામ કરવાની ટેવ પાડવામાં આવે, તો ખોટું નથી. તેમ કરવાથી સમય અને શક્તિનો સારો એવો બચાવ થશે.

બંસીધર ગાંધી

## कुलपति डॉ. राजेन्द्रप्रसादका भाषण

[ गूजरात विद्यापीठके १५ वें पदवीदानके अवसर पर, ता. १६–१२–'६० ]

गूजरात विद्यापीठ मेरी अपनी ही संस्था है इसलिये इसमें आनेका मेरे लिये यह पहला ही अवसर नहीं है। मैं बार बार यहां आ चुका हूँ और आपके इस दीक्षान्त उत्सव में भी भाग ले चुका हूँ। पर जब जब आता हूँ, मुझे बड़ी खुशी होती है और कई पुरानी स्मृतियां मेरी आँखोंके सामने आ जाती हैं। यहां आनेके अवसरका स्वागत करनेके कई कारण हैं, किन्तु सबसे बड़ी खुशीका कारण मेरे लिये यह है कि इस विद्यापीठको मैं एक वृक्ष के रूप में देखता हूँ। यह वही वृक्ष है जिसका पौधा स्वयं बापूने अपने हाथसे लगाया था। उस समय उन्होंने जो आशाएं, इच्छाएं और अपने दिलकी आकांक्षाएं व्यक्त की थीं, इस अवसर पर उनका सुखद स्मरण हो आता है। सुखके साथ साथ थोड़ी सी वेदना भी होती है। कम से कम शिक्षाकी स्थिति पर नये राष्ट्रीय दृष्टिकोणसे विचार करनेकी प्रेरणा तो मिलती ही है। इस दृष्टिकोणको मैं नया कहूं या पुराना यह निर्णय करना भी मेरे लिये आसान नहीं है। कितने ही वर्ष हुए बापू ने शिक्षा के जिन सिद्धान्तोंका प्रतिपादन किया था और जिनका उल्लेख आपने अपने विवरण में किया है, आज भी वे सिद्धान्त हमें ललकारते दिखाई देते हैं। मेरी वेदनाका यही कारण है कि उन सभी सिद्धान्तोंको अभी तक हम अपनी शिक्षा पद्धतिमें यथोचित स्थान नहीं दे पाये हैं।

विद्यार्थियोंके बौद्धिक विकास, शिक्षाक्रम में हिन्दी के लिये आवश्यक स्थान और सभी धर्मोंके ज्ञानकी प्राप्ति पर उन्होंने जोर दिया था। किन्तु सबसे महत्वपूर्ण बात जो एक भविष्यवक्ताकी भाँति बापूने कही थी वह यह थी कि शिक्षाकी व्यवस्था करने-वालोंको शहरोंकी अपेक्षा गाँवोंकी तरफ़ अधिक देखना चाहिये, क्योंकि वास्तवमें देशका आधार शहरों पर नहीं बल्कि गाँवों पर है। इस निर्देशका कुछ प्रभाव हम लोगों पर पड़ा है और इधर देहातों में अथवा छोटे शहरोंमें शिक्षण-संस्थाएं स्थापित करनेकी प्रवृत्ति देखने में आ रही है। कुछ राज्योंमें ग्रामीण विश्वविद्यालय स्थापित भी हुए हैं अथवा उनकी स्थापनाकी बातचीत चल रही है। यह बात बहुत संतोषजनक है। पर यह सब कुछ होते हुए इस बातकी अवहेलना भी नहीं की जा सकती कि बडे शहरोंमें स्थित स्कूलों और कोलेजोंकी ओर देहातोंके विद्यार्थी जितनी बडी संख्यामें आज आकृष्ट हो रहे हैं, इससे पहले इतने कभी नहीं हुए थे। यदि इन शिक्षण संस्थाओंका वातावरण और शिक्षण-पद्धति ऐसी होती कि ग्रामीण विद्यार्थियोंको शिक्षित बना कर फिरसे देहातों में रहनेकी प्रेरणा देती, तो इसमें किसीको आपत्ति न होती। दुर्भाग्यसे स्थिति कुछ और ही है। अधिकांश ग्रामीण विद्यार्थी शहरी वातावरणमें आकर देहातोंकी ओरसे विमुख हो जाते हैं और भावि जीवनके कार्यक्रममें गाँवोंको कोई स्थान देनेको तैयार नहीं होते। आधुनिक शिक्षा-प्रणालिका यह एक प्रमुख दोष है। सारा दोष ही शिक्षा-प्रणाली पर मढ़ना भी उचित नहीं होगा। जीवनकी सुविधाओंकी दृष्टिसे देहातों और शहरी जीवनमें जो गहरी खाई पहले थी वैसी ही अब भी है। शहरी जीवनके सुधारके लिये जो अनेक

आयोजन किये गये हैं अथवा किये जा रहे हैं उन्हें कोई भी देख सकता है, किन्तु हमारी विकास-योजनाओंका ग्रामीण जीवन पर अभी तक प्रत्यक्ष प्रभाव नहीं पड़ा है । इसलिये इस ओर विशेष ध्यान देनेकी आपकी योजना तथा व्यावहारिक कार्यक्रमका मैं हृदयसे स्वागत करता हूँ ।

गूजरात विद्यापीठने हिन्दीको आरंभसे ही अपने पाठ्यक्रमका एक आवश्यक अंग माना है । इसलिये यदि इस ओर आप और अधिक उत्साहसे आगे बढ़ रहे हैं तो मेरे लिये यह आश्चर्यकी बात नहीं । इस संबंधमें मैं दो शब्द कहना चाहूंगा जो आपके स्नातकों तथा हिन्दी भाषा-भाषियों दोनोंके लिये हैं । हिन्दीके स्वरूप अथवा कलेवरके संबंध में कितना ही वादविवाद हो और कैसा ही मतभेद हो, उसकी हमें चिंता नहीं करनी चाहिये । महत्त्व केवल इस बातका है कि हिन्दीका ज्ञान प्राप्त किया जाय और ऐसा करनेमें यदि कोई अहिन्दी क्षेत्र अपनी प्रादेशिक शैली अथवा शब्दोंका उपयोग करता है तो उसमें घबराने या चिंता करनेकी कोई बात नहीं है अपितु उसका स्वागत होना चाहिये । मेरी यह दृढ धारणा है कि यदि हिन्दीको अखिल भारतीय भाषा होना है तो उसके आधारको भी हमें सार्वदेशिक रूप देना होगा । यह बात हमें अंग्रेजीके उदाहरणसे सीखनी चाहिये । अंग्रेजी कई देशोंकी भाषा है । यदि उसका आधार इतना विस्तृत और व्यापक न होता कि वह सभी प्रादेशिक तथा राष्ट्रीय प्रवृत्तियोंको खपा सके तो संभवतः इंग्लैंडको छोड़कर अंग्रेजी किसी और दूसरे देशकी भाषा आज न होती । सभी शैलियों, शब्दावलियों तथा विशेष प्रवृत्तियोंको अपने भाषा-परिवारमें स्थान देकर अंग्रेजी स्वयं समृद्ध हुई और फली फूली । अंग्रेजोंसे जहां हम और बहुत सी बातें सीखनेका दावा करते हैं, उनसे हमें यह बात भी सीखनी चाहिये और हिन्दीको एक व्यापक और वास्तविक रूपसे अखिल भारतीय भाषा मानना चाहिये । यही दृष्टिकोण इस संबंधमें गांधीजीका भी था । इसलिये गूजरात विद्यापीठके हिन्दी भवनका उद्‌घाटन करके मुझे आज विशेष खुशी हुई और जो विचार मैंने हिंदी भाषाके संबंधमें व्यक्त किये हैं, इस भवनके निर्माणसे उन्हें और बल मिलेगा । मेरा विश्वास है कि हिन्दी-भाषी क्षेत्र भी इस दृष्टिकोणको अपनायेंगे और अन्य प्रादेशिक भाषाके सहयोगसे हिन्दीको समृद्ध बनायेंगे ।

गूजरात विद्यापीठके स्नातकोंको भी मैं बधाई देता हूँ । उनसे हमें यह आशा है कि इन सब सिद्धान्तों और प्रणालियोंको वे अपने जीवनमें उतारेंगे और व्यवहारिक रूपसे उनपर चल कर निजी उन्नतिके साथ साथ देशकी उन्नतिमें भी हाथ बटायेंगे । मैं उन्हें यह परामर्श दूंगा कि वे निजी विवेकसे काम लें । कोई भी मार्ग हो, प्रारंभमें उसमें कठिनाइयाँ हो सकती हैं । किन्तु मेरा विश्वास है कि उन्हें अपने शिक्षण और विद्यापीठसे उपार्जित संस्कारोंसे जीवनमें प्रेरणा मिलती रहेगी और जीवनके कार्यक्षेत्रमें वे सफल होंगे । मेरी यह कामना है कि गांधीजीकी विचारधारा, जो गुजरातमें पूर्ण रूपसे विकसित हुई, आपको उससे सत्प्रेरणा और मार्गदर्शन मिलेगा । विद्यापीठके सभी विद्यार्थियों तथा शिक्षकोंका भी मैं हृदयसे अभिनन्दन करता हूँ और इस अवसर पर सबको बधाई देता हूँ ।

# गूजरातमें हिंदी प्रचार कार्य

[हिंदी भवनके उद्घाटन निमित्त एक निवेदन। ता. १६-१२-१९६०]




महात्मा गांधीने देशकी समस्याओं पर बड़ी गहराईसे विचार किया और अपने विचारोंको उन्होंने 'हिंद स्वराज'में प्रकट किया। देशके लिए राष्ट्रभाषाका प्रश्न उनमेंसे एक था।

इस विचारके अनुसार सन् १९१८के हिंदी साहित्य सम्मेलनके अधिवेशनके बाद उन्होंने दक्षिण भारतमें हिंदीका प्रचार शुरू किया।

सन् १९१९में महात्माजीने भारत सरकारके खिलाफ़ असहयोग आंदोलन शुरू किया। सरकारी स्कूलों और कॉलिजोंके बहिष्कारसे उस आंदोलनका श्रीगणेश हुआ, और देशमें राष्ट्रीय विद्यापीठोंकी स्थापना हुई।

गूजरात विद्यापीठ, अहमदावाद, सबसे पहला विद्यापीठ था कि जिसकी स्थापना महात्माजीने १९२०में की। राष्ट्रभाषा हिंदीकी शिक्षा विद्यापीठके ध्येयोंमें ही रखी गई। इस तरहसे राष्ट्रभाषा हिंदीका कार्य विद्यापीठका अनिवार्य अंग बन गया। अपनी स्थापनासे आज तक विद्यापीठ हिंदीका कार्य करता आया है। इसका संक्षिप्त हाल आज जबकि हिंदी भवनका उद्घाटन हो रहा है, इस अवसर पर बताना उचित होगा।

१९१८के बाद हिंदी साहित्य सम्मेलनका अधिवेशन १९३५में इन्दौरमें हुआ। इस सम्मेलनके सभापति महात्मा गांधी दूसरी दफ़ा हुए। इस सम्मेलनमें महात्माजीने राष्ट्रभाषाकी व्यवस्थामें एक और क़दम आगे उठाया, वह यह कि महात्माजीने दक्षिण भारतके अलावा देशके बाक़ीके अ-हिंदी प्रांतोंमें हिंदीका प्रचार करना तय किया। इसके फलस्वरूप उन्होंने १९३७में राष्ट्रभाषा प्रचार समिति, वर्धा,की स्थापना की। इस समितिके शुरूके अध्यक्ष श्री. काका कालेलकर बने। गुजरातके लिए काकासाहबने एक कामचलाऊ खास समिति क़ायम की। गूजरात

विद्यापीठने इस कार्यमें इस समितिका हाथ बटाया। खासकर इस विचारसे १९३९में गूजरात विद्यापीठने 'हिंदी-गुजराती कोश' प्रसिद्ध किया, जिसकी तीन आवृत्तियाँ आज तक छप चुकी हैं।

१९४१ दिसम्बरमें हिंदी प्रचार कार्यने एक बड़ा भारी पलटा खाया। हिंदी साहित्य सम्मेलनका अधिवेशन १९४१ दिसम्बरमें अबोहरमें हुआ। इस अधिवेशनमें हिंदी साहित्य सम्मेलनने राष्ट्रभाषा हिंदीकी व्याख्यामेंसे उर्दू लिपि और उसके साहित्यको हटा दिया, और राष्ट्रभाषाकी व्याख्या संकुचित कर दी। महात्माजी और दूसरे देशभक्तोंको राष्ट्रभाषाकी नई व्याख्या उचित नहीं लगी।

इस समय देशकी राजनीतिक परिस्थिति बड़ी गंभीर थी। मगर यह सब कुछ होते हुए भी मई १९४२में महात्माजीने राष्ट्रभाषा प्रचारके लिए डॉ० राजेन्द्रप्रसादकी अध्यक्षतामें एक नई संस्था 'हिन्दुस्तानी प्रचार सभा, वर्धा'की स्थापना की; और हिंदीकी संकुचित व्याख्या हो जानेके कारण महात्माजीने राष्ट्र-भाषाका नाम 'हिन्दुस्तानी' रखा। इस नई संस्थाका उद्देश्य मुख्यतः यह था कि, वह हिंदी और उर्दूकी मिली-जुली भाषाका प्रचार करे और इसके लिए 'हिन्दुस्तानी'की परीक्षायें नागरी और उर्दू दोनों लिपियोंमें ले। राजनीतिक आंदोलनके कारण सरकारने ९ अगस्त १९४२को देशके जिम्मेदार कार्यकर्ताओंको गिरफ्तार कर लिया और यह संस्था अपना काम तब शुरू न कर सकी।

इस सभाके कायम होने पर, गांधीजी काकासाहब वगैरह राष्ट्रभक्तोंने साहित्य सम्मेलन और वर्धा समितिका त्याग किया और हिन्दुस्तानी प्रचार सभाके जरिये राष्ट्रका यह काम चालू किया।

इसका प्रारंभ बड़ी कठिन हालतमें हुआ। गुजरातकी समितिने जनवरी १९४४में दोनों लिपियोंमें 'हिन्दुस्तानी पहली'की परीक्षा ली। इस परीक्षामें गुजरातके ९४१ भाई-बहनोंने भाग लिया। सितम्बर १९४४में 'हिन्दुस्तानी दूसरी' परीक्षा शुरू कर दी गई, सितम्बर १९४५में 'हिन्दुस्तानी तीसरी' और सितम्बर १९४६में 'हिन्दुस्तानी चौथी'—विनीत। सितम्बर १९४६की परीक्षामें परीक्षार्थी-संख्या ३,७४८ थी। इस तरह हिन्दी-हिन्दुस्तानीका काम धीरे-धीरे बढ़ने लगा।

सितम्बर १९४९में देशकी संविधान सभाने राजभाषा संबंधी प्रस्ताव पास किया। राजभाषाका नाम हिंदी रखा, मगर उसका स्वरूप हिन्दुस्तानीका रहा, और लिपि देवनागरी रखी। इस प्रस्तावसे विद्यापीठके हिंदी प्रचारके कार्यमें कुछ फ़र्क़ हुआ और वह यह कि, हिन्दुस्तानीकी परीक्षायें दोनों लिपियोंके बजाय नागरी लिपिमें लेनी शुरू कीं।

जून १९५०से विद्यापीठने हिंदी शिक्षकोंको तैयार करनेके लिए हिंदी शिक्षक सनद वर्ग शुरू किया और १९५१से हिंदीकी पाँचवीं परीक्षा 'हिंदी सेवक' शुरू की। १९५७में जब सरकारने सिनियर हिंदी शिक्षक सनद परीक्षाकी योजना की तो विद्यापीठने इस परीक्षाके परीक्षार्थियोंके लिए वर्ग शुरू किया। जैसे जैसे हिंदीका काम बढ़ता गया, तो बढ़ते हुए कामके लिए जगहकी तंगी महसूस होने लगी। उधर विद्यापीठने १९४७में महादेव समाज सेवक महाविद्यालय शुरू किया, और जैसे महाविद्यालयका काम बढ़ा

तो जगहकी कमी बहुत ही मालूम होने लगी । 'गांधी भवन'के तैयार हो जानेसे पुस्तकालय उस इमारतमें चला गया, जिससे कार्यालयके काममें कुछ सहूलियत होते हुए भी मुश्किल अनुभव होती रही । आज वह दिन आया है कि हिंदी प्रचारके लिए 'हिंदी भवन' तैयार हो गया है । जगहकी सहूलियत हो जानेसे आशा है कि हिंदीका काम और बढ़ेगा । आज अध्यापन, परीक्षण और प्रकाशनका कार्य चल रहा है । जुलाई १९६१से हिंदी सेवकके आगेकी परीक्षा शुरू की जायगी इसका आयोजन हो रहा है । इस तरह गुजरातमें हिंदी प्रचार-कार्यके लिए अब विद्यापीठ 'हिंदी अकादमी'सा काम करेगा।

अब तक जो काम हुआ है, उसके विषयमें कुछ जानकारी नीचे दी जाती है:

**(१) परीक्षायें :**

विद्यापीठ आजकल हिंदीकी पांच परीक्षायें ले रहा है । १९४४से आज तक परीक्षावार परीक्षार्थी-संख्या इस तरह है:

| | |
|---|---|
| हिंदी पहली | २,६२,३६९ |
| हिंदी दूसरी | ३,०४,७०० |
| हिंदी तीसरी | १,६५,४२९ |
| हिंदी विनीत | ८०,८६७ |
| हिंदी सेवक | १,३८२ |

इन परीक्षाओंकी तैयारी करानेके लिए भिन्न भिन्न केन्द्र अपनी अनुकूलताके अनुसार वर्ग चलाते हैं ।

**(२) प्रचारक वर्ग :**

प्रचारकोंका हिंदीका अभ्यास बढ़ानेके लिए गरमीकी छुट्टियोंमें तीन सप्ताहका प्रचारक वर्ग चलाया जाता है । जो संस्थाके प्रमाणित प्रचारक हैं उनसे भोजनखर्च नहीं लिया जाता । १९४५ से १९६० तक ५४५ प्रचारक भाई-बहनोंने इस वर्गसे लाभ उठाया है।

**(३) प्रकाशन कार्य :**

हिंदी-गुजराती कोशकी तीन आवृत्तियाँ निकल चुकी हैं और गुजराती-हिंदी कोश आजकल छप रहा है । आशा है मार्च १९६१के अंत तक छप जायेगा ।

हिंदीकी पाँचों परीक्षाओंके लिए अठारह पुस्तकें तैयार की हैं ।

माध्यमिक शालाओंके लिए हिंदी पाठ्य-पुस्तकोंके रूपमें 'आंतरभाषा पाठावली'की पुस्तकें छापी हैं । और सामान्य वाचकोंके लिए, कि जिससे उनका हिंदीका ज्ञान बना रहे, और बढ़े, ऐसी पुस्तकें भी छापी हैं ।

इस तरह कुल मिलाकर ३३ पुस्तकें छप चुकी हैं । दो पुस्तकें प्रेसमें हैं, दो हमारे पास तैयार हैं, और तीनकी तैयारी चल रही है ।

**(४) हिंदी शिक्षक सनद वर्ग :**

जुनियर शिक्षक सनद वर्गका अभी तक २८५ और सिनियर शिक्षक सनद वर्गका ४३ विद्यार्थियोंने लाभ उठाया है ।

**(५) सम्मेलन :**

लोगोंको हिंदी प्रचारका महत्त्व समझानेके लिए समय समय पर जिलेवार और गुजरातके सारे प्रचारकोंके सम्मेलन होते हैं ।

**(६) हिंदी विभाग 'नवजीवन' :** (गुजराती)

गुजराती वाचक हिंदी पढ़ें इस लिए 'नवजीवन'में एक भाग हिंदीका रखा गया है ।

**(७) केन्द्र संख्या ५२८ :**

प्रचारक संख्या ४८५

महामात्र, गूजरात विद्यापीठ मगनभाई देसाई
अहमदाबाद–१४

# ધ્યાન–ચિંતનનો આધ્યાત્મિક કસબ

છેવટે હું એક મુદ્દો છણવા ઇચ્છું છું, અને મારે મન બીજા સૌ મુદ્દા કરતાં એ વધુ અગત્યનો છે. ગાંધીજીને રોજબરોજનું પાર વિનાનું કામકાજ કરવાનું રહેતું. આજના સંજોગોમાં દરેક મહાન હિલચાલના નેતાને ભાગ એ વસ્તુ આવે જ છે. પરંતુ ગાંધીજીને ગમે તેટલું કામ હોય છતાં તે વ્યાવહારિક બાબતોમાંથી અમુક સમય માટે ખસી જઈને ધ્યાન – ચિંતનનો નિયત સમય સાચવતા. ધ્યાન-ચિંતન માટે એ સમય જુદો કાઢીને ગાંધીજી પોતાને જ નહિ પણ આખા ભારતવર્ષને સાચા નીવડતા હતા.

આજે ભારતના લોકોને ઘણાં તાત્કાલિક અગત્યનાં તથા અનિવાર્ય વ્યાવહારિક કામો પાર પાડવાનાં છે. દાખલા તરીકે કહું તો સામુદાયિક વિકાસ-યોજના માટેનાં બધાં અમલી કામોનો પહાડ! ભારતના ખેડૂતોનું ભૌતિક ધોરણ ઊંચું લાવવાનું ધ્યેય કોઈ અર્થમાં ભૌતિક ધ્યેય નથી. એ તો એક પહેલા નંબરનું આધ્યાત્મિક અગત્યનું કામ છે; કારણ કે કોઈ પણ આધ્યાત્મિક પ્રવૃત્તિ માટે એ તો આવશ્યક સહાયક પરિસ્થિતિ છે. પરંતુ ગાંધીજીનો દાખલો પુરવાર કરે છે કે, ગમે તેવું સખત વ્યવહારુ કાર્ય પણ જગતની ચિંતાઓથી પોતાના આધ્યાત્મિક જીવનને રૂંધાવા કે ગૂંગળાવા દીધા વિના આચરવું શક્ય છે. અરે, એથી પણ વધુ તો, ગાંધીજીએ એ દર્શાવી આપ્યું છે કે, આધ્યાત્મિક પ્રવૃત્તિ એ તો વ્યાવહારિક પ્રવૃત્તિ માટેનું મૂળ ઝરણું છે, તથા એ પ્રેરણા જ વ્યવહારુ પ્રવૃત્તિને સફલ બનાવે છે તથા આસુરી ઘમસાણને માર્ગે વળતી રોકે છે.

ભારતવર્ષે આજના જગતને આ જ સૌથી મોટો પાઠ શીખવવાનો છે. પાશ્ચાત્ય ખ્રિસ્તી સાધનામાં કંઈક પ્રમાણમાં મધ્યયુગ સુધી ધ્યાન – ચિંતનનો આચાર સ્વીકારાયો હતો તથા સેવાતો હતો. પરંતુ ત્યાર પછી આપણે (પાશ્ચાત્યો) આ આધ્યાત્મિક કસબ સદંતર ખોઈ બેઠા છીએ. અને આપણી આ ખોટ વધુ ગંભીર છે, કારણ કે ધ્યાન–ચિંતનનો કસબ એ જીવન જીવવાના કસબનું જ બીજું નામ છે. તેથી હવે આપણે ભારત તરફ વળ્યા છીએ. આ આધ્યાત્મિક બક્ષિસ, કે જેના વડે માણસ 'માનવ' બને છે, તે હજુ ભારતીય આત્માઓમાં જીવંત છે. . . માનવજાતને આત્મ – નિકંદનમાંથી બચાવવામાં બીજું કાંઈ જ એટલું બધું મદદગાર નીવડી શકે તેમ નથી.

—'આઝાદ મેમોરિયલ લેકચર્સ' – ૧૯૬૦ ]

—આર્નોલ્ડ ટૉયન્બી

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૧૪